# કેહવત-માળા

જમશેદજી નશરવાનજી પીતીત



એડીટ કરનાર

જીજીભાઈ પેસ્તનજી મીસ્ત્રી, એમ. એ.

# કેહવત-માળા

## ગુજરાતીમાં વપરાતી કેહવતો, દોહરા, તથા સાધારણ વાક્યો

ગુજરાતી કેહવતોને મળતી જુદી જુદી બીજી ભાષાઓની કેહવતો સાથે

સંગ્રહ કરનાર

**જમશેદજી નશરવાનજી પીતીત**

ગુજરાતી કેહવતો, તેમજ તે કેહવતોને મળતી જુદી જુદી બીજી ભાષાઓની કેહવતોના પુષ્કળ વધારા, તથા કેહવતો વિષેના નિબંધ સાથે

ઍદીત કરનાર

**જીજીભાઈ પેસ્તનજી મીસ્તરી, ઍમ. એ.**

---

## ભાગ પેહલો

**અ—ન**

---

**"કાળ જાય, પણ કેહવત રહે."**

---

**મુંબઈ:**

**ધી જમશેદજી નશરવાનજી પીતીત પારસી ઑરફનેજ કૅપતન પ્રિંતીંગ વર્કસ.**

---

૧૯૦૩

---

Proverbs are the daughters of daily experience.—*Dutch Proverb.*

What flowers are to gardens, spices to food, gems to a garment, and stars to heaven, such are proverbs interwoven in speech.—*Hebrew Proverb.*

Proverbs are the lamps to words.— *Arabic Proverb.*

A proverb is to speech what salt is to food.—*Arabic Proverb.*

Earth and heaven will perish, but the words of the mighty will endure.—*Tamil Proverb.*




## (ભાગ પેહલાનું)

# આંકળિયું.







# દીબાચો.



"માહરી મજેહ"વાળી કવિતાનાં પુસ્તકમાં "શેઠ જમશેદજી નશરવાનજી પીતીતની જીંદગીનો એહવાલ" આપવામાં આવ્યોછે તે મધે આ સંગ્રહ વિષે જે લખવામાં આવ્યુંછે[1] તે અતરે ઉતારી લેવું વ્યર્થ જશે નહિ :—

"કવિતા ઉપરાંત સાહિત્યની બીજી બાબદોમાં પણ તેવણે સારૂં નામ કાહડ્યું હતું. આ તેઓની બીજી સઘળી મેહેનતોમાં સર્વથી વખાણવા લાયક મેહનત ગુજરાતી ભાષામાં બોલાતી કેહવતો ભેગી કરવાને લગતી હતી. આ કામ પાછળ શેઠ જમશેદજી કેવી ખંત તથા ઉલટથી મંડેલા

૧. જુઓ "માહરી મજેહ તથા બીજી કવિતા" મધે "શેઠ જમશેદજી નશરવાનજી પીતીતની જીંદગીનો એહવાલ," સફે 61—64.

હતા તે તેઓજ કહી શકશે કે જેઓને એ મરહુમ સાથે નિકટ સંબંધમાં આવવાનું માન મળ્યું હતું. ભેગી કીધેલી કેહવતો એકદમ એક સંગ્રહના આકારમાં સડસડાટ વાંચી જનાર વાંચનારને તે મેહનતનો ઝાંખો પણ ખ્યાલ કદી આવી શકનાર નથી. કવિતા લખવી એ તો તે લખવાનું જોશ આવવેજ બની શકતું હતું, અને તે ગેબી બક્ષેશની એક કરામત હતી. કવિના ખ્યાલોની દોડાદોડીમાં ખુદરતનો હુંમેશ હાથ હોયછે, અને તેની કલમમાં રંગીલો રસ પણ તેજ ખુદરત પુરો પાડેછે. પણ કેહવતો ભેગી કરવાના બાબમાં ખુદરતની તેવી બક્ષેશની કશી જરૂર હોતી નથી. એ તો જાતિ ઉમંગ, ખંત, તથા ઉલટની વાત છે. કેહવતોના ટુંકા અને ટચ આકારમાં સમાવેલું ઊંડું ડાહપણ, જે એક પ્રજાનાં સામાન્ય ડાહપણની ગોયા એક ચાવી ગણાઈ શકાએ, તે ડાહપણ એક મોહડેથી બીજે મોહડે ફોકટનું ઢોલાયા કરે એ શેઠ જમશેદજીની ઊચી મનશક્તિને રૂચ્યું નહિ. આ કીમતી ડાહપણ ભેગું કરવાની તેવણને ભારે જરૂર જણાઈ. આવી જરૂર જોકે એવણ આગમચ બીજા કોઈકોએ સ્વીકારેલી હતી, અને તેનાં પરિણામમાં કેહવત-રૂપી એક બે સંગ્રહ બાહેર પણ પડેલા હતા, તોપણ તે તદન નહિ સરખા, અને નહિ જણાયલા, હતા. આ સંગ્રહમાંનો એક સંગ્રહ, જે તે વેળાએ સર્વેથી મોહટો ગણાતો હતો, તે "કથન સતસીતી" નામની ચોપડીમાં હતો, જે ચોપડીમાં, તેનું નામજ કહી

આપે છે તેમ, સાતસો કેહવતો ભેગી કીધેલી હતી. આ ખચીત ઘણોજ નિર્જીવ સંગ્રહ હતો, કારણ કે ગુજરાતી ભાષામાં કેહવતોનો એટલો કીમતી જથ્થો પડેલો છે કે સાતસો કેહવતો તો સેહજ દિવસમાં, સાધારણ શકિતનો એક ખંતીલો માણસ, આસાનીથી ભેગી કરી શકે. શેઠ જમશેદજીને ગુજરાતી ભાષામાં આ એક મોહટી ખુટ જણાઇ. જુદા જુદા તરેહવાર જાતના, તરેહવાર કાબેલ્યતના, અને તરેહવાર સ્વભાવના માણસોના સંબંધમાં જેમ જેમ તેઓ વધારે આવતા ગયા, અને કેહવત-રૂપી કીમતી બોધો અવાર નવાર તેઓને મોહડે તેવણ સાંભળતા ગયા, તેમ તેમ આ જરૂર તેવણને વધારે અને વધારે જણાવા લાગી, અને તેથી આખરે એવો એક સંગ્રહ ભેગો કરવાનું કામ પોતાને સર ઉઠાવી લેવાનો તેવણે ઠરાવ કીધો. . . . . . . .

"જુદે જુદે ઠેકાણેથી અને જુદાં જુદાં સાંધનો મારફતે ખંત, ધીરજ, અને ઉમંગથી, તથા પૈસા વટીક ખરચીને, ભેગો કીધેલો કેહવતનો આ કીમતી ખજાનો નજદીક દસ હજારની પણ ઉપર થવા જાયછે. જ્યાં સાતસોથી વધારે કેહવતો એકજ સામટા આકારમાં મેળવવાના સાંસા, ત્યાં દસ હજાર ઉપર કેહવતો આ પ્રમાણે એકઠી થાએ એ અથાગ ઉદ્યોગ અને ખંતની અચુક નિશાની ગણાવી જોઈએ. આ સગ્રંહમાંનો ઘણોએક ભાગ, "કેહવત-માળા" નાં મથાળાં હેઠળ, કકડે

કકડે તેવણે "વિદ્યા મિત્ર" નાં પાનાંઓમાં આપ્યો હતો. ગુજરાતી સાહિત્યમાં અમર જગ્યા લેવા લાયકનાં ગણત્રીનાં થોડાંક પુસ્તકો છે તે પુસ્તકોમાં આ તેવણની "કેહવત–માળા" બેશક એક ઘણો કીમતી અને દલદાર વધારો થશે."

શેઠ જમશેદજી પીતીતની રીત મુજબ આ કેહવતો ભેગી કરવા માટે તેવણની ખંત અથાગ, તથા ઉલટ અજાયબ સરખી હતી. જેબી પ્રસંગે અને જગ્યાએ, અને જેબી આસામીને મોહડે કેહવત સરખું કાંઈ સંભળાતું કે તુરત તેવણની નોધ–પોથીમાં તે ટપકાઈ જતું. એટલુંજ નહિ, પણ પોતાના ઘણાક દોસ્ત આશનાવો તથા ઓળખાણ પિછાન-વાળાઓ, તેમજ કામકાજ યા ધંધાસર તેવણના સંબંધમાં આવનાર તરેહવાર આસામીઓને, તેવણની ખાસ અને ચાલુ અરજ એ હતી કે તેઓના સાંભળવામાં યા વાંચવામાં જેબી કેહવતો આવે તે નોધી લેઈ તેવણ ઉપર મોકલી આપવી. અને તેવી અરજ ઘણાઓ ખુશી સાથ સ્વીકારી પોતાના ફાળા અવારનવાર મોકલી આપતા હતા. કેળવાયલા વર્ગ કરતાં ઘણું કરીને અજ્ઞાન અને અભણ વર્ગમાં કેહવતોનો વાપરવાસ દેખઈતી રીતે વધુ હોવાથી એવા વર્ગના લોકો સાથે વાત-ચીતમાં ઉતરવા, તથા હાથે કરી તેઓને વાતચીતમાં તાણવા માટે, તેવણ હંમેશ તૈયાર રેહતા હતા. કારણ કે એવા લોકોનું જ્ઞાન બાપદાદાથી તથા આસપાસનાઓથી જે કેહવતો

તેઓ સાંભળતા આવેલા તેવી કેહવતોના ભંડારમાં ઘણુંખરૂં સમાયલું હોવાથી, તેઓ તરફથી કેહવતોની મોહટી સંખ્યા મેળવવાની તેવણુને ઉમેદ હતી, અને તેમ તે ઉમેદ પાર પણ પડતી. દાખલા તરીકે, ખુદ પોતાનાંજ કુટુંબમાં ઘણાં લાંબાં વરસોથી નોકરી રહેલાં એક પારસી ડોસાંને મોહડેથી જેટલી કેહવતો એવણે મેળવી હતી તેટલી બીજે કોઈ પણ એક ઠેકાણેથી તેવણ મેળવી શક્યા હતા નહિ. આ ડોસાં, જેવણે પોતાના બાપ-જનમમાં કોઈ દિવસે "કકો કુટેલો" નહિ, તેવણનાં ભેજામાં સંખ્યાબંધ ઉમદા કેહવતોનો એવો મોહટો ભંડાર ભરેલો હતો, તથા પ્રસંગ પડવે તે સડસડાટ વાપરી જાણવાની પોતાને મોહડે એવી "સરસતી" હતી, કે એક કેળવાયલા સાંભળનારને વટીક તે ખચીત વિસમય પમાડે. આવો ભંડાર પોતાનાં મગજમાં ધરાવવાને લીધે તે ડોસાંને હમોએ ખુશ મશકેરીમાં "Walking Thesaurus of Gujerati Proverbs" નું નામ આપ્યું હતું, અને તે નામ તેવણને આબાદ છાજતું હતું. આ ભંડારનો શેઠ જમશેદજીએ પુરતો લાભ લીધો હતો, અને તેમ કરવાથી આ સંગ્રહમાં ઘણો સારો વધારો થયોછે તેમાં કશો શક નથી.

કેહવતો ભેગી કરવા માટે બીજો જે ઉપાય કામે લગાડવામાં આવ્યો હતો તે ગુજરાતી ચોપડી ચોપાન્યાં તથા વર્તમાન-પત્રોનાં વાંચણનો હતો. ઘણાંક કચરા સરખાં લખાણો,

જે બીજે વખત હાથમાં ધરવાં પણ મુનાસેબ નહિ, તથા જે વાંચવા પાછળ રોકેલો વખત તદન ગુમાવેલો કેહવાઈ શકાય, તેવાં લખાણો ફકત કોઈક કેહવત મેળવવાની લાલચ તથા ઉમેદને ખાતર વાંચી જવાં પડતાં હતાં, અને ઘણી વેળાએ તેવાં વાંચણોથી નાસિપાસી વટીક મળતી હતી, પણ જે ઉમદા કારણસર તે વાંચવાં પડતાં હતાં તે કારણ તરફ જોતાં તેવી નાસિપાસીનો કશો મુજાકો રાખવામાં આવતો હતો નહિ.

આ પ્રમાણેની રંજ તથા ઝેહમત પછી ભેગો કીધેલો આ કીમતી ખજાનો, શેઠ જમશેદજી પીતીત, પોતાની પાછળ, વાંચનારી આલમને, એક વારસા તરીકે સપુરદ કરી ગયાછે. કીમતી એટલા માટે કે ગુજરાતી ભાષામાં વેરાઈ પડેલો આ ખજાનો એવણની આગમચ એટલા બોહલા પાયા ઉપર, અને એવણે યોજેલાં ધોરણ ઉપર, એકઠો કરવાની કોઇએ પણ કોશેશ કીધી હતી નહિ. આ દીબાચાની શરૂઆતમાં કીધેલા ઉતારા મધે "કથન-સપ્તસીતી" નામની સાતસો કેહવત વાળી જે ચોપડી વિષે એસારો કરવામાં આવ્યોછે તે ચોપડી સિવાય, અવારનવાર ગુજરાતી કેહવતોના સંગ્રહવાળી જુદી જુદી કેટલીક બીજી ચોપડીઓ બાહેર પડી હતી, એ ખરી વાત છે, પણ ગુજરાતી ભાષામાં કેહવતોનો જે નહિ મનાય એટલો મોહટો જથ્થો પડેલો છે તે જથ્થા સાથ સરખાવતાં એ સઘળા સંગ્રહ તદન બિસાદ વગરના અને નહિ-સરખા

હતા.[1] એ સર્વે સંગ્રહને વિસરાવે એવો બનતાં સુધી એક સંપુર્ણ સંગ્રહ બનાવવાનો શેઠ જમશેદજીનો લોભ હતો, અને પોતાની જાતિ ખંત, ઉલટ, અને મેહનતનાં જોરે તેવા સંગ્રહ લાયકનો એક જથ્થો ભેગો કરવામાં તેવણ ફતેહમંદ નિવડ્યા હતા. એ સંગ્રહ પેહલાં તેવણે આસરે દસ હજાર કેહવતોની સંખ્યાનો અડસટયો હતો, પણ આ પુસ્તક ઉપરથી જણાશે કે એના બંધે ભાગ મળી તે કેહવતો બાર હજારની પણ ઉપર થવા જાયછે. વળી ગુજરાતી સિવાય બીજી જે પારકી ભાષાઓની મળતી કેહવતો ઠેકાણે ઠેકાણે આપવામાં આવીછે તેની સંખ્યા ( કે જે પણ હજારોની થવા જાય છે તે ) તો અલગ જાણવી. તેમજ આટલું પણ ધ્યાનમાં રાખવું કે જેજે કેહવતો શબ્દોના ઓછા વધતા ફેરફાર સાથ એકજ અર્થે વપરાયછે તે સઘળી કેહવતો એકજ કેહવત તરીકે તેની ઘટતી જગ્યાએ સાથે મુકવામાં

---

૧. અતરે જણાવવાની જરૂર છે કે શેઠ જમશેદજી પીતીતનાં મરણ પછી આસરે પાંચ વરસે, અને આ સંગ્રહ છપાતો હતો તે દરમ્યાન, માહરા મિત્ર મી૦ દામુભાઇ ડાહ્યાભાઈ મેહતા, ઍમ. એ., બી. ઍસ સી., ઍલ એલ. બી., જેવણ વડોદરાની કૉલેજના એક શિક્ષાગુરૂનો માનવંત ઓધ્ધો ધરાવેછે, અને ગુજરાતી ભાષાના એક લેખક તરીકે જાણીતા છે, તેવણે "ગુજરાતી કેહવતો" એવાં નામથી એક કીમતી સંગ્રહ છપાવી પ્રગટ કર્યો હતો. આ સંગ્રહ દેખઈતી રીતે બહુ મેહનત અને કાળજીથી ભેગો કીધેલો લાગેછે, અને તે વખત સુધી પ્રગટ થયલા સર્વે સંગ્રહોમાં તે શ્રેષ્ટ કેહવાઈ શકાય એમાં કશો સંદેહ નથી.

આવીછે, પણ ગણત્રીમાં તે એકજ કેહુવત તરીકે લેખવામાં આવીછે. દાખલા તરીકે જો કેહુવત નાં૦ ૩૨૯૦ ઉપર વાંચનાર નજર કરશે તો તેને તુરત જણાશે કે એ કેહુવત જોકે ગણત્રીમાં એકજ ગણવામાં આવીછે તોપણ તેની અંદર એકજ અર્થે બોલાતી છ જુદી જુદી કેહુવતોનો જુખંડો એકઠો કરવામાં આવ્યોછે. એવી એવી કેહુવતો જો ગણત્રીમાં જુદી જુદી લીધી હુતે તો આ સંગ્રહ બાર હજાર કરતાં ઘણી વધારે સંખ્યાનો થઈ જતે. પેહલી નજરે, ગુજરાતી જેવી નહિ ખીલેલી ભાષામાં કેહુવતોની આટલી મોટી સંખ્યા હોય, એ નહિ મનાય એવું લાગેછે, અને ખુદ આ સંગ્રહ કરનારને તેમજ મહને પોતાને પણ, સંગ્રહ જેમ વધતો ચાલ્યો તેમ, આ અજાયબીની બાબદ લાગી હતી કે ગુજરાતી ભાષા કેહુવતો અને લોક-વેણોનો આવો કીમતી ભંડાર ધરાવી શકે.[1] આ ભાષા તરફ જેઓ તુચ્છકારની નજરથી

૧. ફક્ત ગુજરાતી ભાષામાંજ કેહવતોની આટલી મોહટી સંખ્યા છે એમ નથી. આર્ચબીશપ ટ્રેન્ચ પોતાની "*Proverbs and their Lessons*" નામની જાણીતી કેતાબમાં એક ઠેકાણે (સફે ૫૧ ઉપર) જણાવે છે કે સ્પૅનીશ ભાષાની કેહવતોની જેટલી સંખ્યા તેના જાણવામાં આવીછે તેટલી સંખ્યા બીજી કોઇ પણ ભાષાની કેહવતોની જણાઇ નથી. તેના પોતાના વપરાસમાં એ ભાષાની કેહવતોનો એક સંગ્રહ આવ્યો હતો, જે જોકે તદન અધુરો હતો, તોપણ, તેમાં સાતથી આંઠ હજાર કેહવતો હતી. પણ એક સ્પૅનીશ વિદ્વાનને હાથે લખેલો બીજો એક સંગ્રહ તેની જાણમાં હતો કે જે સંગ્રહમાં ખાસી પચીસથી ત્રીસ હજાર કેહવતો એકઠી કીધેલી હતી.

જોયછે, અને તે લખવી વાંચવી હલકું કામ સમજેછે, તેઓને આ કરતાં બીજી વધુ મુસ્તકીમ દલીલ આપી શકાશે નહિ, કે જે ભાષા કેહવત–રૂપે આવો કીમતી ખજાનો ધરાવી શકે, તે ભાષા, જો કેળવાયલો વર્ગ એ કામ માથે ઉઠાવે તો, ઘણી સારી રીતે ખીલવી શકાય.

કેહવતોની સંખ્યા ઉપરાંત બીજાં જે કારણથી આ સંગ્રહ વધુ કીમતી થયલો હું માનુંછું તે એ મધે ફાવતી જગ્યાએ આપેલી ગુજરાતી કેહવતોને લગતી જુદી જુદી બીજી ભાષાઓની કેહવતોને લીધે છે. આવી રીતે સરખામણી કરનારી કેહવતો આપવાનો વિચાર અસલ શેઠ જમશેદજી પીતીતને પોતાનેજ સુજયો હતો, અને ખચીત તે એક ઘણો મોતેબર વિચાર હતો.[1] તોપણ, એવી કેહવતો મેળવવાનાં ઘણાંક સાંધન જે શેઠ જમશેદજીનાં મરણ પછીથી આ લખનારને હાથ લાગ્યાં હતાં તે ખુદ એવણને હાથ આવેલાં નહિ હોવાથી, એ સરખામણી કરનારી કેહવતો એવણના અસલ સંગ્રહમાં જોઇએ એટલી સંખ્યામાં આવી શકી નહિ હતી. શેઠ જમશેદજીની હૈયાતીમાં હમો બંધેને નહિ જણાયલા, તેમજ તેવણનાં મરણ પછી પ્રગટ થયલા, જુદી જુદી ભાષાઓની કેહવતોના

૧. અંગ્રેજી ભાષાની કેહવતોનો પ્રગટ થયલો એક ચોકસ સંગ્રહ—"*Proverbs of all Nations, compared, explained, and illustrated*," by Walter K. Kelly—પણ ઘણોખરો આએજ ઢબ ઉપર રચવામાં આવ્યોછે.

## દીબાચો.

કેટલાક સંગ્રહો[1] પાછળથી હાથ લાગવાથી તે સર્વેનો ઘટતો ઉપયોગ આ પુસ્તક માટે, તેવણુની અસલ નેમને અનુસરીને, કરવામાં આવ્યોછે. તેમ કરતાં એ સરખી કેહવતોનો જુમલો જેમ તેવણુના, તેમજ આ લખનારના, કદી ખ્યાલમાં પણ નહિ એવી રીતે વધી ગયોછે, પણ તે ઘણો ખુશી થવા જોગ વધારો છે,—શું કારણુથી તે આગળ આવતા નિબંધ મધે સવિસ્તર સમજાવવામાં આવશે. વાંચનાર સનમુખ એ સર્વે સરખી કેહવતો તેની ઘટતી જગ્યાએ સિલસિલા-બંધ ગોઠવીને તૈયાર મુકેલી હોવાથી તે ભેગી કરવાની મુશ્કેલી વિષેનો કશો પણ ખ્યાલ તેને એકદમ આવી શકશે નહિ. પણ આ પુસ્તક ઍદીત કરવાનો સર્વથી મુશ્કેલ, અને ઘણી મેહનત તથા વખતનો ભોગ લેનાર ભાગ એ સરખામણી કરનારી કેહવતો ગોતી કાહડવાને લગતો હતો. ગુજરાતી કેહવતોની સંખ્યા, આ પુસ્તક ઉપરથી જણાશે તેમ, એટલી બધી મોહટી છે કે તે એક્કી વખતે કોઈનાં પણ ધ્યાનમાં રહે એ નહિ બનવા જેવી વાત છે. એટલુંજ નહિ, પણ ખુદ કેહવતો, સ્મરણુ–શક્તિ માટે, એવી સરકણી બાબદ છે કે ગમે એવી યાદદાસ્તમાંથી લપસી જતાં તેને જાહુજો વિલંબ લાગતો નથી, અને તેથી, આખો સંગ્રહ તો રહ્યો, પણ કોઈ અમુક અક્ષર હેઠળ આપેલી કેહવતો પણ યાદ રાખવી ઘણું વિકટ કામ થઈ પડેછે. આ કારણુસર

1. જુઓ પાછળ આવતી ટીપ.

## દીબાચો.

સરખી કેહવતો શોધી કાહડવાનું કામ ઘણું કઠણ, અને આ પુસ્તક તૈયાર કરવાનાં કામમાં સર્વથી વધુ મેહનત ભરેલું કામ થઈ પડ્યું હતું. બનતાં સુધી કોઈપણ સરખામણી કરનાર કેહવતો છટકી જવા પામે નહિ એટલા માટે પ્રત્યેક અક્ષર હેઠળની કેહવતો છુટી છુટી લઈ તેને મળતી કેહવતો માટે પાછળ આવતી ટીપ મધેની જુદી જુદી ભાષાઓની કેહવતોના સંગ્રહવાળી ચોપડીઓ પેહલેથી છેલ્લે સુધી જોઈ વળવી પડતી હતી. એટલેકે એકસરખી કેહવતો જોઈ કાહડવા માટે બારાખડીના જેટલા અક્ષરો હેઠળ આ પુસ્તક મધે કેહવતો ગોઠવવામાં આવીછે તેટલી વેળા ઉપલી ચોપ-ડીઓ ફરી અને ફરી વાંચી જવી પડતી હતી. સઘળા મળી ૩૯ અક્ષરો હેઠળ આ પુસ્તક મધે કેહવતો ગોઠવવામાં આવીછે, અને જુદીજુદી ભાષાઓની કેહવતોના સંગ્રહવાળી પચીસ ઉપર ચોપડીઓની મદદ સરખી કેહવતો શોધવા માટે લેવામાં આવીછે. હવે, ઉપલા ઓગણચાલીસ અક્ષરો મધેથી જે બે ચાર અક્ષરો હેઠળની કેહવતો ફકત ગણત્રીનીજ છે, તેવા ચાર અક્ષર બાદ કર્યે, અને તેજ મિસાલે જુદી જુદી ભાષાઓની કેહવતોના કેટલાક નાહના સંગ્રહો, જે દર ફેરી જોવા નહિ પડેલા, તેવા પાંચ સાત સંગ્રહો ઉપર જણાવેલી ટીપ મધેથી કાહડી નાખ્યે, તો ૩૫ અક્ષરો માટે ૨૦ ચોપડીઓ દર વેળા જોઈ જવાની ગણત્રી આવેછે, એટલે કે આ પુસ્તક તૈયાર કરવાનાં કામમાં ૩૫×૨૦=૭૦૦ વેળા એ સઘળી

ચોપડીઓ વાંચી જવી પડી હતી, જે મેહનત સઘળાં મળી સાતસો પુસ્તકો વાંચવાની મેહનત બરાબર હતી. એમાંની ઘણીક ચોપડીઓ ૫૦૦ ઉપર સફાની હતી, એટલે એ સર્વ ઝેહમતનો ખ્યાલ વાંચનાર હવે સેહલથી કરી શકશે.

આ સંગ્રહનો "ફ" અક્ષર સુધીનો ભાગ, શેઠ જમશેદજીએ, કકડે કકડે પોતાની હૈયાતીમાં, "વિદ્યા મિત્ર" ચોપાન્યાના સફાઓમાં, પ્રગટ કીધો હતો. સને ૧૮૮૩ ના એપ્રીલ માસના એ માહવરીના આંકમાં એ સંગ્રહનો પેહલો હફતો પ્રગટ થયો હતો, અને તે જુલાઈ ૧૮૮૬ના આંક સુધી "ફ" અક્ષર તુલીક ચાલુ રહ્યો હતો, જ્યારબાદ સંગ્રહ કરનારની ચાલુ નબળી તબિયતને લીધે તે આગળ વધી શકયો હતો નહિ. "વિદ્યા મિત્ર"ના સફાઓમાં કેહવતો છપાતી ગયા પછી જેજે બીજી નવી કેહવતો શેઠ જમશેદજીને મળતી ગઈ તે, તેમજ તેવણનાં મરણ પછી જે સઘળી કેહવતો મહને હાથ લાગતી ગઈ તે, સઘળીનો સમાવેશ આ પુસ્તક મધે કરવામાં આવ્યોછે. શેઠ જમશેદજીનો આ કીમતી સંગ્રહ જેમ બને તેમ એવણની અસલ નેમ અને મરજી મુજબનો સંપુર્ણ થાય એવા ઈરાદાથી, એવણની હૈયાતીમાં, તેમજ એવણનાં મરણ બાદ, ગુજરાતી કેહવતો વધુ ભેગી કરતા જવાનું કામ મેં ઘણી હોંસ અને ઉલટ સાથ, એક પવિત્ર ફરજ તરીકે, ચાલુ રાખ્યું હતું. ઉપર જણાવ્યુંછે તેમ ગુજરાતી કેહવતોનો

ભંડાર એટલો બોહલો અને દેખઇતો અખૂટ છે કે એક સાહુચેત અને મેહનતુ સંગ્રહ કરનારને દર દિવસે કાંઈ નહિ અને કાંઈબી નવો વધારો પોતાના સંગ્રહ માટે તેમાંથી મળી આવ્યા વિના રહે નહિ. એ બાબદસર વાંચનારની ખાતરી આટલા ઉપરથીજ થશે કે "વિદ્યા મિત્ર" માં "ફ" અક્ષર સુધી છપાયલી કેહવતોની સંખ્યા જ્યારે ૩૮૮૪ ની નોંધાઈ છે, ત્યારે આ સંગ્રહમાં તે સંખ્યા ૬૫૭૮, એટલે લગભગ દોહડી, થવા ગઇછે. એટલુંજ નહિ, પણ પુસ્તક છપાતું ચાલ્યા પછી જેજે વધુ કેહવતો મળતી ગઇ, અને હજી પણ મળતી રહેછે, તે ઉપરથી હું હિમ્મત સાથ કહી શકીશ કે આ પુસ્તકના બંધે ભાગો મધે કેહવતોની જે સંખ્યા સમાઈ છે તે, અગર પુસ્તક હજી વધારે મોડું પ્રગટ થયું હતે તો, અતિશય વધી ગઈ હતે. ગુજરાતી ભાષાનાં કેહવતોને લગતાં આવાં ફળદ્રુપપણાંને લીધે તે કેહવતોનો, અને તેમજ કોઇપણ બીજી ભાષાની કેહવતોનો સંગ્રહ તદન સંપર્ણ થાય એવું છાતી ઠોકી કહી શકાય નહિ.

ગુજરાતી કેહવતોને મળતી પારકી ભાષાઓની બીજી કેહવતો જે આ પુસ્તક મધે આપવામાં આવીછે તે મધેની યુરોપિયન ભાષાઓની કેહવતો માટે પેહલાં વિચાર એ હતો કે તે કેહવતો તે ભાષાઓમાં જેવી રીતે અસલ બોલાયછે તેવીજ રીતે, કશા પણ તરજુમા વિના, આપવી. એ વિચારને અનુસરીને યુરોપિયન ભાષાની કેહવતો શરૂઆતના છપન સફાંઓમાં

અસલ ભાષામાંજ દાખલ કરી દીધીછે. પણ એટલે દરજ્જે આગળ વધ્યા પછી મહને એમ લાગ્યું કે જો સાથે સાથે એ ભાષાઓની કેહવતોના તરજુમા પણ અંગ્રેજીમાં આપ્યા હોય તો સંગ્રહની કીમત તથા ઉપયોગીપણું ઘણું વધી જાય. એવા વિચારથી સફે ૫૭ થી, અને ત્યાર પછી સેવટ સુધી આવેલી, એવી સઘળી કેહવતોના તરજુમા અંગ્રેજી ભાષામાં ફુત–નોતોની અંદર આપવામાં આવ્યાછે. અલબતાં એમ કરવાથી પુસ્તકનાં કદમાં મોહટો વધારો થયોછે એ ખરી વાત છે, પણ તે વધારો ઘટતો અને બરહક થયોછે. અસલ નેમ સઘળો સંગ્રહ એકજ પુસ્તકના આકારમાં બાહેર પાડવાની હતી, પણ ઉપર કહેલાં કારણને લીધે, તેમજ ગુજરાતી કેહવતોનો એકઠો થતો જથ્થો નહિ ધારેલી રીતે વધી જવાને લીધે, તેને બે ભાગમાં વેંહચી નાખવો પડ્યોછે.

અંગ્રેજી તથા સ્કૉતીશ કેહવતો અસલ ભાષામાં આપવા ઉપરાંત, યુરોપિયન ભાષાઓમાં ફ્રૅંચ, જરમન, ઈતૅલ્યન, સ્પૅનીશ, પૉરતુગીઝ, દચ, તથા દેનીશ અને લૅતીન ભાષાઓની કેહવતો તેના અંગ્રેજી તરજુમા સુધાં આપવામાં આવીછે. ગ્રીક તથા રશ્યન કેહવતોનો અંગ્રેજી તરજુમોજ આપવો પડ્યોછે. ઉગમણુ તરફની ભાષાઓની કેહવતો ઉપર આવતાં સંસ્કૃત અને ફારસી કેહવતો અસલ ભાષામાં આપવામાં આવીછે, પણ સંસ્કૃતનો જયારે અંગ્રેજીમાં તરજુમો પણ

આપવામાં આવ્યોછે, ત્યારે ફારસી ભાષાની કેહવતોનો તેવો તરજુમો આપવાની જરૂર જણાઈ નથી, કારણ કે ફારસી ભાષા લખી વાંચી જાણનારા આજે ઘણા છે. ચીનાઈ, જેપાનીસ, અફઘાન, અરબી, કાશમીરી, તામીલ, અને તેલુગુ કેહવતો તેના અસલ હરફે છાપવાની મુશ્કેલીને લીધે તેનો અંગ્રેજી તરજુમો આપ્યોછે. હિંદુસ્તાની તથા બિહાર કેહવતો, વાંચનારની સગવડ ખાતર, ગુજરાતી હરૂફેજ છાપીછે, જ્યારે મરાઠી કેહવતો બાળબોધ અક્ષરે છાપવામાં આવીછે.

આ સંગ્રહ મધે સમાયલી કેહવતોમાં વાંચનારને ઘણીએક કેહવતો અસાધારણ તથા નહિ સમજ પડે એવી જણાશે. જ્યાં બની શક્યુંછે ત્યાં તેવી કેહવતોની હેઠળજ નોત મુકી તેનો ભાવાર્થ સમજાવવામાં આવ્યોછે, અથવા તે વાપરવાની રીત બતાવવામાં આવીછે. પણ વળી ઘણીક કેહવતો એવી પણ આવી ગઈ છે કે જે, જેમ સાંભળવામાં યા વાંચવામાં આવીછે તેમ, ઉતારી લીધીછે, પણ જેના ભાવાર્થ માટે શક રેહવાથી તેની સમજુતી આપવાની કાંઈ પણ વેતરણ કરવામાં આવી નથી.

ઘણીક કેહવતો, અને તેઓમાં મુખ્ય કરી પારસીઓ મધે વપરાતી કેહવતો, જેમ બોલાયછે તેમજ, ઉતારી લીધીછે, અને તેથી તે મધે વપરાયલા બોલોની જોડણી ખામુખા તેવીજ રીતની રાખવી પડીછે.

ઉપર જણાવ્યા મુજબ આ પુસ્તક મધે સંગ્રેહલી કેહવતો જેમ જણ—મોહડે સાંભળવામાં આવીછે, અથવા જુદે જુદે ઠેકાણે વાંચવામાં આવીછે, તેમ આપવામાં આવીછે. બની શકે એવું છે કે સમજફેરને લીધે, અથવા સાંભળનારની, યા બોલનારની, યા ઉતારી લેનારની કસુરને લીધે, તેમાં ભૂલચૂક આમેજ થવા પામી હોય. આટલા માટે, વાંચનારી આલમ સનમુખ આ પુસ્તક રજુ કરતી વેળા, માહરી એવી અરજ છે, કે જેઓનેબી એવી ભૂલચૂક નજર આવે તેઓએ, તે ઉપર સેવકનું ધ્યાન ખેંચવાની તસદી લેવી. તેમજ, બીજી અરજ એ પણ છે, કે ગુજરાતી ભાષામાં બીજી કોઈ કેહવતો એવી હોય કે જે આ સંગ્રહમાં આવવા નહિ પામી હોય, અથવા આ સંગ્રહમાં આવી હોય તે કરતાં જુદીજ ઢબે બોલાતી હોય, તો તેવી કેહવતો સેવક ઉપર મોકલી આપવાની કૃપા કરવી, કે જેથી ઘટતે પ્રસંગે તેનો ઉપયોગ કરવાનું બની આવે.

મુંબઇ તથા મુંબઈ બાહેર વસનારાં જે જે જુદા જુદા ગ્રહસ્થો તથા બાનુઓએ મરહુમ જમશેદજી પીતીતને, તેમજ તેવણુની હૈયાતીમાં, અને ત્યારબાદ, મહને પોતાને, પોતે સાંભળેલી યા વાંચેલી કેહવતો આ સંગ્રહનાં કારણસર વખતે વખત મોકલી આપવાની મેહરબાની કીધીછે તે સર્વનો સામટો આભાર આ તકે માનવાની રજા લઉંછું. એવાં દિલસોજ

## દીબાચો.

મદદગારોની ઉલટભરી સહાયતા વિના આવો એક સંગ્રહ એકલે હાથે ભેગો કરવાનું કામ ઘણુંજ અપૂર્ણ રહી જાત.

સેવટે, જાહેર કરવાની માહરી ફરજ છે કે આ સંગ્રહ, તેના મરહુમ એકઠો કરનારને જેબ મળે એવાં શોભાવંત સ્વરૂપમાં, પ્રગટ કરવાના ખરચનો મોહટો ભાગ, એ મરહુમનાં માનવંત તથા બુઝરોગ માતાજી મરહુમ બાઈ સાહેબ દીનબાઈ પીતીતે, પોતાની ગીરોથી, દુલ્લે હાથે, આપ્યો હતો. પોતાના વાહલા તથા નામવર સપૂતનાં સર્વે લખાણો સારા આકારમાં પ્રગટ થયલાં જોવાની એ મરહુમ બાઈની કાળજી તથા ઉલટ, સેવટ સુધી, હુંમેશ જેવીજ તિક્ષણ તથા તાજી હતી, અને તે જેમ એ માનવંત બાઇના એક માતા તરીકેના પ્યારને શોભા લગાડનારી, તેમ મહને પોતાને ઘણી ઉત્તેજન આપનારી, નિવડી હતી. મરહુમ બાઈજી દીનબાઇનાં મરણ પછી એ પુસ્તક પાછળનો સઘળો બાકીનો ખરચ, પોતાનાં માનવંત માતાજીના સરખીજ કાળજી તથા ઉદારતાથી, તેવણનાં લાયકી-વાળાં બેટી બાઇજી આવાંબાઈ ફરામજી પીતીતે પગાર કીધોછે, જે માટે એહસાનમંદ સંતોષની લાગણી જાહેર કરવાની હું માહરી ફરજ સમજુંછું.

મુંબઈ, દીસેમ્બર ૧૯૦૨.

જી.



આ પુસ્તક તૈયાર કરતી વેળા નીચલી ચોપડીઓની મદદ લેવામાં આવી છે:—

A Handbook of Proverbs (English), by Henry G. Bohn (George Bell & Sons, London, 1860)

A Polyglot of Foreign Proverbs, comprising French, Italian, German, Dutch, Spanish, Portuguese, and Danish, with English translations, by Henry G. Bohn (George Bell & Sons, London, 1884)

Proverbs and Their Lessons, by Archbishop Trench, D. D. (Kegan Paul, Trench, Trübner & Co., London, 1890)

Dictionnaire des Proverbes de la Langue Française, par P. M. Quitard (Paris, 1842)

A Handbook of Proverbs and Family Mottoes, by James Allan Mair (London, 1891)

Everybody's Book of Proverbs and Quotations, by W. H. Howe (Howe & Co., London)

Choice Proverbs, Portuguese, French and English, by Santanna Aleixo Fernandes (Bombay, 1866)

## મદદે લીધેલી ચોપડીઓની ટીપ.

A Treasury of English Proverbs, by Venkata Subba Rao, B. A., B. L. (Addison & Co., Madras, 1886)

A Collection of Chinese Proverbs, translated and arranged by William Scarborough (Shanghai, 1875)

A Dictionary of Kashmiri Proverbs and Sayings, by the Rev. J. Hinton Knowles (Bombay, 1885)

Eastern Proverbs and Emblems, by Rev. J. Long (Trübner & Co., London, 1881)

Tamil Proverbs with their English Equivalents, by the Rev. P. Percival (Madras, 1877)

A Collection of Telugu Proverbs, together with some Sanscrit Proverbs, by Capt. M. W. Carr (Madras, 1868)

Behar Proverbs, by John Christian (Kegan Paul, Trench, Trübner & Co., London, 1891)

Proverbs from East and West (The Madras Christian Vernacular Education Society, 1891)

A Dictionary of Hindustani Proverbs, by S. W. Fallon, edited by R. C. Temple, Ph. D. (Benares, 1886.)

# મદદ લીધેલી ચોપડીઓની ટીપ.

A Collection of Proverbs and Proverbial Phrases in the Persian and Hindustani Languages, by Thomas Roebuck (Calcutta, 1824)

Hill Proverbs of the Inhabitants of the Chittagong Hill Tracts, by Capt. Thomas Herbert Lewin (Calcutta, 1873)

Select Proverbs of All Nations, translated into Marathi Couplets, by Sadashiva Vishvanath (Bombay, 1858)

Marathi Familiar Phrases, with their English Equivalents, compiled by Sadashiva Vishvanath Háte (Bombay, 1868)

Sayings and Phrases, by James Allan Mair (George Routledge & Sons, Ld., London, 1891)

Select Persian Proverbs with their English, Gujarati, and Hindustani Equivalents, by K. R. Nanjiani, B. A. (Bombay, 1886)

Gujarati Proverbs (collected and alphabetically arranged) by Damubhai Dayabhai Mehta, M. A., B. SC., LL. B. (Baroda, 1893)

# મહદે લીધેલી ચોપડીઓની ટીપ.

કૌતક-માળા તથા બોધ વચન (અમદાવાદ, ૧૮૮૫)

કથનાવળી, એટલે કેહવતોનો સંગ્રહ, પ્રગટ કરનાર મગનલાલ વખતચંદ (અમદાવાદ, ૧૮૮૩)

કચ્છી સુ-કેણી, પ્રગટ કરનાર કરમઅલી રહીમ નાનજીઆણી, બી. એ. (મુંબઇ, ૧૮૮૬)

કચ્છી કેહવતો (મુંબઇ, પારસી પ્રીન્તીંગ પ્રેસ, ૧૮૮૨)

મરાઠી પ્રચારાંતીલ મ્હણી, પ્રગટ કરનાર ગંગાધર ગોવીન્દ સાપકર (પુણા, ૧૮૭૨)

નર્મ-કોશ, ગુજરાતી શબ્દાર્થ સંગ્રહ (સુરત, ૧૮૭૩)






The people's voice the voice of God we call ;
And what are proverbs but the people's voice ?
Coined first and current made by common choice ?
Then sure they must have weight and truth withal.—

*Sonnet prefixed to Howell's Proverbs.*

"ભોજનને માટે જેમ નિમક, તેમ બોલીને માટે કેહતી" એવું અરબોએ જે કહ્યું છે તે કરતાં વધુ સાદી અને વધુ અસરકારક રીતે કેહવતોની જરૂરિયાત તથા ઉપયોગ વિષે કોઈ પણ લખાયલું જણાતું નથી. ગમે એવી તરતીબથી પકાવેલું ખાનું નિમક વિના જેવું ફિકકું અને કસવાદ લાગે છે, તેવીજ રીતે ગમે એવુંબી સુંદર અને અલંકારીક લખાણ અથવા ભાષણ, કેહવતોના સેહજબી ભેળ વિના, પોતાની દીપક તથા ઝમક ઘણે દરજ્જે ખોઈ બેસેછે. જોકે

**લૉર્ડ ચૅસ્તરફીલ્ડ**

સરખા પંડીતે કહ્યુંછે કે કોઈબી ગ્રહસ્થ કેહવતોનો ઉપયોગ કરતો નથી, તોપણ એ કેહવાનું વાસ્તવિકપણું એકદમ કબુલ કરી શકાશે નહિ. ખુદ નામીચા ઈંગ્રેજ ગ્રંથકારોનાં લખાણોમાં થતો આવેલો, અને હજી પણ થતો, કેહવતોનો

ઉપયોગ આ કેહવાનું બેહુંદાપણું બતાવી આપેછે. એટલુંજ નહિ, પણ લૉર્ડ ચૅસ્તરફીલ્ડના વખત પછી ઈંગ્રેજી ભાષા મધ્યે બોલાતી કેહવતોના જે સંગ્રેહો બહાર પડ્યા ગયાછે, તેમજ ઈંગ્રેજી ઉપરાંત યુરપની બીજી ભાષાઓ મધ્યે બોલાતી કેહવતોના, તેમજ ઉગમણુ તરફની જુદી જુદી પ્રજાઓ મધ્યે વપરાતી કેહવતોના, જે અનેક કીમતી સંગ્રેહો, મુખ્ય કરી ઈંગ્રેજ ગ્રહસ્થોની મેહનત, ખંત તથા કાળજીથી, છપાઈ બહાર પડ્યાછે તેજ વધુ બતાવી આપેછે કે

**મજકુર ઉમરાવનો કેહવતો સામેનો અભાવ**

ઈંગ્રેજી પ્રજાએ સામાન્ય રીતે માની લીધો નથી. સર્વેથી વધુ સખત ફટકો જો એ જાહેર થયલા અભાવને કશાંથી પણ મળ્યો હોય તો તે વિદ્વાન આર્ચબીશપ ટ્રૅન્ચનાં કેહવતો વિષેનાં અતિશ્ય કાબેલ્યત ભરેલાં ભાષણોથી મળ્યો છે, કે જે ભાષણોની ચોપડીની એકક ઉપર નિકળેલી સંખ્યાબંધ આવૃત્તિઓ જેમ તે ભાષણકર્તાની, તેમજ તેનાં ભાષણની બાબદોની, લોકપ્રિયતા અચુક રીતે સાબેત કરી આપેછે. કેહવતોના વાપરવસ તથા તેની અગત્યતાની પિછાન યુરોપ્યન પ્રજાઓમાં જ્યારે આપણે જોઇએ છિએ, ત્યારે આપણી તરફના મુલુકો, કે જે જેમ દુનિયા મધ્યે પસરેલા સર્વે ધર્મોની, તેમજ સર્વે ફિલસુફીની, જન્મભૂમિ તરીકે કબુલાયલા છે, ત્યાં દુનિયાઈ ડાહપણના આ જાતના ભંડારોની

## કેહવત વિષે નિબંધ.

કેટલી કદર બુજાવી જોઇએ તે સેહલથી સમજી શકાયછે. ખરૂં છે, કે કેળવણી તથા જ્ઞાનના વધુ ફેલાવાને લીધે, આપણા વિચારો ઘટતી ભાષામાં દર્શાવવાની જે શક્તિ આપણ ધરાવ્યે છિએ તે કારણને લીધે, આપણી વાતચીત તથા લખાણો દરમ્યાન આપણા પૂર્વજોના જેટલી છુટથી, અથવા અભણ અને અજ્ઞાન વર્ગોના લોકો મિસાલની સેહલાઈથી, આપણે કેહવતોનો વપરાસ એકબારગી નહિ પણ કરતા હોઇએ, તોપણ, તેની કીમત અને અગત્યતાની કદર બુજવાને આપણ કદી પછાત પડતા નથી. કોઈબી રીતે આવો કઢંગો ખ્યાલ ઉગમણ તરફ કદી પ્રસર્યોજ નથી કે કેહવતો બોલવી યા વાપરવી એ ગ્રહસ્થપણાંને નહિ છાજતી વાત છે. એથી ઉલટુંજ, વડવાઓ તરફથી મળેલાં ડાહપણના એક કીમતી વારસા તરીકે, આ તરફની સઘળી પ્રજાઓએ, એ ખજાનો, પેહડી દર પેહડી, મુખ–દ્વારે, માન ભરેલાં હેત સાથે, જાળવી રાખ્યો છે, અને તેના વાપરવસ તથા શિક્ષણથી ભાષાને સણગાર અને મનને ચાનક મળેછે એવું પેહલેથીજ માની લીધુંછે.

અને તોપણ, પશ્ચિમ તરફની પ્રજાઓ વટીકમાં કેહવતો કશા પણ ધિક્કારમાં આવી પડી હોય એવું આપણ મજબુતીથી અને શાહદતો સાથે કહી શકીશું નહિ. લૉર્ડ ચૅસ્તરફીલ્ડે પોતે કેહવતોની તવારીખનાં અંજાણપણાંમાંજ પોતાનો ઉપલો વિચાર જાહેર કર્યો હશે, કારણ કે આએ તો

ઘણી મશહુર બીના છે, કે રાણી ઍલીઝાબેથ, અને રાજાઓ જેમ્સ અને ચાર્લસના વખતમાં ઉમરાવી પદનાં, અને જાણીતાં આસામીઓ તથા લખનારાઓ પોતાની વાતચીતોમાં અને કાગળ પત્રોમાં કેહુવતોનો ઘણી છુટથી ઉપયોગ કરતા હતા. એટલુંજ નહિ, પણ વળી તેઓમાંના ઘણાઓ કેહુવતો એકઠી કરનારા તરીકે જાણીતા થયલા હતા. લૉર્ડ ચૅસ્તરફીલ્ડના પોતાના જમાનામાં કદાચ ઉમરાવી વર્ગો અને બડેખાંઓમાં એના વાપરવસ સામે એ ઉમરાવના વિચાર સરખો કાંઇક અભાવ બેઠો હોય, તોપણ શિખેલા અને વિદ્વાન વર્ગોમાં એનો જે વપરાસ થતો આવ્યો છે તે ઉપરથી સિદ્ધ થાયછે કે એ પ્રજાઓમાં પણ કેહુવતો ઉપર, બાપદાદેથી ઉતરી આવેલી કીમતી મિરાસ માફક, ભાવ રાખવામાં આવેછે.

આ તો સારી રવેશે જણાયલી બીના છે કે ચોપડીઓ લખાવા લાગી તેનીબી આગમજ કેહુવતોની હસ્તી હતી. નીતિના નહિ લખાયલા કાનુનો અને પાઠો તરીકે, બલકે ઘણાક ઉપયોગી હુનર ઉદ્યોગોની ચાવીઓ તરીકે, તે એક મોહડેથી બીજે મોહડે, અને એક જમાનેથી બીજે જમાને, ઉતરવા લાગી. જે વિદ્વાનને મોહડેથી પેહલે એક કેહુવત જનમ પામી હશે તેનું નામ જોકે જમાનાઓના વેહવા સાથ ભુસરઈ ગયું હશે, તોપણ તે કેહુવત તો ચાલુ સિક્કા તરીકે ઉતરી આવીજ હશે. છેક અસલ વારેથી નેગાહ કરીશું તો

**ઍરીસતોતલ**

સરખો મહાન પંડીત પોતે કેહવતોના વપરાસ ઉપર પોતાની પસંદગીનો છાપ મારી ગયોછે. કેહવતો ભેગી કરવાનું જો કોઇને પણુ પેહલવેહલું સુજેલું જણાયું હોય તો તે આ વિદ્વાનને હતું. જે કામ કરવાનું આ દુનિયા—આશકાર ફિલસુફને ખોટું જણાયું નહિ તે કામ કોઇબી રીતે હલકું યા ખોટું હોય એ આપણી સમજમાં ઉતરી શકતું નથી. ઍરીસતોતલ પછી જે બીજું જગ—પ્રસિદ્ધ નામ કેહવતોના વપરાસની તરફેણુમાં આપણુને મળે છે તે મહાન-ગુરૂ

**શેકસપિયર**

નું છે. આ બુલંદ કવિના અમર નાટકોમાં, જગેજગ, કેહવતો તથા કેહવત—રૂપી એસારાઓનો એવો છુટથી ઉપ્યોગ કરવામાં આવ્યોછે, કે માણુસાઈ ખવાસ અને દુન્યાઈ ડાહપણુનો જે કોઈથીબી બરાબરી નહિ કરી શકાય એવો બારીક અનુભવ, આ નાટક—ગુરૂ, પોતાનાં લખાણોમાં, આપણુને આપેછે, તે અનુભવને કેહવતોનું આવું ઉંડું જ્ઞાન ઘણી સારી રીતે ટેકો દેતું ઉભું રહ્યુંછે. કેહવતો ઉપરની આ કવિની પ્રસન્નતા કેટલી અનહદ હોવી જોઇએ તે આ ઉપરથીજ જણાઈ આવે છે કે પોતાના નાટકોમાંના કેટલાક નાટકનાં નામો વટીક તેણે કેહવતોમાંજ આપ્યાંછે, જેમકે "*Much Ado About Nothing,*" "*Measure for Measure,*" "*All's Well*

*that Ends Well.*" યુરપિયન નામીચા લખનારાઓમાં શેકસ-પિયરથી ઉતરતું બીજું નામ શોધશું તો તે "ડૉન કવીક્ઝોત"ના અમર અને હાસ્યરસ કિસ્સા બનાવનાર

**સરવૅનતીસ**

નું જણાશે. આ લખનારે કેહુવતોના વપરાસ વિષેની પોતાની પસંદગી એવા અચૂક આકારમાં બતાવી આપીછે કે જે વિષે આપણુને કશો પણ સંદેહ રહે નહિ. લા માનકાના પ્રસિદ્ધ ચકડોળ જોદ્ધા—ડૉન કવીક્ઝોત—સપેહસાલાર બાહુદુરના હજુરિયા તરીકે નિકળેલો સૅન્કો પાન્ઝા જ્યારેબી કાંઈ બોલવા માટે પોતાનું મોહડું ઉંઘાડે છે ત્યારે તેનાં મોહુમાંથી કેહુવતોની એટલી બધી તો રેલારેલ થાયછે કે તેના બોલવાનો અરધો અરધ ભાગ ખુદ્દ કેહુવતોનોજ બની રહે છે.[1] દુનિયાના ત્રણ અમર લખનારાઓએ કેહુવતોના ઉપયોગ વિષેની પોતાની પસંદગી આવી અચૂક રીતે બતાવી આપીછે એજ શાહુદત એટલાં કારણુસર પુરતી છે. તોપણુ આર્ચ-બીશપ ટ્રૅન્ચ પોતાનાં વિદ્વતા ભરેલાં ભાષણોમાં હુજી બીજા કેટલાક નામીચા ગ્રંથકારોનાં નામ આપેછે કે જેઓ જોકે સાહિત્યનાં ખેતરમાં ઉપલાઓ જેટલી નામના કમાયા નથી

---

૧. આ કેહવતો કેટલી બધી મોહટી સંખ્યામાં વપરાયલી હશે તેનો ખ્યાલ આ ઉપરથીજ આવી શકશે કે તે સર્વે કેહવતોનો એક જુદોજ સંગ્રહ (*Sancho Panza's Proverbs,* collected and translated by Ullick Ralph Burke) ઇંગ્રેજી ભાષામાં બાહેર પાડવામાં આવેલો છે.

તોપણ તેમાં તેઓ ખચીત ઉંચી પદવી ધરાવેછે. લૅતીન કવિઓમાં સર્વથી સરસ લખનાર પ્લૉતસ, અને ફ્રૅન્ચ ગ્રંથાકારોમાં નામીચા થયલા મૅાતેન્ય અને રાબેલે, તેમજ નામીચો અંગ્રેજ કવિ ચૅાસર, એઓ સર્વે પોતાનાં લખાણોના સણગારમાં જાબજાં કેહવતોના પુર છુટ ભરેલા ઉપ્યોગથી ઘણો રસ ઉમેરવા પામ્યાછે. સર વૅાલ્તર સ્કૅાતનાં પુસ્તકોનો દરેક વાંચનાર જાણેછે કે એ પ્રસિદ્ધ લખનારની "*Tales of My Landlord*" માં તેણે પોતાના હમવતનીઓમાં વપરાતી કેહવતોનો કેવો બોહલો ઉપ્યોગ કીધોછે. ઈંગ્રેજી કેહવતોના ભંડારથી બિનમાહીતગાર વાંચક બતલરની "હુદીબ્રાસ" જવળેજ સમજવા પામશે.

પણ કેહવતોના વપરાસની તરફેણમાં જે સર્વથી વધુ વજનદાર શાહદત છે, અને જે વિદ્વાન આર્ચબીશપ ટ્રૅન્ચ પોતાનાં ભાષણમાં પણ ટાંકી બતાવેછે તે ખ્રિસ્તીઓના પયગમબર ખુદ

**ઈસુ ખ્રિસ્ત**

નો પોતાનો દાખલો છે, કે જે પોતાના વચનો વધુ વજનદાર અને અસરકારક બનાવવા માટે તેમાં પોતાનાં લોકો વચ્ચે તે વખતે વપરાતી કેહવતોનો ઘણો પસંદકારક ભેળ કરેછે.

આ સર્વે દાખલાઓ અને શાહદતો ઉપરથી આટલું તો ઘણીજ સ્પષ્ટ રીતે સાબેત થાયછે કે જે બાબદ ઉપર પોતાનું

ધ્યાન રોકવાને ઉપર જણાવેલા જુદા જુદા મહાવિરો વાજબી સમજેલા તે બાબદ ધ્યાન ઉપર લેવી એ કોઇબી રીતે હલકું યા ખોટું કામ હોયજ નહિ. આર્ચબીશપ ટ્રેન્ચ પોતે, એ વિષે, જે જોશદાર ભાષામાં, પોતાના વિચારો દર્શાવેછે તે અતરે ઉતારી લીધાથી આ બાબદની અગત્યતા વધુ ખુલ્લી રીતે માલમ પડશે:

"And we too ourselves, as I doubt not, after a little acquaintance with the literature of proverbs shall be ready to set our own seal to the conclusions of wiser men that have preceded us here. For, indeed, what a body of popular good sense and good feeling is contained in the better, which is also the more numerous, class of proverbs. What a sense of natural equity, what a spirit of kindness breathes out from many of them; what prudent rules for the management of life; what shrewd wisdom, which though not *of* this world, is most truly *for* it; what frugality, what patience, what perseverance, what manly independence, are continually inculcated by them. How fine a knowledge of the human heart do many of them display; what useful, and not always obvious, hints do they offer on many most important points, as on

the choice of companions, the bringing up of children, the bearing of prosperity and adversity, the restraint of immoderate desires. And they take a yet higher range than this; they have their ethics, their theology; they contemplate man in his highest relations of all, as man with his fellow man, and man with his Maker. Let their utterances on these points be correct or not, and I am very far from affirming that they are always correct, the student of humanity, he who being a man, counts nothing human to be alien to him, can never, without wilfully foregoing an important document, and one which would have helped him often in his studies, altogether neglect or pass them by."[૧]

ત્યારે જે બાબદ દુનિયા–વ્યવાહુરમાં આટલી બધી ઉપયોગી, જેના અભ્યાસ વિના માણુસાઈ અનુભવ કોતાહુ, અને જગતનું ડાહુપણુ અપૂર્ણુ, તે બાબદનું જ્ઞાન સંપાદન કરવાની તરફેણુમાં ઉપલી કરતાં વધુ અલંકારીક શાહુદત આપણુને કયાંથી મળશે?

પેહુલો સવાલ જે કેહુવતોની બાબદના અભ્યાસ સંબંધમાં ઉભો થાયછે તે એ છે કે

૧. *Proverbs and Their Lessons*, p. 6.

## કેહવત એટલે શું?

કેહવત શાને કેહવી જોઇએ, તેનાં બંધારણમાં શું શું ગુણ-લક્ષણનો સમાવેશ થવો જોઇએ? આ સવાલોનો ઉત્તર સેહલાઇથી દેવાઇ શકાય તેવું નથી. ઘણા ઘણા વિદ્વાનો અને મહા-પંડીતોએ કેહવતની વ્યાખ્યા આપવાની તજવીજ કીધીછે, પણ તેઓ મધે કોઈ બેનું મત સરખું ઉતર્યું નથી, જોકે એ સઘળાઓએ આપેલી વ્યાખ્યા થોડે કે ઘણે દરજ્જે ખરી છે. દાખલા તરીકે નીચે એકઠી કીધેલી

### તેની જુદી જુદી વ્યાખ્યાઓ

ઉપરથી ખુદ કેહવત વિષેજ "જણ મોહડે જણ વાત" કેવી રીતે થાયછે તે તપાસવાનું મનોરંજક થઇ પડેછે:—

"Remnants which, on account of their shortness and correctness, have been saved out of the wreck and ruin of ancient philosophy."—*Aristotle.*

"Short sentences, into which, as in rules, the ancients have compressed life."—*Agricola.*

"Well-known and well-used dicta, framed in a somewhat out-of-the-way form or fashion."—*Erasmus.*

"Edge tools of speech, which cut and penetrate the knots of business and affairs."—*Bacon.*

"*Jacula prudentum*, darts or javelins of the wise."—*Herbert.*

## કેહવત વિષે નિબંધ.

"Fragments of wisdom."—*D'Israeli.*

"Short sentences drawn from long experience." —*Cervantes.*

"Short sentences frequently repeated by the people."—*Dr. Johnson.*

"A saying without an author."—*Archbishop Trench.*

"The people's voice."—*Howell.*

"Intense expression of condensed idea."—*Tupper.*

"The wit of one man, and the wisdom of many." —*Earl Russell.*

યુરપિયન ઓલમાઓએ કેહવતોના સંગ્રહ અને તેની સમજણ વિષે જેટલું ધ્યાન આપ્યુંછે તેમાંના સોમે હિસ્સે પણ, માઠાં ભાગ્યે, દેશી લેખકો તરફથી એ રસીલી બાબદ ઉપર લક્ષ આપવામાં આવેલું જણાતું નથી, કે જેથી કેહવતના અર્થ વિષેના જુદા જુદા યુરપિયન વિદ્વાનોનાં જે મત ઉપર આપવામાં આવ્યાંછે તેવાં

### દેશી મત

ટાંકી શકાય. નર્મ-કોશ ઉઠલાવી જોતાં કેહવતોનો અર્થ એ પુસ્તકમાં આ પ્રમાણે આપવામાં આવ્યોછે: "પરમ્પરાથી

લોકમાં કેહવાતું આવેલું બોધ-રૂપ-દૃષ્ટાન્તરૂપ વાકય-વચન." મી૰ દામુભાઈ મેહતા, "ગુજરાતી કેહવતો" વાળી પોતાની ચોપડીમાં કેહવતનો અર્થ આ પ્રમાણે સમજાવેછે: "વિદ્વાન, ડાહ્યા માણસો, અનુભવી માણસો, જે વચન અગર સિદ્ધાન્ત કહી ગયાછે તે કેહવત." આ બંધેમાં નર્મદાશંકરે સમજાવેલો અર્થ વધુ બંધબેસ્તો લાગેછે, કારણ કે ખોદાતાલાએ બનાવેલાં સઘળાં ચોપગાં જાનવરો જેમ ઘોડા નથી, તેમ વિદ્વાન અને ડાહ્યા માણસોએ કહેલા સઘળા વચનો અથવા સિદ્ધાન્તો કાંઈ કેહવત નથી. નર્મદાશંકરના કેહવા પ્રમાણે તેવા વાકય યા વચનમાં કાંઈ બોધ અથવા દૃષ્ટાન્ત સમાયલા હોવા જોઇએ, અને તે વંશપરમ્પરા લોક-મુખે ઉતરી આવેલા જોઇએ. અલબતાં આ સિવાય

## કેહવતો માટેનાં બીજાં ગુણ-લક્ષણ

પણ છે કે જે નર્મ-કોશ મધે આપેલી વ્યાખ્યામાં સમાયલાં નથી, પણ જે વિષે આગળ વિવેચન કરવામાં આવશે. ઉપર જે તરેહવાર વ્યાખ્યા કેહવતો વિષે એકઠી કીધીછે તે ઉપરથી જણાશે કે કોઇબી બે લખનારના વિચાર તે બાબે તદન એકસરખા ઉતર્યા નથી. જેમ બીજી ચીજોમાં, તેમ એ સઘળી વ્યાખ્યાઓમાં પણ, કાંઈ નહિ અને કાંઈ ખામી કાહડવી, એ ઘણું સેહલ કામ છે. ખરેખરૂં મુશ્કેલ કામ તો એક પાકટ, અને સર્વે ચુનોચ્ચરાની સામે ટકી શકે એવી,

વ્યાખ્યા આ બાબદ માટે બનાવવાનું છે. તોપણ, જો. ઉપલી સઘળી વ્યાખ્યાઓ બારીક નજરથી તપાસીશું તો, તે ઉપરથી આટલો તો સાર આપણ કાહડવાને સામર્થવાન થઇશું કે એ સઘળા લખનારાઓ, કેહવતો માટે, નીચલી ચીજોની જરૂરિયાત, એકસરખી રીતે, કબુલ કરેછે:

**પેહલું**, કે તે ટુંકી હોવી જોઇએ.

**બીજું**, કે તે સંક્ષેપમાં બોહલો અર્થ દશાવનારી જોઇએ.

**ત્રીજું**, કે તે ડાહપણ શિખવનારી અને બોધ દેનારી જોઇએ, એવી કે જેથી માનવીને કાંઈ નહિ અને કાંઇબી જાતની શિખામણ મળે. અને

**ચોથું**, કે શબ્દોની ટંકશાળ મધેથી બાહેર પડેલા ખરા ચલણી સિક્કા તરીકે એક ભાષાનાં રાજ્યમાં જાએજ થવા માટે તે ઉપર લોક-પસંદગીનો છાપ પડેલો હોવો જોઇએ, અને તે સર્વ-માન્ય હોવી જોઇએ. કેહુવતોનું

## પેહલું લક્ષણ

કે તે ટુંકી હોવી જોઇએ તે તપાસતાં એવું માલમ પડેછે કે તે મોહટે ભાગે ખરૂં છે: જેમ કે "કર ને જો," "દુખ પર ડાહમ," "કવાબમાં હાડકું," "ગઈ વાત ગુજરી," "ગત તેવું મત," "સબસે બડી ચુપ," "ચિઠ્ઠીનો ચાકર," "દેશ તેવો વેશ," "દાઝે તે બરાડે," "ભાગી પણ ભરૂચ," "પૈસાનો ખેલ," "વેહલો તે પેહલો," "વેહા ને

બેહા," "વેળા એજ વસુ," "રંજનું ગંજ." તોપણ, કેહવતોનું ટુંકપણું એવા પ્રકારનું હોવું જોઇએ કે, જે અર્થ અથવા ઢડો તે કેહવતથી આપણ દર્શાવવા માગતા હોઇએ તે, તેટલાજ ટુંક શબ્દોમાં, આપણ સેહલાઇથી દર્શાવી શકયેં. અંગ્રેજોમાં કહેછે તેમ "Brevity is the soul of wit" કેહવતોના બાબમાં ખચીત ખરૂં છે, પણ તેમ વળી ઘણીક કેહવતો એવીબી છે કે જે ટુંકમાં બોલાતી નથી, અને તે છતાં તે કેહવત નથી એવું કોઇબી રીતે કેહવાઇ શકાતું નથી. ત્યારે, એ બીના ધ્યાનમાં રાખી, ટુંકાપણુંનો અર્થ આપણે જુદીજ રીતે સમજવાની વેતરણ કરવી જોઇએ છે. બે ત્રણ, કે ચાર પાંચ, શબ્દોમાં સમાયલી હોય તેજ કેહવત ટુંકી કેહવાય, અને દસ બાર, કે પંદર વીસ, શબ્દોવાળી કેહવત અવશ્યજ લાંબી ગણાવી જોઇએ, એવું કાંઇ નથી. દાખલા તરીકે, એક ચોકસ ઢડો સાદી એબારતની પાંચ દસ લીટીમાં સમજાવી શકાય, અને તેજ ઢડો કેહવત-રૂપે માણસનાં મન ઉપર ઠસાવવા માટે બે ત્રણ શબ્દોમાં મુકી શકાતો હોય, તો તે કેહવત જેટલી ટુંકી ગણાય, તેટલીજ ટુંકી એક બીજી કેહવતં પણ કેહવાઈ શકાય, કે જે પંદર વીસ શબ્દોમાં સમાયલી હોય, પણ જેનો ઢડો સાદી એબારતમાં સમજાવવા માટે પાંચ છ સફા રોકવા પડે. આટલા માટે ટુંકાપણું ફકત ગણત્રીના થોડા શબ્દોના વપરાસમાં આવી અટકતું નથી. શબ્દો સંખ્યામાં વધારે પણ વપરાયલા હોય, પણ જો કેહવતનો

ભાવાર્થ સાંભળનારનાં મન ઉપર ઠસાવવા માટે તેટલા વધુ શબ્દોની અગતજ હોય તો તે કેહવત પણ ટુંકીજ જાણવી. જેમ કે "ગરીબનો બેલી પરમેશ્વર" એમાં ફક્ત ત્રણ શબ્દોજ છે, અને તેથી તે ટુંકી કેહવાય, તેમ વળી "ગાજતા મેહ વરસે નહિ, ને ભસતા કુત્તા કાટે નહિ" એ કેહવતમાં નવ શબ્દો આવ્યાથી તે કાંઈ લાંબી કેહવાય નહિ, કારણ કે પાછલી કેહવતોનો મજમુન એ કરતાં ઓછા શબ્દોમાં દર્શાવી શકાતો નથી. ત્યારે કેહવતો "ટુંકી" હોવી જોઇએ તેનાં કરતાં તે "સંક્ષેપ" હોવી જોઇએ એવી રીતે બોલવું વધારે બંધબેસ્તું થઈ પડે, એટલે કે, નહિ કે ફક્ત બે ત્રણ યા ચાર શબ્દમાં પટાવી કાહડેલી, પણ તેનો ભાવાર્થ ધ્યાનમાં રાખીને, જેમ બને તેમ, થોડા શબ્દોમાં દર્શાવેલી. દાખલા તરીકે આ નીચલી કેહવત લઇએ: "સુન્નું રૂપ્પું સોની ચોરે, ને નંગ બદલે જડિયો, મોડો આવી ચવેણું માગે, એ સુથાર ને કડિયો, એટલા પાસે ક્યારે જઇએ કે પુરા હોઇએ ગરજી, કપડું ચોરી પૈસા માગે એ જાતનો દરજી." હવે આ કેહવત કોઇબી રીતે ટુંકી તો કેહવાયજ નહિ, પણ તેમ જુદા જુદા ધંધાદારીઓની લુચ્છાઈ માટે જે ભાવાર્થ એ કેહવત ઉપરથી કાહડવો છે તે જોતાં તે અતરે બતલાવીછે તે કરતાં વધુ સંક્ષેપ રીતે દર્શાવી શકાતેજ નહિ. તે ટુંકી નથી, પણ ટુંકી નથી માટે તે કેહવત નથી એમ ઠરતું

નથી. તેનો મજમુન તપાસતાં તે સંક્ષેપમાંજ દર્શાવેલીછે, અને તેથી તે પક્કી કેહુવતજ છે. કેહુવતોનું

## બીજું લક્ષણ

કે તે સંક્ષેપમાં બોહલો અર્થ દર્શાવનારી હોવી જોઇએ, એ એટલું તો સ્પષ્ટ અને સેહલ ધ્યાનમાં ઉતરે એવું છે કે તે માટે લંબાણુ સમજણુ આપવાની કશી જરૂર નથી. દાખલા તરીકે "કર ને જો" એ સાદા અને ટુંકા ત્રણુ શબ્દોમાંજ એટલી ઉંડી ફિલસુફી સમાવી દીધીછે કે જે માટે નીતિ શિખવનારાઓએ પોઠાના પોઠા ભર્યાછે. માણુસનાં સારાં યા નરસાં કરતુક અને તેની ભલી યા ભુંડી ચાલચલણુનાં પ્રમાણુમાં, આ જગતમાં, તેમજ આવતી દુનિયામાં, તે સુખી યા દુખી થાયછે, અને સારો બદલો અથવા સજા પામેછે, એવું જે દરેક ધર્મનું અને દરેક નીતિ–શિખવનાર ફિલસુફનું ઉમદા શિક્ષણુ, તે, આ સાદા પણુ સંપૂર્ણુ અર્થથી ભરપુર ત્રણુ ટુંક અક્ષર કરતાં બીજી વધુ અસરકારક રીતે કેમ દર્શાવી શકાતે તે વિચારવુંજ મુશ્કેલ છે. કેહુવતોનું

## ત્રીજું લક્ષણ

કે તે ડાહપણુ શિખવનારી અને બોધ દેનારી જોઇએ, કે જેથી માનવી જાત તે ઉપરથી કાંઈ નહિ અને કાંઈબી શિખામણુ લઈ શકે, એ પણુ આ પુસ્તક મધે આવેલી કેહુવતોના ફકત ઉપર ટપકેના અભ્યાસથીજ પોતાની મેળે

સિદ્ધ થઈ જશે. દાખલા તરીકે "આંખેથી નાગો, જશેથી નાગો, કર ખુબી તો પેહરશે સવાગો" એ કેહુવત આ દુનિયાની જુઠી માયા ઉપર કશોબી ભરૂસો નહિ રાખવા, પણ નેકી અને ખુબી ભરેલાં કામો કરી બેહશ્તનો તોસો હાંસલ કરવા માટે કેવી અસરકારક રીતે ઢડો આપેછે. "કમાએ થોડું, ને ખરચે ઘણું, પેહલો મુરખ તેને ગણું" ઉડાઉપણુંની સામે સાવચેત રેહવા, અને આપણી કમાઇની હદમાંજ આપણો ખરચ રાખવાની શિખામણ આપણને દેય છે. "થોડી ભુખના, ને ઘણું સુખના" તંદોરસ્તી સાચવી રાખવાનો એક એવો ઉમદા નિયમ આપણને શિખવેછે કે જે ઉપર જો સાધારણ લોકો ધ્યાન આપે તો દુનિયા મધેનાં અનેક દુખ દરદો મોહટે ભાગે પોતાની મેળે ઓછાં થઈ જાય, અને માણસજાતની ઘણીક શારીરીક પીડાકારીનો અંત આવે. વળી આ દુનિયામાં માણસની ચહડતી પડતી, અને તેની હાલતની નાપાયદારી, બતાવવા માટે "શાહના ફકીર, અને ફકીરના શાહ" કરતાં વધુ સરસ ઢડો બીજી કેઈ કેહુવતથી આપી શકાશે? ખંત રાખી ચાલુ મેહનતથી આયંદેહ કેવી ફતેહ મળેછે તે "શોધે તેને સાહેબ જડે" એ કેહુવત ઘણી અસરકારક રીતે શિખવેછે. "સુખ પુઠે દુખ, ને દુખ પુઠે સુખ" એ આ ફરતા સંસારનો એક અચળ નિયમ ઘણીજ સાદી ઢબથી આપણાં મન ઉપર ઠસાવેછે, અને તેથી સુખની વેળાએ જેમ ફોકટમાં છલકાઈ નહિ જવા માટે, તેમ દુખની

વેળા ધીરજ અને સબુરી નહિ ખોઇ દેવા વિષે, આપણને સબક દેયછે. તેમજ મગરૂબી તથા તકોબરી આખરે ઈનસાનને કેવી દુર્દશામાં લાવી મેલેછે, અને તે કરનારને પસ્તાવાનું કારણ આપેછે, તે, "એંહુકારનું ઘેર ખાલી" એ કેહવત ઘણીજ સ્પષ્ટ રીતે સમજાવે છે. એવા એવા દાખલાઓ તો અગણીત ટાંકી શકાશે. કેહવતોનું

## ચોથું લક્ષણ

કે તે ઉપર લોક–પસંદગીનો છાપ પડેલો હોવો જોઇએ, અને તે સર્વ–માન્ય હોવી જોઇએ, એ જોકે સર્વથી છેલ્લું, તોપણ, ઘણું અગત્યનું, લક્ષણ છે. સંક્ષેપ, બોહલો અર્થ દર્શાવનારા, અને ડાહપણનો ઢડો ઈનસાનો આગળ રજુ કરનારા એવા વાક્ય તો દરેક ભાષામાં ઘણાબી મળી આવેછે, અથવા બનાવી શકાયછે, પણ તે સઘળા કાંઈ કેહવત તરીકે પસાર થઇ શકતા નથી. કેહવતો કાંઈ બનાવી શકાતી નથી. એક લખનાર કહેછે તે ખરૂં છે કે "It is as impossible to make a proverb as to make an emerald, or that black diamond which constitutes the more familiar sparkle of material life." ત્યારે કેહવતો બનાવવાનું અભિમાન ધરાવવું એના જેવી શેખી બીજી શી હશે? ઉપલોજ લખનાર કહેછે કે "To be a deliberate proverb-maker is really the highest form of impertinence; for a proverb speaks with the assumption of universal

experience; it expects general acquiescence as a right—as a matter of course; its tone allows of no dispute or question, and is an appeal to universal knowledge." આ પ્રમાણે જોતાં બોધ દેનારો દરેક વાકય નહિ, પણ જેબી વાકય લોક–પસંદગી પામ્યો, અને એક મોહડેથી બીજે મોહડે ઉડતાં સાધારણ વપરાસનો થતો ચાલ્યો, કે પછી તે કેહવતોના મોહટા કબીલામાં પોતાની જગ્યા લેવા પામેછે. દાખલા તરીકે "બધું સેહવાઇ શકાય, પણ સારૂં નસીબ નહિ સેહવાઈ શકાય," "તાહરા દોસ્તને એવું કાંઈ ના કેહતો કે જે તાહરા દુશ્મનને નહિ જણાવાનું હોય," "સૌ પોત પોતાને માટે, અને ખોદા સર્વને માટે," "ખાલી કોથલો ઉભો રહી નહિ શકે," એ સઘળા જોકે બીજી દરેક રીતે કેહવતનાં ગુણ લક્ષણ ધરાવનારા વચનો છે, તોપણ કેહવતો મધે તે પસાર થઇ શકતા નથી, તે એજ કારણથી કે જણ–મોહડે તે બોલાઇ ચવાઇને એ દરજ્જો પામી શકયા નથી. લોક–કલ્પનાને તેમજ લોક–મગજ–શકિતને તે વાકયો એવા રૂચવા જોઇએ કે જેથી તે તુરત ઉપાડી લઈ એક મોહ-ડેથી બીજે મોહડે પસાર થતાં તે ઉપર કેહવત તરીકેની છાપ લેતા જાય. લોક–પસંદગી અને લોક–મત વિનાના એવા વચનો ગમે એવા સંક્ષેપ, અને ડાહપણ શિખવનારા હોય પણ તે કેહવત તરીકે રદ છે.

આ છેલ્લાં લક્ષણ વિષે વિવેચન કરતાં ત્યારે સવાલ

એવો ઉઠી શકે કે એવાં સુવેણોને કેહવતો તરીકે લેખવાનાં કારણુસર

## લોક-પસંદગીનો છાપ

તે ઉપર પડવા માટે શું ચીજ જરૂરિયાતની છે. વિદ્વાન આર્ચબીશપ ટ્રૅન્ચ, કે જેનાં કેહવતો વિષેનાં નામીચાં અને કીમતી પુસ્તકની મદદ આ લખાણુ દરમ્યાન વારંવાર લેવી પડીછે, તે એવી જરૂરિયાતો ચાર કિસમની પિછાનેછે, અને તે ખચીત બંધબેસ્તી છે. એવા વચનોને કેહવતોમાં ફેરવવા માટે તો (૧) તે સંક્ષેપ હોવા જોઇએ (૨) તેમાં પ્રાસનો ભેળ હોવો જોઈએ (૩) તેમાં અનુપ્રાસ અને (૪) થોડીક ખુશ અતિશયોક્તિ જોઇએ.

હવે, કેહવતો માટે

## (૧) સંક્ષેપતા

અવશ્ય જોઈએ એ તો આપણે ઉપર તપાસી ગયા. તેમાં ઘણી વેળા

## (૨) પ્રાસ

હોયછે એ તો આ પુસ્તકો ઉઠલાવતાં ઠારેઠાર નજર પડે એવી બીના છે. ફક્ત આપણી ગુજરાતી ભાષામાંજ નહિ, પણુ બીજી દરેક ભાષાની કેહવતોમાં જોઈશું તો પ્રાસવાળી કેહવતો મુખ્ય મળશે, અને તેનું કારણુ તદન દેખઈતું છે કે પ્રાસવાળા વાક્યો સ્મરણુ-શક્તિમાં ચીટકી બેસવા માટે અગત્યના છે,

અને કેહવતો જ્યારે યાદદાસ્ત-શક્તિનીજ વાત થઈ પડેછે ત્યારે તો તે જેમ પ્રાસમાં વધારે, તેમ યાદદાસ્ત માટે સેહલ. તેમજ વળી આ તો જાણીતી બીના છે કે પ્રાસ સાથના કવિ-તાઈ વાક્યો હંમેશાં ઇનસાનની કલ્પના-શક્તિને બહુ રૂચતા આવેછે, અને તેટલા માટે એક વાક્ય જે કલ્પનાએ ઉપાડી લીધો, અને યાદદાસ્તમાં બેઠો, એટલે પછી એક મોહડેથી બીજે મોહડે તેનો ઉપયોગ જરૂરજ જાગ્યો, અને એ પ્રમાણે ફેલાતાં તે કેહવતનો છાપ લેતો ચાલ્યો. એવી પ્રાસવાળી કેહવતોમાં ગુજરાતી ભાષા ખચીત તવંગર છે. થોડીક ટાંકી બતલાવીશું: "આગળ દોડ, ને પાછળ ચોડ," "કરમની કાહણી, અરધાં તેલ ને અરધાં પાણી," "ગામડિયા ગમાર, ન જાણે ચોખા કે ન જાણે નમાર," "જાય બજાર, ને ખાય પેંજાર," "ડાહ્યો દોહરો, ને વચાવનો હોરો," "તમાશાને તેડું નહિ, ને બાવળ્યાને ખેડું નહિ," "પલીત ભાગે, ને ભુત જાગે," "પારકે પૈસે પરમાનંદ, ખાઇ પીને કરો આનંદ," "બાયડી જોય લાવતો, ને માય જોય આવતો," "ભરે ઘાઘર, તો મલે નાગર," "મરી, મીઠું, ને રાઈ, તેનાં ઘડ્યાં પીત્રાઇ," "મહોમાં બોલ, ને હાથમાં તોલ," "રૂપની રૂડી, ને કરમની ભુંડી," "લાડબાઈ લુહવારડી, ને કાખમાં મારી બુહવારડી," "વાડીએ બાર, ને ચૌટે અધાર," "શુકરવારની રાત, ને કર્યે નહિ વાત," "સાગ, સીસમ, ને સુન્નું, કદી નહિ થાય જુન્નું," "હાડમાં હીલો, ને ખભામાં ખીલો." એ ઉપરાંત વળી તેમાં

## (૩) અનુપ્રાસ

જોઇએ તે માટે નીચલા દાખલાઓ પુરતી સમજ આપી શકશે:—

"કાલી કુતરીને કાને કીડા, ને એક ગેઇ ને બીજી પીડા," "ગુપટ ગંગા ગઇ," "ચુંથીને ચાંદું પાડવું," "છેલ્લો ઉપાય છાસનો," "પેહલાં પાપ, પછી માપ," "પારકી પીડા, પંચાત પરાઇ, ના કરો માહરા માવજીભાઇ," "પાદશાહની પણ પીઠ છે," "પાતરે પાણી પાવું," "ફરેબે ફરેશ્તા ફરે," "બાર બાયડીએ બગલાનું જોર," "બાર બોલાવણ બેસણું, બીડું ને બહુ માન, જે ઘર પાંચ બબ્બા નહિ, તે ઘર જાણુ મસાણુ," "ભરે ભાણે ભુખો, ને ભરે તળાવે તરસો," "ભરોસાની ભેંસ ભુખે મરે," "ભલાનો ભાઇ, ને ભુંડાનો જમાઈ," "ભુંડા ભુંડાનો ભાવ ભાંજે," "મગોલને મોહતે મરવું," "મુવા મોર મોહકાણુ," "મોચીની મામી મોશાલાં પેહરે, ને મા ન બાયડી કોરડી," "રાજ્યાની રાણુ, ને રોટલી પર સાંહણુ," "રૈયત રાજા રામની પણ ન થઈ," "રાંડ્યા પછી રાંડ રળે, ને રાંધ્યા પછી બળતું બળે," "લાભાજી લાભ," "લાખે લેખાં લખાય," "લંકામાં લારી લુટાઈ," "વખત વખતને વિસરાવે," "વડો વાંક વહુનો," "વરસાદ વરસે તે, વાડમાં પણ વરસે," "વાણિયાને વાળ વાવડા ન પડે," "વાણિયો વરે વેહવાર્યો," "શિરા સારૂં શ્રાવક થયા," "શેઠના સાલા

સૌ થવા જાય," "સસતું, સોહામણું, ને સીકારપોરની જાતરા," "સાચ્ચો સાસરાંમાં પણ સમાતો નથી," "હૈયાંની હોંસ હૈયાંમાં."

એ ઉપરાંત, લોક–મોહડે ચહડી કેહવતની પદવી મેળવવા માટે, કેહણીઓમાં

## (૪) ખુશ અતિશયોકતી

હોવી જોઇએ. એનું કારણ પણ દેખઈતું છે. સાધારણ વાકયો કરતાં જે વાકયોમાં અતિશયોકતી તે કલ્પનાને વધારે ખેંચાણ કરે છે, અને તેથી તે મન ઉપર વધારે મજબુતી સાથે બેસે છે. જેમકે "કોઇની દાહડી બળે, ને કોઇને તાપણું થાય" એમાં જોકે દાહડીનાં બળતાંથી તાપણું થતું દર્શાવ્યું છે, તોપણ, આપણું જાણયે છિએ કે એવી રીતે તાપણું કશું થઈ શકતું નથી, અને એમ બોલવું ફકત અતિશયોકતી વાપરવા સરખું છે. તોપણ, આપણી કલ્પનાને તે એટલું આકર્શીત છે કે તે ખુશ થઈ; એવું કેહણ,- મન ઉપર જડ ઘાલી બેસવા દીએ છે. એજ પ્રમાણે નીચલી કેહવતો વિષે પણ સમજવું: "અરધો રતલ શાક, દેશાઇને ઘેર તબ, વનવેહવાઇને ત્યાં તપીલાં, આસેપાસે કાંસિયા, છોકરાં અગર ને દગર કરે, ને હાડકાંના ઢગે ઢગ વલે." "દહીની રતી, માહુરે નખે ખુટી, ને છ મહિના ખાટ પર સુતી," "ખસખસની ઠેસ (લાગવી)," "એક ખસખસનો દાણો, ચાર વખત છડ્યો, ચાર ભાગ કીધા, એક ભાગ ખાધો, તેને કલેજે ડાઘ લાગો, પીસુ આવે ને પુછું, અન્ન ખાધેથી કેમ જીવાય?" "એલચીનાં હાડકાં, ને ફુલનાં

માંસ," "ગપ્પીને ઘેર ગપ્પી આવ્યા, આવો ગપ્પીજી, બાર હાથનું ચીભડું, ને તેર હાથનું બી," "કેડે છોકરૂં, ને ગામમાં ઢંઢેરો," "કાજીની કુતરી મુઈ ત્યારે બધું ગામ, ને કાજી મુવા ત્યારે કોઈ નહિ," "ચાર મળે ચોટલા, તો ભાંજી ઉઠે ઓટલા," "નસીબના બળિયા, પકાવી ખીચડી ને થઈ ગયા થળિયા," "સંપ હોય તો કુલ્લીમાં સમાય."

કેહવતોનાં ગુણ લક્ષણ તથા જણ–મોહડે બોલાવવા માટે તેમાં કેવા ગુણો જોઇએ તે વિષે આટલું વિવેચન કરવા પછી, આપણે

## કેહવતોની ઉત્પતી

વિષે થોડીક તપાસ કરીશું. દુનિયા મધે વસ્તી દરેક પ્રજા તથા દરેક કોમ મધે કેહવતો બોલાયછે એ તો આ પુસ્તક મધે સરખામણી માટે ટાંકેલી કેહવતો ઉપરથી સેહજ જણાઈ આવશે. વળી એ કેહવતો માંહેલી ઘણીએક તો, એક યા જુદા આકારમાં, પણ તેજ ઢડો શિખવતી, દુનિયા વરણના લોકોની સાધારણ મિરાસ હોય તેવી જણાયછે. આનું કારણ શું? કારણ એજ કે દુનિયાની અંદર હજારો વરસ આગમચના જમાનામાં જ્યારે લખાણ વંચાણ આજના જેટલું બોહળું અને વિસ્તીર્ણ નહોતું, બલકે નહિ–જેવું હતું, ત્યારથી અવલોકન અને અનુભવનાં પરિણામો, કેહવતોના ટુંકા અને ટચ આકારમાં, લોકોને માટે શિખામણ, યા સાવચેતી, યા ડાહપણના

હડાઓ તરીકે, હસ્તીમાં આવતાં ગયાં. આના સંબંધમાં લૉર્ડ નીન્સની નીચલી સતરો ગોખી રાખવા લાયકની માલમ પડેછે:

"In ancient days, tradition says,
When knowledge much was stinted—
When few could teach, and fewer preach,
And books were not yet printed—
What wise men thought, by prudence taught,
They pithily expounded;
And proverbs sage, from age to age,
In every mouth abounded."

કેહવતો, એ મુજબ, ત્યારે એક મુખથી બીજે મુખ, અને ત્યાર પછી, એક મુલકથી બીજે મુલક, અને એક ભાષાથી બીજી ભાષામાં પસાર થવા લાગી, એટલુંજ નહિ, પણ એક જમાનાથી બીજા જમાના, અને ત્યાર પછીના પુઠે આવતા જતા જમાનાઓમાં પણ, તે, વારસા મિસાલ, ઉતરતી ચાલી. આર્ચબીશપ ટ્રેન્ચ આ સંબંધમાં કહેછે કે:

"I would call your attention to the fact that a vast number of its proverbs a people does not make for itself at all, but finds ready made to its hands, entering upon them as part of its intellectual and moral inheritance. The world has now endured so long, and the successive generations of men have

thought, felt, enjoyed, suffered, and altogether learned so much, that there is an immense stock of wisdom which may be said to belong to humanity in common, being the accumulated fruits of all this its experience in the past. Even Aristotle, more than two thousand years ago, could speak of proverbs as 'the fragments of an elder wisdom, which on account of their brevity and aptness, had, amid a general wreck and ruin, been preserved.' These, the common property of the civilized world, are the original stock with which each nation starts; these, either orally handed down to it, or made its own by those of its earliest writers who brought it into living communication with the world beyond it. Thus, and having reached us through these channels, a vast chamber of Greek, Latin, and medieval proverbs live on with us, and with all the modern nations of the world."[૧]

ઉપલા ઉતારામાં ટ્રૅન્ચ જે કેહવતોને "the common property of the civilized world" કહેછે તેવી કેહવતોની ઉત્પતીના બે ત્રણ દાખલા નામાંકિત ડીઝરયલી પોતાનાં "Curiosities of Literature" નામનાં જાણીતાં પુસ્તકમાં

૧ *Proverbs and Their Lessons,* pp. ૨૪, ૨૫.

આપેછે. કહેછે કે શાહનશાહ નીરોને વાજીંત્ર ઉપર એટલો બધો તો અનહદ શોખ હતો કે તેના લાગતા વલગતાઓએ જ્યારે તે બાબદ વિષે તેને વારવાની જરૂર જોઈ ત્યારે તે બોલ્યો કે "એક હુનરમંદ માણુસ બધી જગ્યાએ જીવી શકે છે," યાને, બીજા બોલોમાં, આપણે ગુજરાતીમાં કહીએ છિએ તેમ "હુનરવાળું માણુસ ભુખ્યું નહિ રહે," અથવા, "ધંધાનો ધણી ભુખે નહિ મરે." ગમે એવો શાહનશાહી દરજ્જો ધરાવનાર માણુસે પણ, એક બણ હુનર, પોતાની રોજી કમાવાનાં સાધન તરીકે, શિખી રાખવો જોઇએ, એ આ કેહવતનું ડાહપણ છે, કારણકે શાહનશાહી દરજ્જાની કશી પાયદારી નથી. એજ મુજબ નામાંકિત સપેહસાલાર સીઝરે, જ્યારે પુષ્કળ દરિયાફત પછી, પૉમ્પી અને પોતાનાજ સ્વદેશીઓ સામે લડવા માટે, પોતાની અજીત સેનાઓને આગળ વધારી રૂબીકન નદી ઓલંગી, ત્યારે તે બોલ્યો, કે "પાસો પડી ચુકયો," એટલે એક એવું પગલું ભરી ચુકાયું કે જેથી પાછળ હઠવું નહિ બની શકે એવું હતું. અને તેમજ જ્યારે પાઓલસ ઇમીલ્યસે પોતાની હકદાર બાનુને તલાક આપવા ઠેરાવ કીધો, ત્યારે તે બાનુ, કે જેની સામે કશો પણ આરોપ મુકી શકાય તેવું હતું નહિ, તેના સગા સ્નેહીઓ તેણી તરફથી તેને ઠપકો આપવા લાગ્યા. પાઓલસે પોતાની મોહરદારના સર્વે સારા ગુણો કબુલ્યા, પણ તેજ વેળાએ તેણે તે સગાઓને પોતાનો જોડો બતાવ્યો, કે જે તેના પગમાં ઘણીજ ખાસી

રીતે બેઠેલો જણાતો હતો, અને કહ્યું કે "આ જોડા ક્યાં ડંખેછે તે તેનો પેહરનારજ જાણેછે."

આ પ્રમાણે છેક અસલના જમાનાથી જે કેહવતો સઘળી

**સુધરેલી પ્રજાઓની સાધારણ મિરાસ**

તરીકે ઉતરતી આવેલી તે પોતાની અસલ થાપણ તરીકે તેવી હરેક પ્રજાએ જાળવી રાખી હતી.

**કેહવતોનું એ પુરાતનપણું**

કેટલા દૂરના જમાના સુધી લંબાયું હશે તેની એક બે સાબેતી નીચે આપવાથી વાંચનારને ઝટ સમજ પડશે. "ઘરમની ગાયના દાંત શા જોવા?" એ જેમ ગુજરાતીમાં એક સાધારણ કેહવત છે, તેમ તેજ અર્થ સુચવનારી કેહવત બીજી ઘણીક ભાષાઓમાં પણ ચાલુ છે, અને તોપણ જાણે કાંઇ હાલના જમાનામાં તે ઉત્પન્ન થઈ હોએ તેવો તેનો દેખાવ જણાયછે. આ કેહવતને મળતી અંગ્રેજી કેહવત "Look not a gift horse in the mouth" વિષે લખતાં વિદ્વાન દાકતર ટ્રેન્ચ જણાવેછે કે એ કેહવત ઈસવી સનેની ચોથી સદીમાં થઇ ગયલા એક લૅતીન સાધુ સેંત જૅરોમે વાપરીછે, એટલે તે તેના જમાના કરતાં પણ વધુ પુરાણી હોવી જોઇએ.

આ પ્રમાણે, ત્યારે, છેક અસલના જમાનાથી, કેહવતોનું જે ભંડોળ હરેક સુધરેલી પ્રજાને વારસા તરીકે મળેલું, તે ભંડોળમાં, રફતે રફતે, દેશ, અને કાળ–સ્થિતી પ્રમાણે, તેમજ

દરેક પ્રજાના વધતા જતા અનુભવ પ્રમાણે, ઉમેરો થતો ચાલ્યો. તેમાં વળી જેમ જેમ તે પ્રજા, મુસાફરીથી, યા બીજી રીતે, બાહેરની પ્રજાઓના સમાગમમાં આવતી ચાલી, તેમ તેમ તેઓ મધેથી દાહ્યપણુના કાંઇક ઢગાઓ તે ઉંચકતી ચાલી, એવી રીતે કે અસલ આપનાર કોણ, અને ઉછીનું લેનાર કોણ, એ ઠેરવવું, વખતના વેહવા સાથે, ઘણું મુશ્કેલ થયું.

કેહવતોની ઉત્પતી પછી આવી જુદી જુદી રીતે તેમાં વધારો થતો ચાલતાં તે ભેગી કરવાનું કામ પેહલ્લી નજરે સેહલ ગણાયછે, પણ કોઇ કાળે પણ

## કેહવતોનો સંગ્રહ સંપૂર્ણ હોતો નથી.

તેમ બનવુંજ મહાલ છે, અને તેનાં જુદાં જુદાં કારણો છે.

## પેહલું કારણ

એ કે ઘણીક જુની કેહવતો, ન-ખપી બની, આસ્તે આસ્તે, વપરાસમાંથી ઉતરતી જાયછે, અને છેવટે તેનો વાપરવસ સદનતર બંધ પડેછે. વળી, ઉપર કહ્યું તેમ, જેમ તે પ્રજા આએ દુનિયાના અનુભવમાં આગળ વધતી જાયછે તેમ તેમાં નવી નવી કેહવતો ઉત્પન્ન થતી જાયછે.

## બીજું કારણ

એ છે કે નામાંકિત ગ્રંથકારોનાં લખાણો અને ઉસ્તાદી કવિઓની કવેતો, કે જે એક પ્રજાનાં મન ઉપર સારી અસર કરે

છે, તેવાં ચુનંદાં લખાણોમાંના કેટલાક મોતેબર વિચારો, અવાર નવાર જણ–મોહડે બોલાતાં બોલાતાં, કેહવતોનું રૂપ ધારણ કરતા જાયછે, અને તેથી તે પ્રજાની કેહવતોમાં જાથુક વધારો થતો રહેછે. ઇંગ્રેજી ભાષામાં બાઈબલ મધેની, તેમજ શેકસપિયરના નાટકોમાંની, અને બીજા ઘણાક ગ્રંથકારોની સુંદર લીટીઓ આવાં રૂપમાં અમર થઇ જવા પામીછે, એ તો અંગ્રેજી સાહિત્યના દરેક અભ્યાસીને સાધારણ રીતે જણાયલી એક બીના છે. વળી કોઈક પ્રજામાં આખી પ્રજાની લાગણી ઉસકેરનારા એવા બનાવો બનેછે કે જે વિષેના ઈસારાઓ કેહવતો તરીકે પસાર થતા જાયછે. તેમજ નામીચા આસામીઓના ભારખમ બોલો ઘણી વેળા કાંઈ બોલાયલા મરણ પામતા નથી, પણ એક મોહડેથી બીજે મોહડે ઉંચકાઇને જીવતા અને જાગતા ચાલુ રહેછે, અને આએ રીતે, રફતે રફતે, તે કેહવતોની પદવીએ પોંહચેછે. યુનાનના સાત “ડાહ્યા માણસો”ના વચનો અને કેહણો આવી પદવી પામ્યાંછે.

## ત્રીજું કારણ

એ છે કે, ઉપર દર્શાવ્યા પ્રમાણે જુદી જુદી રીતે ઉત્પન્ન થયલી કેહવતો ઉપરાંત, દરેક ભાષામાં કેહવતોનો એક બીજો જથ્થો એવો હોયછે કે જે કેહવતો ક્યાંથી આવી, અને કેમ ઉત્પન્ન થઈ, તે કોઇથી કેહવાઈ શકાતું નથી. તે ગોયા પડેલી પાઈ હોય એવી કિસમની હોયછે, અને ફકત તેની પોતાની

અંદરખાનેની ખુબીઓને લીધેજ તે, વખતે વખત, જીવવા અને આગળ વધવા પામેછે.

ઉપર કહી ગયા પ્રમાણે

**દરેક પ્રજાની કેહુવતો**

તે પ્રજાનાં જુદી જુદી બાબદો ઉપરનાં અવલોકન અને અનુભવની સાબેતી આપેછે, અને તેટલા માટે, એક અમુક પ્રજાની તવારીખ, રાહ રીતિઓ, વિચાર આચાર, એકીનો, અને વેહમો ઉપર તે પ્રજાની કેહુવતો જેટલું અજવાળું નાખેછે તેટલું બીજી કોઇ બાબદથી પડતું નથી. આના સંબંધમાં લૉર્ડ બેકને કહેલા સખુનો ખચીતજ બંધબેસ્તા છે કે "The genius, wit, and spirit of a nation are discovered in proverbs." અસલી યુનાની કે રોમનોની કેહુવતો લેવો, કે હાલ જમાનાની, યુરપ અથવા એશિયા મધે વસતી, કોઈ પણ પ્રજાની કેહુવતો તપાસો, તો તે સઘળી તમુને આ એકજ સેવટ ઉપર લાવશે, કે દરેક પ્રજાનાં દિલ ઉપર જે ચીજે વધારે અસર કીધેલી હોયછે, તે ચીજ, તેની કેહુવતો મારફતે, જાહેર થાયછે. જે પ્રજા, પોતાની અંદરખાનેની તવારીખ, વિગેરે, કેહુવતો મારફતે જાળવી રાખેછે, તેવી પ્રજાઓમાં પોતાની ખોડખાંપણો અને

**ખામીઓ દર્શાવનારી કેહુવતો**

જાળવવાની હિંમત તથા પ્રમાણિકપણું વખાણને લાયક છે. ખુબીઓ અને સારા ગુણ દર્શાવનારી કેહણીઓ જાળવવી એ તો ઘણું સેહલું કામ છે; તે કામ તો દરેક પ્રજા ઘણી ઉકમાઇથી

પોતાને માટે બજાવી શકેછે, પણ પોતાની એબો, ખામીઓ, અને મુર્ખાઈઓ દર્શાવનારી કેહવતો જાળવવી, અને બોલવી, એ તે પ્રજાનાં પ્રમાણિકપણાં માટે ઉંચામાં ઉંચી સાબેતી છે. સ્પૅન્યર્ડોમાં પોતાને માટે એક કેહવત છે કે "Socorros de Espana, ó tarde, ó nunca," એટલે કે સ્પેન તરફની મદદ, મળે તો મોડેથી, નહિ તો મુદલજ નહિ. સ્પેનના લોકોનાં લાસરિયાપણું, અને હર કાંઈ કામ કરવામાં નહિ સહન થઈ શકે એવી ઢીલ કરવાની ખોડને માટે તેઓએ પોતેજ આ કેહવત બનાવીછે, એટલે કે એ કેહવત પ્રમાણે જો કદાચ કોઈને મદદ કરવા માટે તેઓએ કદી વચન પણ આપ્યું હોય, તોપણ, લોકો એટલા અઈયાસી અને લાસરિયા, કે તેવી મદદ તેઓ તરફથી કદી મળેજ નહિ, અથવા મળે તો તે મદદનો હિંગામ વહી ગયા પછી એટલી મોડેથી મળે કે તે મળેલી અને નહિ મળેલી સરખી. સ્પૅન્યર્ડોનાં એવાં લાસરિયા-પણાં માટે તો ઈર્ટૅલ્યનોએ પણ ખુશ મશકેરીમાં એક કેહવત ઉભી કીધીછે કે "માહરૂં મોત જ્યારેબી આવે ત્યારે તે સ્પેન તરફથી આવજો" (Mi venga la morte da Spagna.) કારણ કે મોત જો સ્પેન તરફથી આવનાર હોય તો ત્યાંના લોકોની રીતભાત મુજબ તે કદી આવેજ નહિ, અને આવે તો ઘણું મોડેથી આવે! પારકી ભાષાઓની કેહવતો મધેથી એ પ્રમાણે પોતાની ખામીઓ દર્શાવનારી કેહવતો મળી આવશે ખરી, પણ આપણુને ખુદ

## ગુજરાતી કેહવતો

સાથે વધારે કામ હોવાથી એ ભાષા મધે પોતીકી ખામીઓ દર્શાવવા માટે તેના બોલનારાઓએ કેવું પ્રમાણિકપણું જાળ-વેલુંછે તે આપણુ જરા લંબાણુથી તપાસીશું. ગુજરાતી ભાષા, જેમ વાંચનાર જાણેછે તેમ, કાંઈ એકજ ચોકસ જ્ઞાત અથવા કોમની સ્વભાષા નથી. તે જેમ ગુજરાત તરફના હિંદુ-ઓની સ્વભાષા છે, તેમજ પારસી કોમ અને કોઇક મુસલ-મીન જ્ઞાતીઓની પણ છે, એટલે એ સઘળી

## જુદી જુદી જ્ઞાતોની ખામીઓ માટેની કેહવતો

આપણુને ગુજરાતી સંગ્રહમાં મળેછે. પોતાને લાગુ પડતી તેવી કેહુવતો ખુદ તે પ્રત્યેક જાતે પોતે બનાવી હોય તે કરતાં એકની ખામી માટે બીજાએ તે બનાવેલી વધારે ભાસેછે. હિંદી પ્રજાઓમાં માંહોમાંહેનો કુસંપ, તથા પોતાથી અલગ જાત અથવા ન્યાત તરફની દેખઈતી અપ્રીતિ, અને ઘણી વેળા દ્વેષભાવ, જોતાં, એક જાત સામે બીજી જાતે કેહુવતના રૂપમાં, તેઓની એબો, ખરી અથવા ખોટી રીતે, જાળવી રાખવાની પેરવી કીધી હોય તો તેમાં નવાઈ જેવું કશું સમજી શકાશે નહિ. ડીઝરયલી કહેછે કે: "The egotism of man eagerly seizes on whatever serves to depreciate or to ridicule his neighbour; nations proverb each other; counties flout counties; obscure towns sharpen their wits on towns as obscure

as themselves—the same evil principle lurking in poor human nature, if it cannot always assume predominance, will meanly gratify itself by insult or contempt." આ કેહવાનું ખરાપણું નીચે આપેલા દાખલાઓથી સિદ્ધ થશે. જેમકે, "પારસી, ને ફરી જતાં વાર શી" એ કેહવત એક પારસી કરતાં કોઈ હિંદુને મુખથી પેહલાં બાહેર પડેલી હોવી જોઇએ. પારસી ભાઇઓ પોતાનો સુખન પાળવામાં પ્રમાણિક છે કે નહિ તે તો જેઓ એ કોમ સાથે દરરોજનાં કામકાજના સંબંધમાં આવતા હશે તેઓ ઘણી સેહલાઈથી કહી શકશે, પણ તેઓનાં પ્રમાણિકપણાં સામે ઉપલી કેહવતમાં એક કાળી ટીલી ઉભી રહેલીછે તે કોઈથી ના પડાશે નહિ. વળી તેઓમાં કશી અગમ બુદ્ધિની હસતી ના પાડવા માટે બોલાયછે કે "પારસી પછમ બુદ્ધિયો." "પારસીને પૈસો મળે તો બીજી બૈયર કરે કે પડોસીનું ઘેર લીએ," એટલે એ બે કારણ કરતાં પોતાના પૈસાનો વધુ સરસ ઉપયોગ કરવાની પારસી ભાઇને આવડત નથી એમ આ કેહવત શિખવેછે. કાંઇ નહિ તો એક વેળા પારસીઓમાં પણ, બીજી દેશી કોમો મિસાલ, એક કરતાં વધુ બાયડી કરવાનો રેવાજ હતો તે વાત આ કેહવત નોંધી રાખેછે, એટલી એ ઉપયોગી છે. એજ પ્રમાણે નાગર હિંદુઓ માટેની આ કેહવત "નાગર બુચ્ચા, કધુ ન બોલે સચ્ચા; બોલે સચ્ચા તો ઉસકા ગુરૂ કુચ્ચા" દેખઈતી રીતેજ, કોઈ હિંદુ કરતાં મુસલમીન

મુખથી નિકળેલી વધુ સંભવેછે, અને એ કેહુવતની ભાષાની રચના એ સંભવને ટેકો દેયછે. એજ મિસાલે ભાટિયા માટેની કેહવત "ભાઠિયા રે ભાઠિયા! નવ ગજ ઉંડા દાટ્યા, તોબી નહિ મુવા ભાઠિયા," અને રજપુતો માટેનું વેણુ "રજપુત ને ગરજપુત," તેમજ "રજપુતાં ને રેવંતા, હાથ વછુટાં જાય, હજાર વરસ સેવીએ, પણ પોતાનાં ન થાય," એ બંધે જાતો માટે એવી ખોડ બતાવેછે કે જે કબુલ કરવાને માટે, જો એ કેહવતો તેઓ પોતા મધેથીજ ઉભી થઈ હોય, તો તેઓમાં જબરી હિંમત હોવી જોઇએ. એક બીજો દાખલો લઈશું તો આ કેહવતો એક વાણિયાએજ પોતાની જાત માટે બનાવી હોય એ તદન અસંભવીત લાગેછે: "વાણિયા રે વાણિયા! પાણી પીએ છાણિયાં, કીડીની કૃપા કરે, ને માણસ મારે જાનિયાં" તેમજ "વાણિયા લોક, રાતે બોલે, ને દિસે ફોક," કોઈ વાણિયાના મુખથી તો નહિજ જનમ પામી હશે, કારણ "વાણિયા મોહી માના દીકરા" ગણાયછે, અને જોકે પોતાને ભુડું બોલનાર આગળ તેઓ "મુછ સાડીસાત વાર નીચી" પડવા દીયેછે, તોપણ પોતાની આખી જ્ઞાત સામે ઉપર સરખું આળ તેઓ કેહવત મારફતે કદી જાએજ થવા દેયજ નહિ. "હોરાજીની ચાકરીમાં કંટોલાના ફાકા" જો કોઈ હોરાજીનેજ મોહડે નિકળી હોય તો તેનું અપક્ષપાત બોલવું ખચીતજ વખાણને લાયક ગણી શકાય. બંગાલીઓ ઘણું કરીને નાહિમ્મત તરીકે જણાયલા હોવાથી તેમને માટે

બોલાયછે કે "બાર બંગાળી મળે તો એક છોકરાનો કાન નહિ કાપે." દેખઈતી રીતે આ કેહવત કોઈ બંગાળીને મોહડે તો જનમ પામી હશેજ નહિ.

આ પ્રમાણે જાત ન્યાત સામેની કેહવતો તપાસી બીજી તરફ નેગાહ ફેરવીશું તો જુદા જુદા

## ધંધાઓ સંબંધી કેહતીઓ

પણ એજ રીતે તેઓ સંબંધમાં કાંઈ નહિ અને કાંઈ ખુબી ખામીઓનો અનુભવ આપણને દેખાડી આપશે. જે દેશમાં ખેતી ઉપર પ્રજાના મોહટા ભાગનો ગુજારો તે દેશમાં ખેતીને સર્વ બીજા ધંધાઓ ઉપર શ્રેષ્ટાઈ આપેલી આપણામાં અજાયબી પેદા કરશે નહિ. અને તેથીજ કહ્યુંછે કે "ઉત્તમ ખેતી, મધમ વેપાર, કનિષ્ટ ચાકરી, ને નીદાન ભીખ." જ્યારે વળી કણિયાની બદ ઇચ્છા માટે છાપો પડી ચુકયોછે કે "કણિ-ચાના શ્રાપથી કાંઈ વરસાદ અટકે?" વરસાદ નહિ આવવામાં કણિયાને લાભ છે, પણ પરમેશ્વર તે કેમ ચાલવા દીએ? તેમજ વળી કહેવાયછે કે "કણિયો સદાનો રણિયો, ને કોઈ કાલે કાકણિયો." વળી કુંભારની કમઅકલ દર્શાવવા બોલાય છે કે "કુંભાર કરતાં ગધેડાં ડાહ્યાં." એક ફતેહમંદ વૈદ બનવા માટે એક માણસને લાંબા, અને પાકટ અનુભવની વધારે જરૂર છે, અને તેટલાજ માટે આપણે દરરોજની જીંદગીમાં સાધારણ રીતે જોઈએ છિએ કે એક તુરતના બાહેર

પડેલા વૈદ કરતાં એક જુના હકીમની સલાહ લેવાનું લોકો વધારે પસંદ કરેછે. એથીજ કહેલુંછે કે "ઘરડો વૈદ, ને જુવાન જોષી." વળી આ લગાર અજબ જેવું છે કે જે પ્રજામાં જોષી વિગેરેના વેહમો વધારે પસરેલા તથા જડ ઘાલી બેઠેલા તે પ્રજામાં તેજ ધંધાદારીની હસી કરવા જેવી કેહવત હસતી ભોગવતી હોય. "જોષી જોષ જુવેછે તો તેની છોકરી કેમ રંડાયછે?" એ કેહતીજ બતાવી આપેછે કે જોષી મહારાજોના વેહમમાં ગમે એવી રીતે વીટલાયલી એક પ્રજામાં પણ સાધારણ અક્કલને અનુસરતું તોલ તેઓ માટે થઈ શકેછે, અને તેઓના બોલવા ઉપર આંધલો ભરૂસો રાખવા સામે આ કેહવત ચેતવણીનું રણસીંગડું ફુકેછે. તેમજ વળી બોલાય છે કે "સો જોષી, ને એક ડોશી," જે બતાવેછે કે એક ઉમરે પુગેલી સ્ત્રીનો અનુભવ સો જોષીઓનાં સામટાં જ્ઞાન કરતાં વધુ ચહડિયાતો છે. દરજીને માટે કોઈબી પ્રજામાં વિશ્વાસ યા માન હોય એમ આપણે જાણતા નથી, અને સીવવા આપેલાં કપડાંમાંથી પોતાનાં ઘરાકોને વેતરી કાહડવાની તેઓની ચાતુરી માટે તો કવિતાઓ વટીક લખાયલીછે. ત્યારે દુનિયા વરણનો આ અનુભવ આપણા ગુજરાતીઓને પણ થયલો હોવો જોઇએ, કારણ બોલાયછે કે "દરજી કાંચરીમાંથીબી કાખી કાહડે." ધર્મના ઉપાધ્યા તરીકે, ગુજરાતી કેહવતો તપાસતાં, બ્રાહ્મણો પોતાના જજમાનોમાં સારૂં માન ધરાવતા હોય એમ જણાતું નથી, કારણ કે જ્યાંબી જોઇએ

ત્યાં બ્રાહ્મણોનું નામ ખાવા અને માંગવા સાથે જોડી રાખેલું માલમ પડેછે, જાણે કે તેઓનો ધંધો એ સિવાય બીજો કશો હોયજ નહિ. "બ્રાહ્મણ કીધા જમવા, ને ભવાયા કીધા રમવા, કોલી કીધા લુટવા, ને રાંડીરાંડ કીધી કુટવા" એમ જ્યારે એક કેહવત કહેછે, ત્યારે બીજી કહેછે કે "બ્રાહ્મણ ભાઈ માંગે, ને મગવે." વળી "બ્રાહ્મણનું ખાધે જાય," "બ્રાહ્મણ ખાઇને પેટ પંપાળે," "બ્રાહ્મણને લાડુ મળ્યા એટલે બધું મળ્યું," "ભુખ્યો બ્રાહ્મણ દેવને વેચે," "ભુખ્યો બ્રાહ્મણ, ને ધરાયો વાણિયો, છેડવો નહિ," એ કેહવતો પણ એ બાપડાઓના દરજ્જાનો અચ્છો ખ્યાલ આપણને આપેછે. વળી આ કેહવતો પણ બ્રાહ્મણો માટે ઉંચો વિચાર બેસાડનારી નથી: "ભાટ બ્રાહ્મણનું લાકડું, અણપેસાડયું પેસે, સામું જોતા ઉભા રહે, ને આવ કેહતાં બેસે," તથા "ભાટાં, ટાટાં, ને બ્રાહ્મણાં, સઈ, ને સુથારાં, વેંહચણ થોડી ને વઢવાડ ઘણી, ને છઠ્ઠાં પીંજારાં." નીચલી કેહવત પણ ત્રણ ધંધાદારીઓના ગુણ દોષો કેવા સંક્ષેપમાં બતાવી આપેછે: "માલી પુછે મોઘરો, પખાલી પુછે કુવો, ને પાછલી રાતે અંધ્યારૂ પુછે, કે બેહદીન કોઈ મુવો?" એજ મુજબ "કાજીજી તો કેહનેકા, કુચ્છ કરનેકા નહિ," તેમજ "મોબેદનો હું દીકરો, જીવતાં ભખી ખાશ, આંકો જ્યારે આવશે ત્યારે ખાંધે બેસી જાશ," એ પણ હિંદુઓ ઉપરાંત બીજી વરણના ધર્મોપાધ્યા માટે કાંઈ સારો વિચાર આપણને બેસાડતા નથી. વળી દરજી તથા

સોનીની ચોરી કરવાની તબેહને માટે કહ્યુંછે કે "સઈ ચોરે કપડું, ને સોની ચોરે રતી, હજામ બાપડો શું ચોરે, માથામાં કાંઈ નથી." તેમજ વળી "સઈ, સોની ને સાલવી, તેને જમ ન શકે જાલવી." આ જાતના ધંધાદારીઓ પોતાનો વાયદો કોઈ દિવસ પણ સાચો ઠરાવી શકતા નથી એટલે કેહતી પડી ગઇછે કે "સઈની સાંજ, ને મોચીનું વહાણું (એનો પાર નહિ આવે.)" પણ દરજી કરતાં સોની માટે વધારે સખત અભિપ્રાય કેહવતોમાં લેખાયોછે તે નીચલી કેહતીઓ ઉપરથી જણાશે: "સોની કોઇનો મિત્ર નહિ, એની ગાંઠ પવિત્ર નહિ," "સોની ચોરે નહિ તો તેનું પેટ ફુલી આવે," "સોની સગી માયનો સાલ્લો ઉતરાવે," "સોની સાચો તેનું નામ, કરે સૌ તસ્કરનું કામ," "સોનીને કાંટે શરમ નહિ," "સોનીનો વિશ્વાસ નહિ." એજ મિસાલે સુથાર માટે પણ સારો અનુભવ લેખાયલો માલમ પડતો નથી. "સુથાર ઘડે, પણ ઘર ગમી છોડાં નાખે," "સુથારની સોડમાં, ને લુહવાડની કોડમાં બેસવું નહિ." હલકાઈ તથા ટચાકીમાં હજામનું નામ વાયદું થયલું આ કેહવતો બતાવેછે: "હજામ સરખું ટચાક," "હજામને હાથ આરસી આવી," "હજામભાઇને વીંટી જડી," તથા "હલકું હજામડું."

જુદી જુદી કોમો તેમજ જુદા જુદા ધંધાઓની વિરૂદ્ધની કેટલીક કેહવતોના નમુના ઉપર ટાંકી બતાવ્યાછે. હવે

આપણે થોડીક તે કેહવતો તપાસીશું કે જે

**જુદાં જુદાં શેહરોનાં નામ**

ઉપરથી ઉભી થઇછે, અને જેમાં તે શેહરોને, અથવા તે શેહરોના વતનીઓને, ખરી કે ખોટી રીતે, સંદોવવામાં આવ્યાછે. જેમકે દિલ્લી તેમજ સુરત શેહર ઉપરથી ઠગારા માણુસના સંબંધમાં બોલાયછે કે "દિલ્લીનો ઠગ," અથવા "દિલ્લીવાન," "સુરતી ઠગ." પુણા વિષે બોલાયછે કે "પુણું, ને દોજખનું ખુણું." જુદાં જુદાં શેહરોની ઓરતો માટે, દેખઈતી રીતે, પારસી મોહડે, ઉભી થયલી આ કેહવત ખરી કરતાં રમુજી વધારે લાગેછે—"નસારીની નસાખરી, ને ભરૂચની ભઠિયારી, ને સુરતની તો એવી સારી કે ખુન કરીને કુટવા ચાલી." તેમજ "વડોદરાની નીચી નારી, ને સુરતની પણિયારી." ભાઠાં ગામને માટે કહેવાયછે કે "ભાઠું રજાલું ગામ, ને જોઇને પાડજો કામ." "ભાઠું, ને ખરી બપોરે નાઠું," "ભાઠેના માટીડા આડા, ને માથે છત્યાંના ભારા." તેમજ વળી નવસારી માટે બોલાયછે કે "નવસારી તે એવી સારી, કે ચોટા વચ્ચે ખાડી, ઉંઠ, અદુસો, ને અજારી." જ્યારે સુહમારી માટે કહેછે કે "સુહમારીના પારસીને કોઠે લગાડ્યો તો કોઠુંજ કરડી ખાધું."

પણ વિદ્વાન ત્રૅન્ચ જેને

**"કેહવતોની કીર્તિ"**

(the glory of proverbs) કહેછે, એટલે કે તેઓની અંદર

સમાયલી તે ખુબી કે જેથી આપણાં મન ઉપર વારંવાર, અને ઉંડી, અસર થાયછે, તે, તેઓ અંદર સમાયલું તે ડાહપણ છે, કે જે આપણુની દરરોજની જીંદગીમાં આપણે પોતા તરફ કેમ વર્તવું, તથા પારકાઓ સાથના સંબંધમાં કેવી રીતે તપાસીને ચાલવું, તે આપણુને શિખાડેછે. ખરૂં પુછાવો તો માણુસની જીંદગીમાં ઉઠતા તરેહવાર સવાલો અને મુશ્કેલીઓ માટે તેઓ કાંઈ નહિ અને કાંઈ સુચનાઓ, શિખામણો, અને સાવચેતીના ઢડાઓ ધરાવેછે. ઈનસાનની જીંદગી દરમ્યાન જે જે ભૂલચૂકો તેનેથી થાયછે તે ભૂલચૂકોને લાગુ પડતી કેહવતો અગર તે જાણે, અને જાણ્યા પછી તે ઉપર ધ્યાન પુગાડી અમલ કરે, તો તેવી ભૂલોથી જરૂર તેનો બચાવ થવા વિના રહે નહિ, એમ એ કેહવતોના અભ્યાસ ઉપરથી સિદ્ધ થાયછે. બલકે, વધારે બારીક અને ઉંડા અભ્યાસ પછી તો, જીંદગી જોગવવા માટેની એક

## સંપૂર્ણ ધારા-પોથી અને નીતિ-બોધ

એ કેહવતો ઉપરથી ઉભાં કરી શકાય એમ કેહવામાં અતિશયોક્તિ વાપરવા જેવું કશું નથી. જેમકે આળસુ નહિ રેહવું, પણ પ્રમાણિક મેહનતથી પોતાનું ગુજરાણ કરવું તે માટે કહેલુંછે કે "આળસ દરિદ્રનું મૂળ છે," "આળસુ, કુટુંબનો વેરી," "કરે ચાકરી, તો પામે ભાખરી," "કષ્ટ વિના ફળ નહિ."

## કેહવત વિષે નિબંધ.

ઇનસાને પોતાના હવસો ઉપર કાબુ રાખવાથી આખરે તે મુક્તિ પામેછે તો તેને માટે કહેછે કે "ઇંદ્રીઓ જીતી તેણે સર્વ જીત્યું." તેમજ અનીતિને રસ્તેથી વેગળા રેહવા માટે શિખામણ દીધીછે કે "પારકી સ્ત્રી મા બરાબર," "પર સ્ત્રી યાર સદા ખુવાર, કાંટોકા બીછુના, જુતીકા માર."

વળી કરજદારી નહિ કરવા માટે બોલાયછે કે "કરજ-દારી, આખર ખુહારી."

દારૂ પીવાથી પરહેજ રેહવા માટે શિખવેછે કે "જે પીએ શરાબ, તેનું ખાનું ખરાબ."

હરકોઈબી પાપથી દૂર રેહવાની જરૂર માટે શિખવેછે કે "પાપ કદી છુપું નહિ રહે," "પાપ બોલે નહિ, પણ બોળે."

જુઠાંના ગેરફાયદા, અને સચ્ચાઇના ફાયદા માટે પણ ઘણું કેહવાયલું છે. જેમકે "જુઠાના આવરદા ચાર ઘડી," "જુઠું બોલવું ને જખ મારવી બરાબર," "જુઠેકા મોહ કાલા, સચેકા બોલબાલા," "સાચ, ને કદી ન લાગે આંચ," "સાચ જેવું પુન્ય નહિ, જુઠ જેવું પાપ નહિ," "સાચ્ચો જાય સ્વર્ગે, ને જુઠાનો વાસ નર્કે," "સાચ્ચાંનો સદા જય છે," "સાચ્ચાનો સાથી ખોદા."

કોઇ પણ કામ અતિશય દોડાદોડી કરવાથી બીગડી જાયછે તેથી શિખામણ દીધી છે કે "ધીરાં કામ સાહેબનાં," "ધીરા સો વીરા," "ટીપે ટીપે સરોવર ભરાય, ને કાંકરે કાંકરે પાળ બંધાય."

વળી સંકટ યા બીજે સમયે ધીરજ અને સબુરી ધરા-
વવી જોઇએ તે માટે બોલેછે કે "ધીરજ મોહટી વાત છે,"
"ધીરજનાં ફળ મીઠાં છે," "સબુરીનો બદલો સાહેબ આપે."

હરકોઈ કામમાં, દિયાનત ચોખી, અને નૈયત પાક, રાખ-
વાથી, કેટલી હિંમત રેહેછે, તે માટે કહેછે કે "જેની દિયાનત
પાક, તેને શાની ધાક?" તો જો કે આ દગાખોર દુનિયાના
છળ પ્રપંચમાં, ઘણી વેળા, બદદિયાનત, પેહલી નજરે, ફાવી
ગયલી દેખાતી હોવાથી, ઉપલી કેહવતથી એક ઉલટી કેહવત
પણ આ પ્રમાણે બોલાયછે કે "જેની દિયાનત પાક, તેના
હાથમાં ખાક; જેની દિયાનત ખોટી, તેના હાથમાં રોટી."
પણ પેહલી નજરે જોકે એક બદદિયાનતી આદમી ફાવતો
જણાયછે તોપણ આખરે "ધર્મો જય, અને પાપો ક્ષય,"
"જેવી દિયાનત, તેવી બરકત."

કોઈબી રીતે પોતાની આબરૂ સાચવવાની ઇનસાનને
કેટલી બધી અગત છે તે આ ઉપરથી સિદ્ધ થાયછે કે "ગઇ
આબરૂ પાછી નહિ આવે." અને તેથીજ કહ્યું છે કે "મણનું
માથું જજો, પણ નવટાંકનું નાક ના જશો."

આપણ, દરરોજના સંસારમાં, ઘણાં એવાં જોઇએ છિએ
કે જેઓ, પોતાનું સ્વમાન વટીક ખોઈ, પારકે ઠેકાણે, યા કરજ
દરદ કરી, પોતાનો ખાવાપીવાનો ચશટો પુરો પાડવાને શરમાતાં
નથી. એવી લાલચ સામે શિખામણ દીધીછે કે "ઉતર્યું ઘાંટી

ને થઈ ગયું માટી" એટલે જે ચીજનો, ફક્ત ઘાંટીમાંથી ઉતરે તેટલી એક બે પલનો, સવાદ લેવો, તે ચીજ માટે હલકાઈ કરવી, યા કરજ કરવું, લાજેમ નથી, કારણ કે "ખાધું ધાન, ને ગીયું માન," "દાંતે દરદ, ને માથે કરજ."

એજ મિસાલે કરકસરની જરૂર માટે ઢઓ મલેછે કે "ઘેરની કસર, ને વાહણની સફર," "સવેળાએ સંઘર્યું હોય તો અવસરે આવે કાજ." ખોદાતાલાએ ગમે એટલીબી દોલત આપી હોય, તોપણ, ઘટતી કસરની જરૂર છે, કારણ "ખાતાં કાંણા કુવાબી ખુટે."

બોલવા ચાલવામાં, મિઠાસ તથા સભ્યતા અને સલુકાઈ જાળવવાથી, કેટલા બધા ફાયદા થાયછે, તે દર્શાવવા, ટુંકમાંજ કહેછે કે "જબાંમાં શીરી તો મુલકગીરી, જબાંમાં ઝેહર તો મુલક સાથે વેર." તેમજ વળી એકજ અર્થનું બોલવું સભ્યતા અને સલુકાઈભર્યા બોલો વાપરવાથી કેટલો બધો ફેર કરી દેયછે તે માટે કહેછે કે "બાપની બૈયર પાણી પા, ને મા પાણી પા (એ બેમાં કેટલો ફેર?)"

વળી કજ્યા કંકાશથી પરહેજ રેહવા માટે કહેછે કે "કજ્યાનું મોહડું કાળું."

ઇનસાફ કેટલો મોંઘો છે તે બતાવવા બોલાયછે કે "સરકાર ચહડે તો પૈસાદાર જીતે."

ગમે એટલી ઘાડી દોસ્તીમાં એક વેળા ભંગાણ પડ્યું

કે પછી તે દોસ્તી પાછી સંધાવા છતાં અસલ જેટલી દિલ-ચુસ્ત રેહતી નથી, કારણ, "દોરી સંધાય, પણ ગાંઠ રહી જાય."

બોલવા કરતાં ચુપકીદી એખત્યાર કરવાના ફાયદા વિષે દરેક પ્રજામાં કેહવત-રૂપી શિખામણો દીધેલીછે. આપણા વચ્ચે પણ કહેછે કે "સબસે બડી ચુપ," કારણ, "બોલ્યો બોલ, ને માર્યો તીર, કદી પાછો નહિ આવે." મોંહમાંથી સખુનો, વગર વિચારે, એક વેળા લપસી પડ્યા, કે પછી તે ન-બોલ્યા થઇ શકતા નથી, અને બોલનારને હાનિ પોંહચાડનારા વધારે નિવડેછે.

બુરાની સોબતથી દૂર રહેવા માટે ચેતવણી મળેછે કે "જેવી સોબત, તેવી અસર," "જેવી સંગત, તેવી બુદ્ધિ." બદ માણસની સોબતમાં તેના દુરાચારણ સિવાય બીજું કાંઈ પણ લેવાતું નથી, અને તેવી સોબતનું પરિણામ આ કેહવત કરતાં વધુ અસરકારક દર્શાવેલું મહને જણાતું નથી કે "ગધેડાંની પાસે ગાય બાંધી તે ત્રીજે દાહડે ભુંકવા શિખી."

પોતાનાં કામ માટે એક માણસે ખુદ જાતે મેહનત કરવી જોઇએ, કારણ પારકા ઉપર તે કામનો આધાર રાખી બેસવાથી તે કામ યાતો મુદલ થતુંજ નથી, અથવા થાયછે તો તે ઘણું હાલહવાલ, અને કામ સોંપનારને પસંદ નહિ આવે એવી રીતનું, થાયછે, અને તેથીજ કહેલુંછે કે "હાથ કરે તે સગો બાપબી નહિ કરે," "હાથ દુખે તે સારા, પણ હૈયું દુખે તે માઠું."

તેમજ પારકા ઉપર આશા બાંધવામાં કોઈબી વેળા ઉમેદ સફળ થતી નથી માટે કેહવાયછે કે "પારકી આશ, સદા નિરાશ."

ભલાઈ કરવાના ફાયદા, અને ભુંડાઈના ગેરફાયદા દર્શાવવા શિખવ્યુંછે કે "ભલાઇ કીધેલી કદી ખાલી નહિ જાય," "ભલા કર, ભલા હોગા," "ભલાનું ભલુંજ થાય," અને "ભુંડું તાકે તેનું ભુડું થાય," "ભુંડાથી ભુતબી નાહસે," "ભુંડાં જીવતર થાને મરવું ભલું."

કોઇ આપણને અગર એક તમાચો મારે તો તેને તુરત બીજો ગાલ આપવા માટે ઇસુ ખ્રિસ્તનાં ફિલસુફી ભરેલાં શિક્ષણનો ભેદ આ કેહવત આપણને તુરત શિખવેછે કે "ભુંડાંનો બદલો ભલાઇથી વાળવો." તેમજ કોઇએ ગમે એટલો પણ આપણનો બિગાડ કર્યો હોય, તોપણ, તેટલા માટે, તેને કદુવા અને શ્રાપ દેવાને બદલે સારી દુવા ચાહવી એ આપણો ધર્મ સમજવો જોઇએ, અને તેથીજ કહ્યુંછે કે "માથું કાપે તેનુંબી ખોદા ભલું કરજો!" ક્રોધને સમાવવા, અને કીના કપટને દાબી દેવા માટે, આ છ ટુંક બોલમાં જે ઉત્કૃષ્ટ ફિલસુફી સમાવેલી છે, તે સમજાવવા વાયજી કરનારાઓએ કાંઈ પોઠા ને પોઠા ભર્યા હશે. અને તોપણ, કેહવતોમાં સમાવેલાં આ સાદાં ડાહપણ ઉપરજ, અગર ઇનસાન જાત અમલ કરતી હોય તો, આ દુનિયા મધેથી કેટલી બધી જંજાળ,

કપટ, કીનો અને દુશ્મની, બદી તથા અનીતિ, અને તરેહવાર કુચાલોનો આંકો આવે.

પોતે કાંઇ પણ ભલાઇ કરે તોજ સામા ધણી તરફથી ભલાઈની આશા રખાય એ સિદ્ધાંત આ કેહવતો ખરૂં પાડેછે કે "માન આપે તે માન પામે," "આપણે વેંહટ નમિએ તો કોઈ ગજ નમે," "જેવાં ભાઈનાં મોશાળાં, તેવાં બેહનનાં ગીત."

વળી, માણસની અંદર સમાયલા એકલપેટાઈના ગુણ ઉપર જીત મેળવવા, આ કેહવત કેવી ઉંડી ફિલસુફી શિખવેછે: "મહને ન હોજો, માહરા પડોસીને હોજો."

તેમજ, સખાવત જેવા ઉંચ સદ-ગુણ માટે, આ કેવી સુંદર શિખામણ છે! "ભુખ્યાને ભોજન, પ્યાસાને પાણી, નાગાને વસ્ત્ર, એ સ્વચ્છ ઈનસાની." "દેવે, દેલાવે, દેદે કરે, એ નર ભવસાગર તરે."

ઘણાક સંજોગોમાં ઈનસાનને પોતાનાં કૌવત કરતાં સમજશક્તિ અને ચાતુરી વાપરવાની વધારે અગત્ય પડેછે, અને તેટલા માટે આ કેહવતો જાયજ છે કે "બળથી નહિ થાય તે કળથી થાય," "પથ્થર તળે હાથ આવ્યો કળેવળે કહડાય."

કોઇબી બાબદમાં પગલું ભરવા આગમચ વિચાર-શક્તિ વાપરવાથી ઘણાંક નાપસંદ પરિણામોથી આપણ બચ્ચે છિએ તે આ કેહવત દર્શાવેછે,—"બેસીએ જોઈ તો ઉઠાડે ન કોઈ."

વળી, કોઈ બાબદમાં, આપણુની પોતાની નબળાઈ હોય તો સામા ધણી સાથની ત્રણપાંચથી વેગળા રેહવાનાં કારણસર

શિખામણ દેવામાં આવીછે કે "કાચનાં ઘેરમાં બેસીને રાહદારી પર પથ્થર નહિ મારવા," "પગ તળે બળે, ને લંકા હોલવવા જાય," એવી વાત હરગેજ બનવી નહિ જોઇએ.

પોતાની ગમે એવી નબળી હાલતમાં ઇનસાન નાઉમેદ નહિ થઇ જાય, પણ તેને સારો વખત આવવાની આશા રહે, તેટલા માટે કેહવાયુંછે કે "ભોંયે પડ્યા કાંઈ ભોંયે નહિ રેહવાના."

વળી "સંતોષ સમાન દોલત નથી," એ કેહવત ઇનસાને આએ દુનિયા મધે પોતાની હાલત ઉપર રાજી રેહવા માટે ઘણો ઉત્તમ ઢડો શિખાડેછે. તેમજ "પારકી હવેલી જોઇને પોતાની ઝુંપડી તોડી નહિ પાડવી," અને "પોતાની રાબ સારી, પણ પારકી ખીચડી માઠી," એ પોતાની હાલત ઉપર સબુરી પકડવા, અને બીજાઓની ચહુડતી હાલતમાં પોતે ભાગ પડાવવાની હલકાઈથી, યા તેની અદેખાઇ કરવાથી, દૂર રેહવા, માટે, અચ્છી ચાનક આપેછે.

ગરજ કેવી મીઠી ચીજ છે તે બતાવવા બોલાયછે કે "ગરજે ગધેડાને માટી કરવો પડે."

તેમજ, નબળો વખત આવવે તેવા વખતને તાબે થઈ બેસવામાં કેટલું ડાહપણ છે, તે, આ કેહવત શિખાડેછે કે "વખત આવે બાંકા, તો ગદ્ધેકુ કેહના કાકા." "સમો વરતે તે સાવધાન" એ પણ વખત સાચવી લેવાની ફિલસુફી સમજાવેછે.

વળી નજીવાં કારણમાંથી કેવાં મોહટાં પરિણામ નિપજેછે તે બતાવવા બોલાયછે કે "મગતરે હાથીનું મોહત."

કોઇબી રીતની આપબડાઇ, તેમજ એહંકાર અને ગરૂરીથી પરહેજ રહેવા માટે પણ તરેહવાર શિખામણો આપણને મળી આવેછે, પણ તેમાં સૌથી સરસ તો હિંદુસ્તાની ઉપરથી ગુજરાતીમાં કરી લીધેલી આ કેહવત જણાયછે કે "બડા બડાઈ ના કરે, ઔર બડા ન બોલે બોલ, હીરા મુંહસે ના કહે, કે લાખ હુમેરા મોલ." જે ખરેખર મોહટા છે તેને મોહડેથી બડાઇના સખુનો કદી પણ નિકળતા નથી. છાલકા અને ઇત્તર તચાકોથીજ એવી વર્તણુકની આશા રાખી શકાય, કારણ કે "ખાલી વાસણ ખખરે ઘણું," ને "ઠાલી ચણો વાગે ઘણો." એ મુજબ તપાસતાં માણસ જાતને, દગલે ને પગલે, પોતાની

**દરરોજની જીંદગીમાં કામ આવે એવી શિખામણો**

સઘળી ટાળી કાહડવા બેસ્યે તો કાંઈ હજારો નિકળી આવે, જે ઉપર વિવેચન કરવા માટે જુદું આખું દફતર જોઇએ. આટલા માટે એવી થોડીક કેહવતો અતરે ટપકાવી લેઈ તેમાંજ સંતોષ માનીશું. "દગો કોઇનો સગો નહિ." "બધા દરમાંથી લેવટા નહિ મળે." "હરામીથી બે ડગલાં દૂર." "હિસાબ કોડીનો, બખ્શેશ લાખની." "બાંધી મુઠ્ઠી લાખ બરાબર." "પીઠ પર મારયે, પણ કોઇનાં પેટ પર લાત નહિ મુકયે." "ભર્યા ચરૂમાં એક વખત ચોખો ચાંપીને જોવાનો." "વેરીનો

વિશ્વાસ નહિ કરવો." "માગ્યાથી મરવું ભલું." "મરણ પગલાંની હેઠ." એવી તો ઘણી કેહવતો એકઠી આપી શકાય, કે જે સઘળી સામટી લેતાં એક સરસ નીતિ-શાસ્ત્ર બની શકે. ઉપર જણાવ્યું તેમ જો એવા નીતિ—બોધો માણસ ગોખી રાખે, અને તે પ્રમાણે તે ચાલવું કરે, તો આ દુનિયામાંથી ઘણાં દુખ અને સંકટ ઓછાં થાય, અને માણસની જીંદગી વધારે સુખી નિવડે. ઉપલી કેહવતો તો ફકત ઉપર ટપકેથી એકઠી કીધીછે. એ કરતાં વધારે સરસ શિખામણો આએ સફાઓ મધેથી મળી આવ્યા વિના રેહનાર નથી.

## ઈનસાનની શારીરીક ખામીઓ

પણ કેહવતોની ચુંગાલમાંથી બચવા પામી નથી. જેમકે કાણા માટે બોલાયછે કે "કાણા ડોલામાં ફેલ ઘણાં, ને લોક મેળવ્યાં ઘણાં." "કાણાસે ખોદા બેજાર." જ્યારે આંધળા માટે કેહવાયછે કે "આંધળાનું હૈયું ખોલ્લું." તેમ વળી "આંધળો બેમરવત" એ રીતે પણ બોલાયછે. અને વળી બોલાયછે કે "સોમે પુલા, હજારમે કાણા, તેથી નીચા બુરા તાણા, જો અંધેકા પડ્યા કામ, તો લજા રાખે શ્રી રામ." વળી આ કેહવતમાં તો બે ત્રણ ખામીઓ દર્શાવતાં બીચારા કાણાને છેકજ ઉતારી પાડ્યોછે: "ઠાઠા ઠુંઠા સીત્તેર ફંદા, માંજરા ફંદા હેંસી, ટુંક ગરદન્યા સવાસો ફંદા, ઓર કાણેકા તો પારજ નહિ." ઠુંકાં કદનાં માણસ માટે કેહવાયછે કે "ઠીંગણી બલા," "બટકી બલા," જ્યારે લાંબા કદવાળા માટે "લંબા સો

બેવકુફ"ની ઉપમા અપાયલીછે. વળી બાડા માણસ માટે બોલાયછે કે "બાડામાં બોંહતેર, ને કાણામાં તોંતેર ગુણ." તેમજ કેહવાયછે કે "બાડી, ને બોંહતેર લખ્ખણવાળી." લંગડા માટે બોલાયછે કે "લંગડો લંકે જાય તો દુનિયા ઉંધી વળે."

## અઠવાડિયાના દિવસોનાં નામ

ઉપરથી પ્રત્યેક વારની કેહવતો જનમ પામીછે, જેમાં વેહમનું અંશ ભેલાયલું દેખઇતું જણાયછે, અને તેથી એક પ્રજાની ખુબી ખામીઓ ઉપરાંત તેના વેહમો વટીક કેહવતોમાં કેવી રીતે રહેછે તે એ ઉપરથી ખુલ્લું જણાઇ આવેછે. જેમકે "આતવાર, ને તાતોવાર," "દીતવાર કહે જે હું આરોમારો, ને મહને પેહલે પોહર પાલો." "દીતવાર મંગળવારે ભુંજી ધાણી, ને હાથે કરીને ઘેરમાં અવર આણી." "સોમ પેહરાવે સાડી, ને મંગળ નાખે ફાડી." "મંગળનો મુંઓ, ને રવિનો રાંઓ, પાછો ઠરતાંજ ઠરે." "બુદ્ધ, ને કામ કરે શુદ્ધ." "બુધે વલાવી બેટી, ને કદી ન બાપને ભેટી." "બ્રેસપતવાર, દાદાર હોરમજદનો મળતિયો વાર." "શુક્કર, ને કામ થાય મુક્કર." "શનવાર, ને સસરતો વાર."

ઈનસાન જાત ઉપર આ દુનિયા મધે ગુજરતા તરેહવાર બનાવોનું કારણ નસીબને સિર ચહડાવવાની ટેવ ઉગમણ તરફની પ્રજાઓમાં ઘણી સાધારણ છે. ચહડતી અથવા પડતી,

સુખ અથવા દુખ, સારૂં અથવા માઠું, કાંઇ પણ બન્યું તો તેનો જુમ્મો નસીબ દેવીને માથે ચહડેછે.

## કિસમત

એટલા માટે, સાધારણ એકીનનો શબ્દ થઇ પડ્યોછે, અને તેથી, બીજી પ્રજાઓ ભેગી, ગુજરાતી પ્રજા મધે પણ, નસીબનાં પ્રબળ માટે ઘણી કેહવતો, જનમ પામી, ચાલુ થઇછે. જેમકે "કરમ વિના કોડી નહિ મળે." "કરમ વિનાનો ખેતી કરે, બળદ મરે કે સુકવણુ પડે." "નસીબ ચાર ડગલાં આગળનું આગળ." "નસીબ વાહ રે નસીબ વાહ! કયાં ઉઠીને જાય, નાકેથી ઉઠી વચમાં બેઠો, ત્યાં પણ લુખ્ખું ખાય." "નસીબના બળિયા, પકાવી ખીચડી, ને થઈ ગયા થળિયા." "નસીબમાં લખ્યું હોય તે થાય." "ભાગ્ય વિના નર કોડી ન પાવે." "ભાગ્યમાં હોય એટલુંજ મળે." "ભાગ્યમાં હોય તો ઘેર બેઠાં આવે." "ભાગ્યશાળીને ભુત રળે, ને અકર્મીની બૈયર ન મરે." "ભાગ્યશાળીને ત્યાં ભુત રળે, ને અક્કર્મીના પુત તે લાંબા થઇને સુવે." "લખ્યા લેખ મટે નહિ."

## પૈસાનાં બળ,

તેમજ પૈસાની નાપાયદારી, માટે, દુનિયા મધે કોણને અનુભવ નથી? દરેક પ્રજામાં એને લગતી નસીહતી કેહવતો જોઇએ એટલી મળેછે, અને ગુજરાતીમાં પણ તેનો તોટો નથી. જેમકે પૈસાનાં બળ માટે બોલાયછે કે "જર ચાહે સો કર, બિન જર, તક તક મત કર." "જર દેખી મુનીવર ચળે."

"પૈસા, તોકે' ભર મિજલસમાં હસ્યા, નહિ મળે પૈસા, તોકે' ભર મિજલસથી ખસ્યા." "પૈસા મળે, ત્યારે સગાબી ઘણા મળે." "પૈસા માહરા પરમેશ્વર." "પૈસા વગરનું જીવતર બળ્યું." "પૈસા હાથમાં, તો દોસ્ત સાથમાં." "પૈસા હોય તો રાજાની બેહન સાથે પરણે." "પૈસાદારના સૌ સાળા થાય, પણ ગરીબના કોઈ બનેવીબી નહિ થાય." "પૈસાના ગોલામ સૌ." "પૈસાને માન છે." "પૈસાવાળાની બકરી મરી તે બધાં ગામે જાણી, ગરીબની છોકરી મરી તે કોઇએ નહિ જાણી." "પૈસાવાળાને હાથ પીતલનું કડું સુન્નાનું લેખાય, ને ગરીબને હાથ સુન્નાનું કડું પીતલનું લેખાય." "પૈસે આઈ, પૈસે બાઇ, ને પૈસા વગરની નહિ સગાઈ." "પૈસો હાલ, ને પૈસો ચાલ." "પૈસો સૌને વાહલો છે." તોપણ પૈસાનું એટલું બધું પ્રબળ બતાવ્યા છતાં કુદરતના અચળ નિયમો હજુર

## પૈસાની લાચારી

કાંઈ ઓછી સ્પષ્ટ રીતે નોંધાઈ નથી. જેમકે "પૈસે જીવાતું હોત તો તાલેવંત મરત નહિ, ને ગરીબને ઓરિયો રેહત," કારણ મોહુત આગળ ગમે એવો તાલેવંત શખ્સ પણ, કારૂનના ખજાના છતાં, લાચાર છે. વળી, પૈસાનો તુચ્છકાર બતાવવા માટે, કહેછે કે "પૈસો એક લોંડી છે." તેમજ, તેની નાપાયદારી માટે, બોલાયછે કે "પૈસો કોઇનો રહ્યો નથી," "જર, જોરૂ, ને જમીન, કોઇનાં થયાં નથી, ને થશે પણ નહિ." તેમજ વળી પૈસા કરતાં એક માણસની નોક તથા આબરૂ વધારે

કીમતી ગણાયલીછે તે આ ઉપરથી સાબેત થાયછે કે "પૈસો ગયો પાછો આવે, નોંક (અથવા, પત) ગઇ પાછી ન આવે." ઘણાં માણુસોને, મોહડે માંગી, માન લેવા ઘણું ભાવેછે, તેના સંબંધમાં પૈસા ઉપરથી રમુજી ઢબે બોલાયછે કે "પૈસો ટકો લેવો, ને મહુને શેઠ પટેલ કેહુવો." વળી, કરકસર શિખવવા માટે, કહેછે કે "પૈસો બચાવ્યો તે પૈસો રળ્યા બરાબર છે."

**ઉંમર**

નાં પ્રમાણુમાં માણુસની કેવી ગતિ રહેછે તે પણ કેહુવતમાં નોંધવામાં આવ્યુંછે. શેક્સપિયર જેને "Seven stages of man" કહેછે તેને જોકે તદન મળતું નહિ, તોપણ ઇનસાનની જીંદગીના સાત તપ્પા મિસાલનું, કાંઇક કેહણ, આ કેહુવતમાં સચવાઇ રહેલું જણાયછે: "સોલે શ્યાન, વીસે ગ્યાન, ને તીસે ધ્યાન; ચાલીસે પૂરો, ને પચાસે ઉતર્યો; સાઠી, ને બુદ્ધિ નાઠી; સીતેર વરસનો ઘરડો, ને ઘેરનાં છોકરાં એમ કરી કહે, કે કાંય નહિ મરતો મુવો તરડો?" એ પ્રમાણે, આપણા જેવા ગરમ મુલકમાં, ઈનસાનની શક્તિઓ એટલી ઉંમરે કરમાવા માંડેલી જણાયછે કે જેટલી ઉંમરે તો થંડા મુલકોમાં લોકો પોતાની મનશક્તિના પુર બાહરમાં કામ લેતા માલમ પડેછે. જ્યારે સાઠ વરસના મરદો યુરપનાં દેશો મધે મનશક્તિનો પુરતો અને ફાયદાકારક ઉપયોગ કરેછે, ત્યારે આપણા દેશ મધે તો તેટલી ઉંમરે સઘળી મનશક્તિનો છેડો આવેલો જણાવ્યોછે. "સાઠી, ને બુદ્ધિ નાઠી." સાઠ વરસ થયાં એટલે

ઘરડાંઓનો અક્કલ ગુમાવી બેસવાને વખત આવેલો ગણાયછે, તો જો કે ઘણાક દાખલાઓમાં આપણ જોઇએ છિએ કે એ કેહુવત કાંઈ નહિ ખોટું પાડી શકાય તેવું સિદ્ધાંત સાબેત કરતી નથી, કારણ સાઠ અને વળી તેથી વધતી પણ ઉંમરના ઘણાક દાખલાઓ આપણે જાણ્યે છિએ કે જેમાં તેટલી ઉંમરની બુઝરગીએ પુગેલાંઓ, પોતાની મનશક્તિ, જેવી અને તેવી, જાળવી શકયાંછે, બલકે વધારે પાકટ બુદ્ધિનાં ગણાયાંછે.

## બુનિયાદની અસર

ઈનસાનમાં કેવી જડ ઘાલી બેઠેલી હોયછે તેનો અનુભવ આપણને, ચાલતાં અને હાંલતાં, મળેછે. અંગ્રેજીમાં જેને "Law of heredity" કહેછે તેને મજબુતી આપનારી કેહુવતો, આપણી ભાષામાં, ઠારેઠાર, નજરે પડેછે. ઝાડપાન ઉપરથી, યા જાનવર ઉપરથી, યા ઈનસાન ઉપરથી, તેના ઢડાઓ, એ કેહુવતો, આપણને પુરતી રીતે શિખવેછે. જેમકે "કડવે લીમડે કડવો વાસ." "કડવો લીમ, સો મણ શાકર નાખે તોપણ મીઠો નહિ થાય." "ગધેડું નહુવડાવવે ઘોડું ન થાય." "ગધેડી ગંગા-જળ નાહી તો કાંઈ પવિત્ર થઇ?" "જાત પર ભાત, ને કામર પર દીબાં." "જાત મનાવી પાંઉ પડે, કજાત મનાવી સિર ચહડે." "ઓદ્યો ઓધ પર નહિ જાય તો હરામ બુંદનો કેહુવાય." "તોખમે તાસીર, ને સોબતે અસર." "સો મણ સાબુએ સીધીભાઈ કાળો."

તનદોરસ્તી

સરખી બાબદને કેટલી કીમતી ગણવામાં આવીછે તે આ ઉપરથીજ જણાશે કે દુનિયાનાં સર્વે સુખોમાં એ સુખને શ્રેષ્ટ માનેલુંછે. "પેહલું સુખ તે જાતે નર્યા, બીજું સુખ તે ઘરે દીકરા, ત્રીજું સુખ ગુણવંતી નાર, ચોથું સુખ કોઠીએ જાર." અને વળી કહ્યુંછે કે "એક તનદોરસ્તી, હજાર ન્યામત." તેમજ થોડું ખાવાથી તનદોરસ્તીની જાળવણી કેવી થાયછે તે દર્શાવવા બોલાયછે કે "થોડું ખાઇએ તો સુખ્યા રહીએ," "થોડી ભુખના, ઘણાં સુખના." એજ મિસાલે નહિ રૂચતા ખોરાકથી પરહેજ રેહવામાં ઓષડ પાણીની જરૂર રેહતી નથી તે માટે એક ટુંક, પણ ઘણીજ અસરકારક, કેહતી હસતી ભોગવેછે કે "સો પરી, ને એક કરી." વળી કેટલાક ઝાડપાલા અને વસાણાંઓના ગુણ દોષ પણ કેહવત-રૂપે મનુષ્યોના ફાયદા માટે જાળવી રાખેલા જણાયછે. જેમકે "લીમ ગુણ બત્રીસ, ને હરડે ગુણ છત્રીસ." તથા "હિંગ, મરચું, ને આમલી, તમાકુ ને તેલ, જાતની જતન કરે, તો પાંચે વાણાં મેલ." "હિંગ, મરચુ, ને આમલી, સોપારી ને તેલ, જો કંઠનો ખપ કરે, તો પાંચે વસ્તુ મેલ." તેમજ "દુધ, શાકર, ને એલચી, વરિયાળી, ને દ્રાખ, જો ગાયાનો ખપ કરે તો પાંચો વસ્તુ રાખ." વળી તાવના રોગને દૂર રાખવાનાં કારણસર ચોકસ વસ્તુઓથી પરહેજ રેહવા માટે બોલાયછે કે "તાવ કહે હું તુરિયાંમાં વસું, ને ગલકું દેખી ખડખડ હસું; જેને ઘેર જાડી છાસ, તેને ઘેર માહરો

વાસ." તેમજ વળી તનદોરસ્તી જાળવવાનો એક સાદો નુસખો આ કેહવતોમાં સમાવેલો જણાયછે કે "ઉનું ખાય, ઓઘીને સુવે, તેની નાર વૈદ નહિ જુવે," તથા, "ખંખારી દાતણ કરે, મન રૂખતું ખાય, દુધે વાળુ જે કરે, તે ઘર વૈદ ન જાય." વળી મોરચીના એક એલાજ તરીકે બોલાયછે કે "છેલ્લો ઉપાય છાસનો," એટલે જ્યારે સઘળા ઉપાય નકામા જાયછે, ત્યારે સેવટે છાસ પાવાનો ઉપાય અજમાવવામાં આવેછે, કે જેથી યાતો દરદી સાહજો થાયછે, કે યાતો મરણ પામેછે.

જેમ બીજી બાબદોનો, તેમ વરસના

## જુદા જુદા મહિનાઓ

વિષેનો, અનુભવ પણ, ગુજરાતી ભાઇઓએ, કેહવતોમાં જાળવી રાખેલો જણાયછે. જેમકે કારતક મહિનાના સંબંધમાં બોલાયછે કે "કારતક મહિને કણબી ડાહ્યો." તેમજ કહેછે કે "કારતક મંદો, તો બારે આંકડા." એ કેહવત એવા વેહ્મ ઉપરથી જનમ પામેલી કેહવાયછે કે જો કારતક માસ વેપાર વણજમાં મંદો જાય તો બાકીનું વરસ તેજી નિવડે. તેમજ કારતક માસ ઉપરથી આવી રીતે પણ બોલાયછે કે "કારતક કાતરે, માગસર છેતરે, પોસ હાંડી સોસ." માગસર મહિનાના સંબંધમાં એવી કેહતી છે કે "માગસર ન વાયા વાવલા, આદરા ન ઉઠ્યા મેહ, ભરજોબન ન જાયો બેટડો, ત્રણે હાર્યા તે." પોષ મહિનો ભર શિયાળામાં પડતો હોવાથી બોલાયછે કે "પોષ, ને પેટમાં મંઝ્યા ખોસ," એટલે એ માસમાં એટલી સખત થંડી પડેછે

કે તેની સખતાઇ ઓછી કરવા માટે માણસને પોતાનાં ગુંઠણ પેટમાં ડાબીને બેસવું પડેછે. તેમજ પોષ પછી માહ મહિનામાં થંડીનું જોર કમતર થતું હોવાથી બોલાયછે કે "માહ માથે, ને કામળ ખાંધે." તેમજ ચૈતર તથા વૈશાખ ગરમ રૂતુના મહિનાઓ હોવાથી તે મહિનાઓમાં વરસાદની કશી વક્કી હોતી નથી, અને તેથીજ બોલાયછે કે "ચૈતર ચહડે નહિ, ને વૈશાખ પડે નહિ." વળી બોલાયછે કે "ચૈતરે ચેત, વૈશાખે વેચ, જો આવ્યો જેઠ તો પડ્યો હેઠ." શ્રાવણ, તથા ભાદરવો, વરસાદ રૂતુના મહિના હોવાથી, તેઓ દરેકમાં પડતા ઓછા વધતા વરસાદનો અનુભવ દેખાડવા બોલાયછે કે "શ્રાવણનાં સરડાં પરડાં, ને ભાદરવાની રેલ, આશો તાહરાં છોકરાં નદીએ નાહવા મેલ." તથા, "શ્રાવણનાં સરડાં પરડાં, ને ભાદરવાની હેલી, જો એક વરસ નહિ આવું, તો રૈયત બને ઘેલી." વળી શ્રાવણ સંબંધી બોલાયછે કે "શ્રાવણ જાય કોરડો, તો કણે ભરાય ઓરડો," કારણ એ મહિનામાં અનાજ માટે જાહુજા વરસાદની જરૂર રેહતી નથી, અને તેથી એ માસમાં જેમ વરસાદ ઓછો હોય તેમ અનાજના પાકને ઘણો ફાયદો થાયછે. તેમજ કેટલાક મહિનાઓના સંબંધમાં એક વેહમ એવો જાયજ છે કે "શ્રાવણ ઘોડી, ભાદુ ગાય, માહ મહિને જો ભેંસ વિયાય, તો ધણીને ખાય કે ઘોરમાં જાય." ભાદરવા સંબંધી બોલાયછે કે "ભાદરવાની ભેંસ, ચરવું થોડું, ને તરવું ઘણું," કારણ એ મહિનામાં વરસાદ ઘણો

જોશબંધ પડેછે, અને ભેંસને પાણી ઉપર બહુ પ્યાર હોયછે. વળી "ભાદરવાની ભેંસ લીલુંજ દેખે" એમ પણ બોલાયછે. તેમજ કહેછે કે "ભાદરવે ભટ્ટુ, ને આખાડે ટટ્ટુ." આશો માસ વરસાદ રૂતુની આખેરીએ આવતો હોવાથી બોલાયછે કે "આશો, ને મેઘ નાહસો." તેમજ વળી કેહવાયછે કે "આશાડી શુદ પંચમી, જો ઝબુકે વીજ, નદીનાળાં ભરાઇ જશે, રાખો બળદ ને બીજ."

વરસાદના મહિનાઓ સંબંધી કેહવતો ઉપરથી

**વરસાદનાં જુદાં જુદાં નક્ષત્રો**

સંબંધી જે અનુભવ કેહવતોમાં નોંધાયોછે તે ઉપર નજર પુગાડેલી વ્યર્થ ગણાશે નહિ. ઓત્રા નક્ષત્રમાં જો વરસાદ વરસેછે તો અનાજ એટલો પાકેછે કે જાનવરો વટીકને તે ખવાડતાં ખુટતો નથી, અને તેથી કેહવત પડીછે કે "જો વરસે ઓત્રા, તો ધાન નહિ ખાય કુતરા." તેમજ ચિત્રા નક્ષત્ર એટલું અચોકસ કેહવાયછે કે જો એ નક્ષત્રમાં વરસાદ પડ્યો તો રેલ લાવે એટલો પડે, અને ગરમી પડી તો તે પણ, બાળી નાખે એટલી, હદ વિનાની, હોય એવું મનાયછે. આ કારણ માટેજ એ નક્ષત્રને "ઘેલી ચિત્રા"ની ઉપમા આપીછે, અને બોલાયછે કે "ઘેલી ચિત્રા કરે ખેલ, ને કાર ઉનાળે આવે રેલ," "ચિત્રા રેલે કે તપે," તથા "જો વરસે ચિત્ત, તો ભાંજે ભીત." વળી પુરવા નક્ષત્રમાં પણ વરસાદ પડવે અનાજનો પાક સારો ઉતરવાની આશા રહેછે, અને તેથી કણબી લોકો ભાવ ચડ-

ડાવી પૈસા કમાવાની આશા મુકી બેસેછે, જેથી બોલાયછે કે "જો વરસે પુરવા, તો કણબી બેઠા ઝુરવા." તેમજ મઘા નક્ષત્રમાં પણ, વરસાદ સારો પડવે, પાક પુષ્કળ ઉતરવાની ઉમેદ રહેછે, અને તેથી કહેછે કે "જો વરસે મઘા, તો ધાન થાય ઢગા." "સાંત" નામનાં નક્ષત્રમાં વરસાદનું વધારે પડવું રૂના પાક માટે નુકસાનકારક ગણાયછે, અને તેથી કેહવાયછે કે "જો વરસે સાંત, તો વાગે ન તાંત," કારણ કે રૂનો પાક નાશ પામવે, ને તેની આમદ ન હોવાથી, પિંજારો પોતાની તાંત ચલાવી શકતો નથી. હસ્ત અથવા હાથિયાનાં નક્ષત્રમાં પાણી વધારે પડવું લાભકારક જણાયછે, અને તેથી કેહવત ચાલુ છે કે "જો વરસે હસ, તો પાકે અઢારે વસ." તેમજ કહેછે કે "આવી રે હાથિયાની એર, ને ભાંજ્યા રે બાજરીના પેર," તથા "જો વરસે હાથિયો, તો મોતીએ પુરાય સાથિયો." "હાથિયો વરસે હાર, તો આખું વરસ પાર." અને, આરૂદ્રા નક્ષત્ર માટે કેહવાયછે કે "જો વરસે આરૂદ્રા, તો બારે મહિના પાધરા."

હવે આપણે કેહવતોના તે ભાગ ઉપર આવીશું કે જે આપણને એક પ્રજાની ચલગતનું તોલ ઘણી આસાનીથી કરવાને સામર્થવાન કરેછે. ઉગમણ તરફના લોકો,

## સ્ત્રી જાત તરફની લાગણી

યા માન માટે તો, ખચીત જાણીતા થયાજ નથી. ઓરત થઈ એટલે તે બાપડી, દરેક બાબદમાં, મરદ કરતાં હલકી અને

ઉતરતી, અને કશા પણ હક અને માન મરતબાને લાયકની નહિ, એવો ખ્યાલ એ પ્રજાઓમાં મજબુત જડ ઘાલી બેઠોછે, અને હિંદુસ્થાનની પ્રજાઓનો મોહટો ભાગ નાજુક પંથની તરફ જે રીતની ચાલ ચલાવેછે તે ઉપરથી આપણુને તો તે દરરોજના અનુભવની બીના છે. સ્ત્રી એ ગોયા ઘર મધેનાં રાચરચીલાંનો કાંઈ ભાગ હોય, અથવા એક ધણીનાં ગાય ઢોરની પંગતીનું જાનવર હોય, તેમ તેણી સાથે વર્તવામાં આવેછે. એથી પણ નબેતર, જ્યારે એક નાજુક અને કોમળ બાનુને, એવી વર્ણીમાં, "પગમાંના ખાસડાં"ની, ઉપમા આપેલી જોઇએ છિએ, ત્યારે સ્ત્રી–જાત તરફ એવી નાપસંદ વર્તણુક ચલાવનારાઓ માટે કોઈ પણ રીતનું માન તો આપણુને રેહતુંજ નથી. તેણીને હંમેશાં પોતાના પગ તળે દાબેલીજ રાખવા માટે બોલાયછે કે "પગમાંનું ખાસડું પગમાંજ રાખેલું ભલું," "રાંડની જાતને ખાસડાંને તળિયેજ રાખેલી ભલી." અને તેથી જ્યારે એક બાયડી મરણ પામવે બીજી બાયડી કોઈ હિંદુભાઇ પરણી લાવેછે તો ઉકમાઈથી બોલાયછે કે "પગમાંનું ખાસડું બદલ્યું," "જુન્નું ખાસડું ફેંકી દઇ નવું ખાસડું લાવ્યો." ગરીબ બીચારી સ્ત્રીનો દરજ્જો, હિંદી સંસારમાં, એટલો બધો તો હલકો તથા ઉતરતો ગણુવામાં આવ્યોછે, કે એક ભરથારે બીજી બાયડી કરવી, એ, જાણે પગમાંનું એક ખાસડું ફેંકી દઇ બીજું તે બદલ પેહરી લેવા સમાન, ગણુવામાં આવેછે. અફસોસ! કે જે પ્રજાઓમાં સ્ત્રી જાતીને આટલી

હિણેલી અને તુચ્છ ગણેલી તે પ્રજાઓની ચહડતીએ પુગવાની ઉમેદ કેવી રીતે પાર પડી શકે! આપણા ગુજરાતી ભાઇઓને કોમળ નારીઓ માટે "રાંડ" કરતાં વધારે સભ્યતા ભરેલો શબ્દ મળેલો જણાતો નથી, અને તેઓની કીમત તેઓ એટલી બધી તો ભારી ગણેછે કે તેઓ કહેછે કે "ટકે ટકે નાન, ને પૈસાની હજારો રાંડ." તેણીની અંદર કોઇબી રીતની અક્કલ યા સારી ચલગતની હસતી વટીક કબુલવામાં આવતી નથી, કારણ સર્વે અક્કલ હુસ્યારી, અને સદગુણો, જાણે તેમના મરદો સઘળા, પોતાનેજ માટે, ઇશ્વરને ત્યાંથી માંગી લાવ્યાછે! આથી તેઓ બોલેછે કે "સ્ત્રીની મતી પાણીએ," "રાંડની બુદ્ધિ પાણીએ," "સ્ત્રીની અક્કલ એડીમાં." તેણીના બોલ ઉપર ભરૂસો મુકવા સામે મનાઇ છે, કારણ કહ્યુંછે કે "હસ્તી-દંત, નારી વચન, પ્રીત કપટીની જે, અંતરનાં ને બહારનાં, જુદાં જુદાં તે." વળી તેણી માટેના હલકા વિચારોમાં હજી કાંઇ ઓછું હોય તેમ બોલાયછે કે "રાંડ કોઈની થઈ નથી, ને થવાની નથી." તેણીને સુધારવા, યા શિખામણ દેવા માટે, ડાંગ સિવાય બીજી કશી વધારે નરમ રીતિ, એ ભાઇઓને જણાતી નથી, કારણ કેહવાયછે કે "બુધે જાર બાજરી, ને બુધે નાર પાધરી, બુધે ડોબું દોહવા દેય, ને બુધે છોકરૂં છાનું રહે." "રાંડ, સાંઢ, ઓર અરણી ભેસાં, ઓ બિખરે જબ કરના કેસા? માર બુધાં, ઓર કર સુધાં." એ પ્રમાણે સ્ત્રી જાતી વિષેના સામાન્ય આવા ખરાબ વિચારો પછી સંસારમાં એક

## બેટી,

યા બાયડી, યા વહુ, તરીકે તેણીનો દરજ્જો કોઈબી રીતે માન ભર્યો રાખ્યો હોય, યા તેમને માટે કોઇબી રીતના હક ભોગવવાની છુટ સ્વીકારેલી હોય, યા એક દીકરી, યા બાયડી, યા માતા તરીકે, સ્વતંત્રતા સરીખી ચીજ, તેણી માટે પિછાનવામાં આવતી હોય, એવું આપણને ઘણે દરજજે જણાતું નથી. ખુદ હિતોપદેશમાં કહેલુંછે કે "એક સ્ત્રીને બાળ વયમાં તેણીના બાપે, જુવાનીમાં તેણીના ભરથારે, અને ઘડપણમાં તેણીના છોકરાઓએ સાચવવી જોઇએ, કારણ કે કોઈબી કાળે તેણી છુટાપણું ભોગવવાને લાયકની નથી." બોલાયછે કે "દીકરી ને ગાય, જ્યાં દોરે ત્યાં જાય," એટલે એક દીકરીનો દરજ્જો ગાય જેવાં જાનવર કરતાં વધારે ઉંચો ગણેલો નથી. જેમ ગાયને તેનો ધણી જ્યાંબી હાંકી જાય ત્યાં જવું પડેછે, તેમ દીકરીને તેણીનાં માબાપ જ્યાંબી દોરવે, અને જ્યાંબી હોમાવી આપે, ત્યાં તેણીએ જવુંજ જોઇએ. લગન જેવા, એક ઈનસાનની જીંદગી ઉપર મોહટાંમાં મોહટી અસર કરનારા, બનાવ માટે પણ તેણીની મરજી, યા રજામંદી પુછવી, એ હિંદુ—સંસારમાં નહિ બનવા જોગ બીના છે, કારણ પોતાની પસંદગી યા નાપસંદગી જાહેર કરવાનો એક સ્ત્રીને કશો હકજ નથી! દીકરી માટે વળી એટલું બધું તો વાહલ કેહવતો ઉપરથી આપણને જણાયછે કે તેણીને "ઉકરડાની જાત" સિવાય વધુ પ્રીત દર્શાવનારા શબ્દોથી બોલાવવામાં આવતી નથી. વળી કેહવાયછે

કે "દીકરીની હલકી માટી;" અને તે પણ વળી એટલે દરજ્જે, કે દીકરી હલકી ગણાયલી હોવાથી તેણીના બાપને વટીક તે કલંકથી સોસવું પડેછે, અને તેથી બોલાયછે કે "છોકરીના બાપ નીચા." તેમજ તેણી અગર મરણ પામી તો તેમાં સારાં નસીબની વાત સમજવામાં આવેછે, કારણ કેહવત વપરાયછે કે "દીકરી મરે તે પનોતાંની." તોપણ, ઇનસાફને ખાતર અતરે જણાવવું જોઇએ કે દીકરી માટેનાં ઉપલાં કેહણોની સાથે સાથે દીકરીની કદર પિછાનનારી બે ચાર કેહવતો પણ મોજુદ છે. જેમકે દીકરીને ઘણી વેળા લક્ષ્મીની ઉપમા આપવામાં આવેછે, અને તેથી બોલાયછે કે "દીકરી આવી તે લખમી આવી, દીકરા આવીને શું વાહણ લાવવાના હતા?" "દીકરી વગરનાં દેશ સૂનાં," "દીકરી આપી તેણે દુનિયા આપી." તોપણ, દીકરી કરતાં પણ એક

**વહુ**

તરીકેનો એક સ્ત્રીનો દરજ્જો હજી વધારે હલકો પિછાનવામાં આવ્યોછે, કેમજે બોલાયછે કે "વહુ મુઇ, ને ઉંદરડી મુઈ." એક ઉંદરડીની જીંદગી કરતાં એક વહુની જીંદગી વધારે કીમતી ગણી નથી. ખચીત, એક સ્ત્રીની જીંદગી માટે, આ કેવી લાગણી-રહીત બોલી છે? વહુ થઇ એટલે તેણીનું કાંઈ પણ બોલવું, યા કાંઇ પણ કરવું, તેણીનાં સાસરિયાંમાં પસંદ આવતું નથી, અને તેથી બોલાયછે કે "વહુનું નામ વાએદું," "વહુ ને વરસાદ, એ બેને જશ નહિ."

## સગપણ સંબંધી કેહવતો

ઉપર આવતાં એ કેહવતોનો પણ ગુજરાતી ભાષામાં કશો તોટો દીસ્તો નથી, અને જે પ્રજાઓમાં, દરેક કુટુંબ જોડાઇને સાથે રહે, એવો સદીઓનો ચાલુ રેવાજ, તે પ્રજામાં એવી કેહવતો વિશેષ હોય તેની કશી નવાઈ નથી. મા–બાપ, દીકરા–દીકરી, ભાઈ–બેહન, ધણી–ધણિયાણી, સાસુ–સસરા, વહુ–જમાઇ, મામા, માસા, કાકા, ફુઈ, ભાણજાં, વિગેરે, સગપણના દરેક ગાંઠ માટે, કાંઇ નહિ અને કાંઈ પણ, કેહણ, એ ભાષામાંથી નિકળી આવ્યા વિના રેહશે નહિ.

### મા–બાપ

માં પોતાનાં છોકરાંઓ ઉપર બાપ કરતાં માનું હેત હંમેશ વિશેષ હોયછે તે દર્શાવવા બોલાયછે કે "બાપ તે બાપ, ને માય તે માય, બાપથી સરે તો માયને રડે કાંય?" "બાપના રાજમાં નહિ સમાય, ને માએના ખોલામાં સમાય." "માએ તે માવા, ને બાવા તે પલંગના પાવા." વળી કહેછે કે "લુણ વિના જેવું લુખ્ખું અન્ન, મા વિના તેવું બાપનું મન, ટોલાં વછુટી જેવી મૃગલી, તેવી મા વિનાની દીકરી એકલી." માબાપના ગુણ દોષની અસર તેમનાં બચ્ચાંઓમાં ઉતરેછે તે બતાવવા બોલાયછે કે "બાપ તેવા બેટા, ને વડ તેવા ટેટા." "માએ તેવી દીકરી, ને ઠામ તેવી ઠીકરી." માએ તરફનાં વાહલ માટે બોલાયછે કે "માએ તે માએ, ને સૌ તે વાએ." "માએ જેવા

મીઠા મેવા." "માએ વિના સૂનો સંસાર, માએ વિના તે શો અવતાર?" "માએની ગરજ કોઇથી નહિ સરે." વળી માએ અને મતરાઈ વચ્ચેનો ફેર બતાવવા બોલાયછે કે "માએ મતરાઇમાં એટલો ફેર, કે આપ્યા બાર ને ગણ્યા તેર."

## દીકરા-દીકરી

માં દીકરો કૂળનો દીવો ગણાતો હોવાથી, અને હિંદુ-રીવાજ મુજબ બાપની ધર્મ-ક્રિયાઓ માટે દીકરાની જરૂર હોવાથી, એક કુટુંબમાં એક દીકરાની હાજરી ઘણીજ કીમતી ગણાયછે, અને તેથી બોલાયછે કે "દીકરો તો દેવતાને ત્યાં પણ દુર્લભ." તેમજ પારસીઓમાં બોલાય છે કે "દીકરો માહરો દનનો દીવો, ને બેહશ્ત ઉજરડાં ફાવે, ને દીકરી માહરી ઘડાની ઠીકરી, એન વખત કામ આવે." દીકરી માટે કહેછે કે "દીકરી ચાલે, ને ડુંગર હાલે, વહુ ચાલે ને ડોલા બાળે." અને દીકરીને વેહલી વેહલી પરણાવી સાસરે મોકલી દેવાની અધીરાઈ સંબંધમાં બોલાયછે કે "દીકરી તો પારકું ધન," "દીકરી ને એઠું ધાન વાસી ન રખાય," "દીકરી સાસરે કે મસાણે શોભે," "દીકરી સાસરે ગયલી કામની ને માલ વેચેલો કામનો," "દીકરી સાસરે શોભે, ને હાથી દરબારે શોભે."

## ભાઈ-બેહન

માં ભાઈ તરીકેનાં સગપણ માટે બોલાયછે કે "ભાઈ મળ્યા એટલે પરમેશ્વર મળ્યા." "ભાઈ જેવો બેલી નહિ, ને ભાઈ જેવો વેરી નહિ." તેમજ વળી ભાઇની પોતાની બેહન તરફની

ઓછી વધતી લાગણીવાળી વલણ સંબંધમાં બોલાયછે કે "ભાઈ બેહનનાં આંથણાંમાં ફરે, ને બેહન ભાઇને મોસાળાં કરે," "ભાઇને ભરોસે રેહતી ના, ને વેહલી નાતરે જજે," "ભાઇને ઘેર વેહા, ને ઠાલી ઉજાલીને ખા," "ભાઈનાં મોસાળાં, તેવાં બેહનનાં ગીત," "બેહન તો ભાઈ ભાઈ કરે, ને ભાઈ તો બેહનનાં નાતરાંમાં ફરે."

## ધણી-ધણિયાણી

સંબંધમાં પણ ઘણીક જાણવાજોગ કેહવતો આપણને મળેછે. ધણીનો દરજ્જો કેટલો ઉંચો, અને ગમે એવી ખાંપણ છતાં માન મરતબા તથા તાબેદારીને લાયકનો, ગણ્યોછે, તે આ કેહવત ઉપરથી જણાયછે કે "માટીનો માટી પણ પુજ્ય છે." "મીનનો પણ માટી." વળી એક જોડાં વચ્ચે કાંઈ બોલાચાલી યા કજયો કંકાસ થયો પણ હોય, તોપણ, આખરે, તેઓ વચ્ચે સલાહ સંપજ થયા વિના રેહતી નથી, માટે બોલાયછે કે "માટી બૈરી એકનાં એક, ને વચમાં બોલે તે ફોક." વળી ધણી–ધણિયાણીનો સંપ તોડવા ગમે એટલી કોશેશ થાય તો પણ જો તેઓ હેત પ્રીતથી વસતાં હોય તો તેવી દરેક કોશશ મિથ્યા છે તે જણાવવા આ કેહવત બોલાયછે કે "જ્યાં ધણી ધણિયાણી રાજી, ત્યાં શું કરે કોટવાલ ને કાજી?" તેમજ એક ઓરત પોતાના ખાવીંદની હૈયાતીમાંજ વધારે સુખી હોયછે માટે બોલાયછે કે "ધણી રાજ, ને મહા રાજ; પુત રાજ, ને ભુત રાજ." અને તેજ કારણે વળી એમ પણ બોલાયછે કે

"ધણિયાણી ધણીવાળી સોહામણી લાગે, ને ધરતી વસ્તીવાળી સોહામણી લાગે." તેમજ ધણીનું હેત તથા માન જાળવવામાં એક સ્ત્રીની કેટલી મોહટી ઈજત છે તે આ ઉપરથી જણાયછે કે "ધણીએ માની તેને ઘેરે માની, ઘેરે માની તેને ગામે માની," "જેને ધણીનું માન, તેને પરીનું માન." એક સ્ત્રીના ખાવીંદનો દરજ્જો તેણીના ખોદાના દરજ્જાની બરાબર ગણેલો છે, માટે બોલાયછે કે "ખાવીંદ, ને ખોદા બરાબર," "ધણીની ચોરી કરવી, ને ખોદાની ચોરી કરવી બરાબર છે." તેમજ વળી સંસારમાં કજ્યો કંકાસ દૂર રાખવા તથા સુલેહ સંપજ જાળવી રાખવાના હેતુથી બોલાયછે કે "ધણીનું ધાન ખાવું, ને લોહડાંના ચણા ચાવવા બરાબર છે," કારણ કે ધણીનો સ્વભાવ તથા મિજાસ જાળવી લેવા વિના બંધે વચ્ચે સારો સંપજ રહે નહિ, અને તેટલા માટે સંસાર સુખી નિવડે નહિ.

## સાસુ-વહુ

ના કશા પણ એલખાસ વિનાના સંબંધ વિષેની, અને તેમજ તેથી ઉલટી મતલબની પણ, ઘણીક કેહવતો આપણુને મળી આવેછે. જેમકે "સાસુ કોઈની માએ નહિ, ને વહુ કોઇની થાય નહિ." "સાસુ કોઈની શાકર નહિ, ને માએ કોઇની ડાકણ નહિ." "સાસુ ખાધી, સસરો ખાધો, ને ખાધો ઘેર-જમાઈ, ને બાર ગામનાં ગધેડાં ખાધાં તોબી નહિ ધરાઈ." "સાસુ ગઈ સવરાત, ને વહુને આવી નવરાત." "સાસુ જાય ઉભી હોલી, ને વહુજી ખાય ખીર ને પોલી." "સાસુ દમે

સવેળા, તો વહુ દમે કવેળા." "સાસુ પોતે તેવી, ને વહુને શિખામણ દેય." "સાસુ બેઠી શિખામણ આપે, ને વહુ બેઠી કીડીઓ ગણે." "સાસુ ભાંગે તે કહલેડાં, ને વહુ ભાંગે તે ઠીકરાં." "સાસુ માહરી ભોલી, દેખાડે નહિ દીવાલી કે હોલી." "સાસુ લડી મુઈ, ને વહુ વઢી મુઈ, ને ન ખાધાં કોઇએ રાંધ્યાં ધાન." "સાસુના પગને ઠેસ લાગે તોબી વહુએજ પગે લાગવું, ને વહુના પગને ઠેસ લાગે તોબી વહુએજ પગે લાગવું." "સાસુમાં સો વાંક, પણ વહુનો વાંક નિકળે." તોપણ, વળી સાસુ-વહુ વચ્ચે એલખાસ બતાવવા, આ રીતે પણ બોલાયછે કે "સાસુ ને વહુ બેઉ સરખી, ને વચમાં બોલે તે નરસી." "સાસુ ને વહુ સકારાં, ને વચ્ચે બોલે તે અકારાં." "સાસુ ને વહુને કજ્યો કેટલો? ખીચડીને કકડો આવે તેટલો."

## જમાઈ

તરીકેની એક શખ્સની સગાઈ સંબંધી કેહવતો કેવી શિખામણ નોંધેછે તે તપાસતાં, એ સગપણ સાથે પણ જાહજું માન જોડેલું આપણને માલમ પડતું નથી. ઉલટા, એ સગાઇ સંબંધી, જે વિચારો, બે ત્રણ કેહવતોમાં, આપણને જણાયછે તે કેવળ અપમાન ભરેલા છે. જેમકે એક જમાઇને જમની સાથે સરખાવી બોલાયછે કે "જમાઈ ને જમ બરાબર." વળી કહેછે કે "જમ, જમાઈ, ને જાચક, કોઇનાં ન થાય." તથા જમાઇના દરજ્જા વિષે તો બોલેછે કે "જમાઇની જગ્યા ખાસડાં આગળ." તોપણ, વળી એક રીતે, એમ પણ બોલાયછે કે

"દીકરી આપીને દીકરો લીધો, ને પારકો હતો તે પોતીકો કીધો."

બાપ તથા મા તરફનાં સગાંઓ, જેવાંકે

**કાકા, મામા, ફુઈ, માસી,**

ઉપર જ્યારે નજર પોંહચાડ્યે છિયે ત્યારે તે સંબંધી કેહવતોમાં પણ જાહુજો પ્રીતિ ભરેલો સ્નેહ નોંધાયલો જણાતો નથી. જેમકે "કાકા મામા કેહવાના, ને ગાંઠે હોય તે ખાવાના." "કાકો માહરો બાપનો ભાઇ, ને કાકી માહરી લોકની જાઈ, તુંને ને મહને શું સગાઈ?" તેમજ, "મામો તે તો માનો ભાઇ, ને મામી સાથે શી સગાઈ?" "કાકી, ને લીધી ધુળની ફાકી." તોપણ એક કેહવતમાં કહેછે કે "કાકો દીઠે કુટુંબ, ને મામો દીઠે મોસાળ." એજ પ્રમાણે ફુઇનાં સગપણ માટે પણ એકકથી ઉલટા વિચારો નજરે આવેછે, જેમકે એક કેહવતમાં જ્યારે તેણી માટે "ફુઈ, ને થંડા પાણીની કુઈ" એવી રીતે હેતભરેલો એસારો કીધેલો છે, તો બીજીમાં "ફુઈ, ને કુવે પડીને મુઈ" એવી રીતનો સરપાવ તેણીને આપવામાં આવ્યોછે. તેમજ માસી તરીકેનાં સગપણ માટે એવીજ હેતભરેલી રીતે બોલાયછે કે "માસી, ને ખરી બપોરનાં દીધી ફાંસી!" એ રીતે કાકી, મામી, ફુઈ અને માસી એ ચારે સ્ત્રી સગપણ સંબંધી પેહલી બેના બાબમાં જ્યારે કેહવતો કશું સગપણુજ કબુલવા ના પાડેછે, ત્યારે પાછલી બેને કુવો અને ફાંસી બતાવેછે. હિંદી સંસારમાં સ્ત્રી જાતીના જે હલકા

દરજ્જા માટે ઉપર વિવેચન કીધુંછે તેની સાથે આ કેહવતો તદન બંધ બેસેછે, કારણ કે જ્યાં પોતાની સ્ત્રી, તથા દીકરી તથા વહુ, જેવાં નજદીકનાંજ સગપણ માટે, હેત અને લાગણી ભરેલો સંબંધ, એ સંસારમાં, પસરવા પામી શકતો નથી, તો પછી બાપ અને મા તરફનાં સ્ત્રી–સગપણ માટે વધારે સારા સ્નેહની આશા રાખી શકાય નહિ.

**ભાણેજ**

સંબંધમાં નીચલી કેહવતો આપણને જડેછે: "ભાણેજાં ને તાણેજાં, ને દેખતાં ને માગતાં, ને ન આપતાં તો શાપતાં." "ભાણેજ ભાગમાં નહિ, ને જમાઈ લાગમાં નહિ."

સંસારમાં કેટલાક સંજોગો એવા આવેછે કે જ્યાં

**સ્ત્રીનું ચલણ**

દેખઇતું વિશેષ હોયછે. તેવા સંજોગોમાં તે સ્ત્રીને પોતાનાં અતલગનાંઓનીજ લાગણી રહેછે, અને પોતાના ધણી તરફનાં-ઓની સગાઇ તેણીને તદન અણગમતી જણાયછે એવું દર્શાવવા પણ કેટલીક રમુજી કેહવતો મોજુદ છે. જેમકે "આવ્યો ભાઇનો ભાઈ, તો ઉભો તોરો સાહી, આવ્યો બેહનનો ભાઈ, તો ઘેરમાં પેઠો ધાઈ." "આવશે ભાઈની બેહન, તે જશે આંસુ જેહરી, આવશે બાઇની બેહન, તે જશે સાડી પેહરી." "આવશે ભાઈની સાથ, પણ જમશે ભોંજાઇને હાથ." વળી બોલાયછે કે "માએ-જણી મળી, ને પેટમાં ટાહડક વળી, સાસુ-જણી મળી, ને પેટમાં આગ બળી." "પુઈ આવી દિસે, ને માહરાં છોકરાં



m

બીહશે; માસીને તો તેડ, મણુની માંગણુ તર, ને માસીને ભોણે ભર." "સાલી આવે તો સાલ્લો પેહરી જાય, ને બેહન કટકો કાપલાને ફકલે."

સગપણુ સંબંધી, ત્યારે, સઘળી કેહવતો, એ પ્રમાણે, તપાસતાં આપણુને હિંદી સંસારનો એક એવો ચિતાર મળેછે કે જે આપણા દરરોજના અનુભવથી કાંઈ ઘણે દરજ્જે જુદો પડતો નથી. સ્ત્રી જાતીની હલકી પંગતી, અને પુરૂષ માત્રનું સર્વોપરિપણું, જેમ એક બાજુથી તે અચૂક રીતે દેખાડેછે, તેમ દીકરા દીકરી અને માબાપ, સાસુ સસરા અને વહુ જમાઈ, ધણી ધણિયાણી, વિગેરે, આ સંસારની નિકટ સગાઇઓ માટે પણ, તે એક આબાદ આરસી રજુ કરેછે.

આ પ્રમાણે જુદાં જુદાં સગપણો સંબંધી કેહવતો તપાસ્યા પછી હવે થોડીક જુદીજ કિસમની, એટલે

## રમુજી કેહવતો

ની તપાસ લઈશું. ઘણીખરી કેહવતો ગંભીરપણે શિખ શિખવેછે, પણ વળી કેટલીક એવી પણ છે કે જેમાં રમુજનું અંશ ભેળેલું હોયછે, અને જે ખુશ મશ્કરીમાં, અને ટાહુકા ટુચકાના રૂપમાં, ઘટતી શિખામણો મગજ ઉપર ઠસાવેછે. જેમકે સેહજ જ્ઞાન ધરાવવે માણસ છાલકું બની જઈ તે છાલકાંપણાંથી પોતાને કેટલી બધી હાનિ પુગાડેછે તે સંબંધી એક કેહવત, કોઈ ઇંગ્રેજને ત્યાં નોકરી કરી ગણત્રીના ઇંગ્રેજી બોલ શિખી આવેલા એક "લાલિયા પરાપર"ની પેલી રમુજી વાત

ઉપરથી, નિકળીછે, કે જેમાં મરણ કાંઠે આવેલા લાલિયાભાઈ, પોતાને પાણી જોઇતું હોવાથી, પોતાની આસપાસનાંઓને "'વાતર' લાવ! 'વાતર' લાવ!" એમ કહ્યા કરે, પણ તે બાપડાંઓને તેની સમજણ નહિ પડવે આખરે તેને પાણી વગર પોતાનો જીવ ખોવો પડયો હતો. તે કેહુવત આ મુજબ છે: "એલાર ગીયો, પેલાર ગીયો, ને શિખી આવ્યો કાહુણી, 'વાતર' કરતાં જાન ગીયો, ને ઢોલિયા હેઠે પાણી." આજ મજમુન "અલ્પ જ્ઞાન તે અતિ હાન" એ કેહુવત પણ શિખવેછે, પણ આગલી કેહુવતમાં રમુજનું અંશ હોવાથી તે વધારે ખુશ લાગેછે, અને જલદીથી યાદ રહેછે, કારણ શાકરનાં પડવાળી ગોળી વધારે સેહુલાઈથી ગળે ઉતરેછે. હરામ હાડકાં-વાળા આખાખાઉઓ; જેઓને ખાવા પીવા અને મોજમજાહ કરવા માટે કશી બાધ નથી, પણ જેઓને મેહનત મજુરી કરવી જીવ ઉપર આવેછે, તેવાઓ માટે આ રમુજી કેહુવતો આપણને જડેછે: "આખુનજી લકડી તોડશો? તોકે' ઓ કાફરકા કામ; આખુનજી ખીચડી ખાશો? તોકે' ઓહ! બિસમલ્લા!" "હાથ પગ તો પાણી પાણી ને અન્ન બોત ભાવે, કામ પર તો જીવ નહિ લાગે, ને એઠાં ગીત ગાવે." એ મજમુનને મળતી બીજી એક વધુ કેહુવત આપણને મળેછે, તો જોકે તે એટલી રમુજી નથી: "માયનો મેહુલ્લો, ખાવામાં પેહુલ્લો, ને કામ કરવામાં છેલ્લો." કેટલાક ધણીઓ, પોતાની પંરણેતરો ઉપર, નજીવી બાબદોમાં, કેટલો બધો રોબ કશી,

દમામ કરવા જાયછે તે સંબંધમાં આ કેહવત ઘણી રમુજ ઉપજાવેછે: "ધણી રે ધણી! તાહરી ધંમક ઘણી, લાચો તો એક મુરાની પણી, ને લેરે શેતાનની જણી!" કોઈ મુરખને એક કામ નહિ કરવા કેહવા છતાં તે, પોતાની કમ-અક્કલને લીધે, કેવો છબરડો કરી સામો ઘાણ કાહડેછે, તે માટે કેહતી છે કે "ડોસી બોલતી ના! તોકે' નહિ રે બાપા!" એજ મતલબની એક બીજી કેહવત વળી એક વાણિયા અને તેની મુસલમીન ચાકરડીની પેલી રમુજી વાત ઉપરથી ઉત્પન્ન થઇછે કે જેમાં વાણિયાએ એક બકરીને મારી નાખી, તે બીના કોઈ આગળ પણ નહિ બોલવા, પોતાની ચાકરડીને ફરમાવ્યું, તો તેણી આખી બજારે બબડતી ગઇ કે "બનિયાને બકરી મારી, ઔર મેરેકુ કહા કે 'બોલતી ના,' તો મેરેકુ ક્યા પડી કે મએં બોલું." હદ વિનાની શોખઇ દર્શાવવા બોલેછે કે "શોખની બલા દૂર, જેમ પડે ખાસડાં તેમ આવે નૂર!" "શોખને કુલ્લે ઝાડ ઉગ્યું, તોકે' ભલે! મહને છાંયડો થયો!" "નાક કટા તો કટા, પણ ઘી તો ચટા!" "જુત્યાં ખાઇ તો ખાઇ, પણ મખમલકી!" સેહેજ બોલમાં બોલનારને પકડી લઇ તેને માથે પડનારાં માણસો સંબંધી આ કેહવતો ખચીત રમુજી છે: "બાવાજી નમો નારાયણ! તોકે' તેરેજ ઘર ધામા!" "માહરાજ! જમશો કે? તોકે' જમીશું, ને સીધું પણ લઈશું!" "વેહવાઈ નાતરૂં કરો, તોકે' હા વેહવાણ તમારીજ સાથે!" આવી રીતની ચાલ ચલાવવા માટે કેહવતોમાં ભાટ બ્રાહ્મણ વધુ

પકડાયલા જણાયછે, કારણ કેહવાયછે કે "ભાટ બ્રાહ્મણનું લાકડું વણુપેસાડયું પેસે, રસ્તે જતાં મળ્યા હોય, તો ઘેર આવીને બેસે!" વળી એવાઓ ઉપર સેહેજ ઉપકાર કરવા જતાં તે કેટલો ભારી પડી જાયછે તે આ ઉપરથી સમજાયછે: "લાધ દે, લધામણુ દે, લાધનેવાલા સાથ દે, ઓધનેકા પટ્ટુ દે, બેઠનેકા ટટ્ટુ દે, ખાનેકા લડ્ડુ દે, જગન્નાથકુ પોંહચા દે!" વળી આ દુનિયામાં ઘણાંક નગુણાંઓ એવાં હોયછે કે તેઓને માટે ગમે એટલો જીવ પટકી ભલું કરતાંબી તેઓની ખાતરમાં કશું ઉતરતુંજ નથી. આવાંઓનાં સંબંધમાં કેહતી બોલાયછે કે "માથું વાહડી ઓસીકે મેલ્યું તોકે' મહને ખુંચેછે!" જોકે સચ્ચાઈ જેવી ઉત્તમ નીતિ બીજી કશી નથી, અને તે જાળવવા માટે ઘણાક કીમતી બોધો કેહવતોમાં કહેલા છે, તોપણ, ઘણી વેળા, ઇનસાનને એવા સંજોગોમાં આવી પડવું પડેછે કે જે વેળાએ, શેખ સાઅદીના અમર વચનો મુજબ, "ફિતનો–ઉસકેરનારી સચ્ચાઇ કરતાં ભલાઇના મિશ્રવાળી જુઠઇ," વધારે કારગત જણાયછે. તેવા સંજોગો માટે રમુજી ઢબે કેહવાયલું છે કે "સભા સોહંતું બોલ્યે, જેમ રીજંતો રાય, કીડીએ કુંજર ગળ્યો, તો હાજી હા કેહવાય!" "સભા સોહંતું બોલ્યે, જેમ પતીજે રાય, મગતરે હસ્તી ગળ્યો, તો હાજી હા કેહવાય!" "જીનકે ગાંવમેં બસ્યે ઉનકો હાંજી હાંજી કીજ્યે, બીલ્લી ઉંઠ લેકર ચલી, તો હાંજી હાંજી કીજ્યે!" ઘણીક વેળા શોખઈ ભરેલા જવાબો પણ કેટલી હદ સુધી લેઈ જવામાં

આવેછે તે આ રમુજી કેહવત શિખવેછે: "સમુ જોખજો, તોકે' ઘડોજ કોણ કરેછ?" નહિ બનતી ચીજો બની શકે એવી ઘોંસ મારવા સંબંધમાં આ કેહવત અતિશય રમુજ ઉપજાવેછે: "બેહરો કહે બુમ પડી, આંધળો કહે એ આવ્યો રે! નાગો કહે મહને લુટી લેશે, ને પાંગલો કહે પગ ભાંગ્યો રે!" હિંચકારા માણસો ઠાલી હિંમતનું ડોલ ઘાલતા હોય તો "મારતેકી પીછુ, ઓર ભાગતેકી આગુ" એ કેહવત તેવાં ડોલનું ઘણું અચ્છું તોલ કરી આપેછે. કેટલાંક આસામીઓ ઘણું ખાનારાં હોવા છતાં જ્યારે પોતે સેહજસાજ ઉપર નિર્વાહ કરનારાં હોય એવું ડોલ દેખાડેછે ત્યારે આ કેહવત તેઓને ખચીત હસીમાં લાવી નાખેછે: "માહરી સુનાબાઇ કાંઇ નહિ ખાય, શીરા ને સો પુરી ખાય, વાટું ભરીને ખીર ખાય!" બિસાદ વગરની બાબદમાં મોહટા દમામનું રૂપ ધારણ કરવામાં આવે તેના સંબંધમાં બોલાયછે કે "લે બે ઘડા, ઓર કર બે ધડા, ઓર સવા પેસાકા ઘી દે!" ઘણી વેળા દુનિયા-વ્યવાહરમાં આપણે જોઈએ છિએ કે પૈસા ઉછીના લેતી વેળાએ લોકો કેટલા કાલાવાલા કરેછે, અને પાછા આપતી વેળાએ તેઓ પોતાના માંગનારને કેવી રીતની બુમ પડાવેછે, બલકે તે પાછા આ-પવાના મુદલજ અખાડા કરેછે. "લેના ઉસકા દેના નહિ, ઓર મંગે ઉસકા સિર કાટું" એ કેહવત માનવીની એ ખાસિયત બરાબર બતાવેછે. કેટલાકો તો વળી પોતાનું કરજ ઉડાવવામાં એવી રીતના બાંગડ હોયછે કે તેઓની તેવી લુચ્છાઈ મનમાં

કલ્પવી પણ ઘણી વેળા મુશ્કેલ થઇ પડેછે. એવાઓનાજ સંબંધમાં કદાચ આ કેહવત બોલાતી થઇ હશે કે "સોકા હુવા સાહઠ, આધા ગયા નાહઠ, દસ દેયંગે, દસ દિલાઇંગે, ઓર દસકા દેનાબી કયા, ઓર લેનાબી કયા!" દરજીઓની લુચ્છાઈ સંબંધી કેહવતો આપણે આગળ તપાસી ગયા છિએ, પણ એક દરજી પોતે એકજ આસામી હોવા છતાં, તે એકના છ આસામી કેવી સિફતથી ગણાવી ભોલાંઓને ઠગી જવાની શક્તિ ધરાવેછે તે દેખાડવા બોલાયછે કે "સુઈ, મેરાઇ, ને દરજી, અમે ત્રણ જણા, ગજ, કાતર, ને દોરો, અમે છ જણા!"

આ મુજબ રમુજી કેહવતો પણ હજી બીજી ઘણી ટાંકી શકાય, પણ નમુના તરીકે આટલીજ બસ થશે.

કેટલીક કેહવતો, અને તેમાં, મુખ્ય કરી, પારસીઓ વચ્ચે વપરાતી

**કેહવતો, પુરૂષ યા સ્ત્રીનાં નામો ઉપરથી,**

ચાલુ થયલી, આપણા જોવામાં આવેછે. જેમકે "બહમન અતરંગ," "સુખલો જામાસ્પ," "નવલશાહ હીરજી," "નવલશાહ ઓરી," "બેજન સુરતી," "સોલુ સમજુ," "પેસુ સમજુ," "લોઠીનો કાઉસ." આ ફક્ત વિશેષ નામો છે કે જે નામો, તે અસલ ધરાવનાર ધણીના જેવા ગુણ દોષવાળા આદમીને, લાગુ પાડવામાં આવેછે. પણ કેટલાંક નામની સાથે તો તેવા ગુણ દોષ, યા તે દર્શાવનારા શબ્દો, યા તેવી ખાસિયતોનું વર્ણન, જોડવામાં આવ્યુંછે. જેમકે

"હોરમજ બાટલા, નાક કાન કાટલા," "દોલાના ઘોડા જેવી ચાલ," "ખરશેદજી માણેકજી કરવું," "દીકરા ધનજી ભોટના," "દાદીશેઠના સાથનો," "નવલાઈ શેખજીએ ખાડો ખોદયો, તો નવલાઈ શેખજીજ પડ્યો," "સપલાની ભીખાઈ, ને ચકલે ચકલે પીખાઈ," "સપલાની મેહરી, ને માએ સાથે વેરી," "હાપાનો બેહલો, કામ કરતી વખત ઘેલો, ને જમતી વખત પેહલ્લો."

કેહવતો મધેની સૌથી ઉત્તમ અને ઉમદા તે કેહવતો ગણવી જોઇએ કે જે ખોદાતાલા સર્વ–શક્તિમાન, સર્વ–જ્ઞાની, સર્વ–વ્યાપક, અતિ દયાળુ અને ઇનસાફી છે એમ ઇનસાનને શિખવેછે.

## ખોદા વિષેનું જ્ઞાન

જે માનવી જાતને આ દુનિયા મધે પંથરાયલા જુદા જુદા ધર્મો શિખવેછે તે જ્ઞાન કેહવતોનાં ચાનક આપનારાં રૂપમાં તેમનાં મગજ ઉપર હરદમ ઠસેલું અને ઠસેલુંજ રહે એ કેહવતોની મોહટામાં મોહટી કીમત સમજવી જોઇએ. એવાં જ્ઞાનમાં ગુજરાતી ભાષાની કેહવતો કાંઇ કમતી નથી. જેમકે ખોદાની અપાર શક્તિ માટે બોલ્યે છિએ કે "ખોદા કરે તે થાય," "ખોદા ચાહે તે કરે," "ખોદાના હોકમ વગર એક પાતરૂંબી નહિ હીલે," "હરી કરે સો હોય," "પરમેશ્વરનું ધાર્યું થશે." તે સાહેબ સર્વ–જ્ઞાની છે માટે બોલાયછે કે "પરમેશ્વરથી શું છાનું?" તેની અપાર ભલાઈ, તથા કરમ

બખ્શેશ માટે બોલ્યે છિએ કે "ખોદા જેવો સાહેબ છે, તે ભુખાં ઉઠાડેછ, પણ ભુખાં સુવાડતો નથી," "પરમેશ્વરે દાંત આપ્યાછ તે ચાવણું પણ આપશે," "ખોદા જ્યારે આપવા માંગેછ ત્યારે તમાચો મારીને આપેછ." તેમજ તે સાહેબની મેહરબાની આગળ ઈનસાનની ગમે એવી ભુંડું કરવાની શક્તિ તદ્દન લાઈલાજ છે તે માટે કેહવાયછે કે "ખોદા પાધરો, તો વેરી આંધળો," "ખોદા રાખનાર, તેને કોણ મારનાર?" "રામ રાખે તેને કોણ ચાખે?" "રામ રક્ષે, તેને કોણ ભક્ષે?" "પરમેશ્વર હોય પાધરા, તો વેરી થાય આંધળા." વળી તે સાહેબની કરમ બખ્શેશ કેવી અપાર ભલાઇ વાળી છે કે બોલવામાં આવેછે કે "ખોદાની મેહર, ત્યાં લીલા લેહર," "ખોદા મેહરબાન, તો ગદ્ધા પેહલવાન," "ખોદા મેહરબાન, તો જગ મેહરબાન." ખોદાતાલા ઈનસાફી છે માટેજ કેહતી છે કે "ખોદાનું ઘેર રાસ્ત છે." અને વળી તે સાહેબ જેમ ઈનસાનની ભલી કરણી માટે તેને પોતાના ગેબી ખજા-નાથી નવાજેછે, તેમ તેનાં બુરાં કરતુક માટે તેને શિક્ષા પોંહચાડવા કશી પણ ચેતવણી વિના તૈયાર રહેછે, તે માટે કહીએ છિએ કે "ખોદાની લાકડીને અવાજ નથી." આ મુજબ ઈશ્વરની અપાર શક્તિ તેમજ બુલંદી માટે આપણી કેહવતો આપણને ઘણું શિખવેછે.

## કેહવતોની સમજણ,

અને તેઓને ઘટતી જગ્યાએ લાગુ પાડવા માટેની સંભાળ,

કેટલી જરૂરની છે તે, તેનો બારીક અભ્યાસ કરનારાઓનેજ, રોશન છે. કેહુવતોમાં જે શબ્દો વપરાયલા હોય તે શબ્દો જે અર્થ સુચવે તે કરતાં વધારે ઉંડો ભરમ, અને વધારે ઉંડી ફિલસુફી, તેની અંદર સમાયલી હોયછે. એ માટેનો એક ઘણોજ ધ્યાન આપવાજોગ દાખલો દૉકતર ટ્રૅન્ચ પોતાનાં પુસ્તકમાં આપેછે, અને તે જે કેહુવત આપણે ગુજરાતીમાં "પંચ કહે તે પરમેશ્વર" એવી રીતે બોલ્યે છિએ તેના સંબંધમાં છે. તે કહેછે કે

"The Latin proverb, '*The voice of the people, the voice of God*,'[1] is one which it is well worth our while to understand. If it were affirmed in this that every outcry of the multitude, supposing only it be loud enough and wide enough, ought to be accepted as God's voice speaking through them, no proposition more foolish or more profane could well be imagined. But *the voice of the people* here is something very different from this. The proverb rests on the assumption that the foundations of man's being are laid in the truth; from which it will follow, that no conviction which is really a conviction of the universal humanity, but reposes on a true ground; no faith, which is indeed the faith

1. Vox populi, vox Dei.

of all mankind, but has a reality corresponding to it: for, as Jeremy Taylor has said: 'It is not a vain noise, when many nations join thair voices in the attestation or detestation of an action:' and Hooker: 'The general and perpetual voice of men is as the sentence of God Himself. For that which all men have at all times learned, nature herself must needs have taught; and God being the author of nature, her voice is but His instrument."[1] The task and difficulty, of course, must ever be to discover what this faith and what these convictions are; and this can only be done by an induction from a sufficient number of facts, gathered from sufficiently diverse quarters, and in sufficiently different times, to enable us to feel confident that we have indeed seized that which is the constant quantity of truth in them all, and separated this from the inconstant quantity of falsehood and error, evermore offering itself in its room; that we have not taken some momentary cry, wrung out by interest, by passion, or by pain, for *the voice of God*; but claimed this august title only for that true voice of humanity, which, unless everything be false, 'and earth's base

1. *Eccles. Pol.* i. § 8.

built on stubble,' we have a right to assume an echo of the voice of God."[1]

સેવટે, આ વિષય સમાપ્ત કરતાં

**કેહવતોના અભ્યાસ**

**સંબંધી એક ઘણીજ અગત્યની બાબદ ઉપર સહેજ વિવેચન કરવાની જરૂર જણાયછે. આ પુસ્તક મધે નજર કરતાં, ઠારે-ઠાર, એક ગુજરાતી કેહવતની હેઠળ, તેને મળતાજ વિચાર દર્શાવનારી જુદી જુદી અનેક ભાષાઓની કેહવતો, વાંચનારને માલમ પડશે. હવે, જુદી જુદી પ્રજાઓ વચ્ચેની કેહવતોનું એ સરખાપણું, એક ઘણાજ ગુંચવણ ભર્યા સવાલને જનમ આપેછે, અને તે એવી કેહવતોની અસલિયાત નક્કી કરવા સંબંધી છે. કેહવતોના દરેક સંગ્રહ કરનાર, તેમજ અભ્યાસી, બલકે એક સાધારણ વાંચનારને પણ, આ તો સારી રવેશે જણાયલી બીના છે—અને આ પુસ્તક ઉપર એક અછડતી નજર કરી જોતાં પણ વાંચનારને જણાશે—કે ઘણીક કેહવતો દુનિયા મધે બોલાતી એવી છે કે જેમાં, જોકે તેજ શબ્દો નહિ, તોપણ, એક સરખાજ વિચારો, એકસરખીજ કલ્પના, અને એકસરખાજ બોધો સમાવેલા હોયછે. જે પ્રજાઓ મધે એવી કેહવતો વપરાતી હોયછે તે એકકથી ગમે એટલી દૂર વસનારી હોય, તેમનો સુધારો વધારો એકકથી ગમે એટલો ઓછો વધતો હોય, તોપણ આટલી વાત તો સિદ્ધ છે કે તેઓ વચ્ચે વપરાતી**

1. *Proverbs and Their Lessons*, pp 130-131.

એવી કેહવતોનો મજમુન એકનો એક છે. અને તોપણ, તેવી કેહવતો ઉત્પન્ન કરનારી પ્રજા કેઈ, અને તેની નકલ કરનારી પ્રજા કેઇ, તે ઠેરવવું ઘણું મુશ્કેલ, અને નહિ બની શકે એવું, કામ જણાયછે. આ સંબંધમાં આર્ચબીશપ ટ્રેન્ચ કહેછે કે:—

"There is indeed nothing in the study of proverbs, in the attribution of them to their right owners, in the arrangement and citation of them, which creates more perplexity than the fact of finding the same proverb in so many different quarters, current among so many different nations. In quoting it as of one, it often seems as if we were doing wrong to many, while yet it is sometimes almost, or oftener still altogether, impossible to determine to what nation it first belonged, so that others drew it at second hand from that one; even granting that any form in which we now possess it is really the oldest of all. More than once this fact has occasioned a serious disappointment to the zealous collector of the proverbs of his native country. Proud of the rich treasures which in this kind it possessed, he has very reluctantly discovered, on a fuller investigation of the whole subject, how many of these which he counted native, the peculiar heirloom and glory of his own land,

must, at once and without hesitation, be resigned to others, who can be shown beyond all doubt to have been in earlier possession of them: while in respect of many more, if his own nation can put in a claim to them as well as others, yet he is compelled to acknowledge that it can put in no better than many competitors, and frequently a claim not as good as theirs."[1]

ટ્રેન્ચના આ છેલ્લા વિચાર સંબંધી એક જાણવાજોગ દ્રષ્ટાંત દીઝરયલીની "Curiosities of Literature." ઉપરથી મળી આવેછે, જ્યાં તે સ્કૉતીશ કેહુવતોનો સંગ્રહ કરનાર કૅલીનો દાખલો આપેછે. આ ધણીએ, ઘણી માહુભારત મેહનતે, સર્વે સ્કૉતીશ તરીકે જણાયલી કેહુવતો એકઠી કરવા પછી, કહેછે કે, તેના જાણુવામાં આવ્યું કે જે કેહુવતોને તે અસલ સ્કૉતીશ તરીકે જાણતો હતો તે ખરેખરી તો ફક્ત ઇંગ્રેજીજ નહિ, પણ ફ્રૅંચ, ઇતૅલ્યન, સ્પૅનીશ, લૅતીન અને ગ્રીક કેહુવતો હતી. આથી તેને ભારી નિરાશી ઉપજી હતી.

પણ ત્યારે દુનિયા મધે વપરાતી જુદી જુદી પ્રજાઓની ચોકસ કેહુવતોમાં આવું અજબ સરીખું એકસરખાપણું શા કારણુથી હશે? આનો જવાબ ખુદ દીઝરયલીના પોતાનાજ શબ્દોમાં આપેલો ઘણો અસરકારક થશે:

"The resemblance of certain proverbs in different nations must, however, be often ascribed

1. *Proverbs and Their Lessons*, p. 29.

to the identity of human nature; similar situations and similar objects have unquestionably made men think and act and express themselves alike. All nations are parallels of each other! Hence all paræmiographers, or collectors of proverbs, complain of the difficulty of separating their own national proverbs from those which had crept into the language from others, particularly when nations have held much intercourse together."[1]

કેહુવતોનું આ સરખાપણુ કેવું વિચિત્ર, તથા આપણને વિસ્મય પમાડે એવું, છે, તે, આ પુસ્તક મધે સમાવેલી એવી એકસરખી કેહુવતોની સેહજ તપાસ ઉપરથી માલમ પડશે. દાખલા તરીકે "કાગડો કોયલને હસે" એ કેહુવત લેઈએ, અને એનેજ મળતા, જુદી જુદી ભાષા મધે દર્શાવેલા, કેહુવત-રૂપી વિચારો તપાસ્યે. ઈંગ્રેજી ભાષા મધે આ કેહુવતનો મજમુન બતાવવા ઓછામાં ઓછી આંઠ કેહુવતો મળી આવેછે, પણુ તે મધેની એકજ લઇએ તો તેમાં કહેછે કે "મેસવાળી ભઠ્ઠી કાળી ચીમનીને હસે છે." ફ્રેંચ લોકોમાં કહેછે કે "કીતલી કહડાને ડાઘિયલ કહેછે." ઇતૅલ્યનો આ કેહુવત વાપરેછે: "કહડો તપેલીને કહેછે, 'આઘે રેહ! તું મહને ડાઘા પાડશે!'" સ્પૅનીશમાં પણુ આબાદ તેજ વિચાર છે. ડેનીશ કેહુવત છે કે "'છટ! તું કેવો કાળો છે,' એમ કીતલીએ કહડાને કહ્યું."

---

1. *Curiosities of Literature*, "The Philosophy of Proverbs."

ૃચ લોકો બોલેછે કે "કહુડો કીતલીને ઠપકો આપેછે 'કે તું કાળી છે'!" ચીનાઓ કહેછે કે "કાગડો ડુક્કરના કાળાશ માટે તેને હસ્યો." બંગાલીઓમાં બોલાયછે કે "ચાલણી સોયને કહેછે કે 'તારે છેડે તો એક કાણું છે.'" આપણી કેહુવત "ચારણી કરવડાંને હિણે" તેને આ કેવી આબાદ મળતી આવે છે. રશ્યનોમાં કેહુવત છે કે "એક ડુક્કર ઘોડા પાસે ગયું અને બોલ્યું, 'તાહુરા પગ વાંકા છે, અને તારા બાલ કોડીની કીમતના નથી.'" બોહીમ્યન લોકોમાં બોલાયછે કે "કીતલી કહુડાને સતાવેછે. (પણ) તમે બંધે કાળાં છો." ગ્રીક કેહુવત છે કે "ગધેડાએ કુકડાને કહ્યું 'મોહટાં–માથાંનો.'" જ્યારે સંસ્કૃતમાં તો એ કેહુવતનો ભાવાર્થજ કેહુવત તરીકે બોલાયછે: "જેઓ બીજાંઓની ખામીઓ શોધેછે તેમને પોતાની ખાંપણોનું ભાન નથી." ફારસીમાં બોલાયછે કે "એક દેગે બીજી દેગને કહ્યું કે 'તાહુરી બેઠક કાળી છે.'"

એક બીજો દાખલો લઈશું, કે જેમાં અજાયબી એ છે કે તે કેહુવત મધે સમાવેલો વિચાર બીજી પ્રજાઓની કેહુવતોમાં પણ ઘણો ખરો આબાદ તેજ શબ્દોમાં દર્શાવેલો જણાયછે: "ગાજતા મેહુ વરસે નહિ, ને ભસ્તા કુત્તા કાટે નહિ" એ ગુજરાતી ભાષામાં એક સાધારણ કેહતી છે. ઈંગ્રેજીમાં કહેછે કે "ભસતા કુત્રા કવચીતજ કરડેછે." સ્કૉચ લોકોમાં બોલાયછે કે "ઘણું ભસનારા કરડનારા હોતા નથી." ફ્રેંચો કહેછે કે "દરેક કુતરો જે ભસેછે તે કાંઈ કરડતો નથી." સ્પૅનીશ કેહુતી છે કે "ભસતો કુતરો કદી

સારો કરડનાર નિવડ્યો નથી.” જરમન તેમજ ડચ લોકો બોલેછે કે “ભસતા કુતરા કરડતા નથી.” પૉરતુગીઝ લોકો બોલેછે કે “જે કુતરો ઘણો ભસેછે તે થોડો કરડેછે.” ઇતલ્યનો કહેછે “ભસતો કુતરો કરડતો નથી.” ચીનાઓ બોલેછે કે “ગગડાટ જોશમાં થાયછે, પણ વરસાદ થોડો પડેછે.” જ્યારે ખુદ હિંદુસ્તાનમાં તેલુગુ લોકો બોલેછે કે “ભસતો કુતરો કદી કરડતો નથી.” કાશમીરીઓ બોલેછે કે “ઘણું ગરજવે કાંઈ વરસાદ પડતો નથી, અને ઘણું બોલવામાં કશો સાર નથી.” કચ્છીઓ કહેછે કે “ગજના ન વસના, ભસના ન કટના.” ઉરદુમાં બોલાયછે કે “જો ગરજતા હુએ, સો બરસતા નહિ.” જ્યારે મરાઠાઓ બોલેછે કે “ગરજેલ તે પડેલ કાય, આણિ બોલેલ તો કરીલ કાય?” ચીતેગોંગની ટેકડીઓ ઉપર વસનારી અરધી જંગલી જાતો પણ આ વિચાર દર્શાવનારી કેહવતથી બકાત નથી. તેઓમાં બોલાયછે કે “ભરેલો ઘડો છલકાતો નથી, અને કરડનારો કુતરો ભસતો નથી.” છેલ્લું સરખાપણું ખચીતજ વિચિત્ર છે, કારણ કે સુધરેલી દુનિયા સાથના અતલગના વ્યવાહુરમાં એ જાતો આવી શકે, અને તેઓના આચારવિચારો ઉપાડી લેય તેવી તેઓની સ્થિતી જણાતી નથી, અને તોપણ સઘળી સુધરેલી પ્રજાઓના ઉપલા વિચાર સાથનું તેમનું એકમળતાપણું ખચીત અજાયબી ઉત્પન્ન કરનારૂં છે. અને આ છેલ્લો દાખલો દીઝરયલીનું ઉપર ટાંકી બતાવેલું મત ખરૂં પાડેછે કે “એકસરખા

સંજોગો, અને એક સરખી બાબદોએ માણસજાતમાં એક સરખા વિચારો ઉત્પન્ન કીધાછે, અને તેઓએ તે વિચારો એકસરખીજ ભાષામાં દર્શાવ્યાછે."

એક વધુ દાખલો લઇએ: "જર, ચાહે સો કર." ઇંગ્રેજીમાં બોલાયછે કે "પૈસો આ દુનિયાનો બાદ્શા છે." ફ્રેંચો કહેછે કે "પ્યાર ઘણું કરી શકેછે, પણ પૈસા સર્વ ચીજ બજાવી આપેછે." લૅતીનમાં બોલાયછે કે "સર્વ ચીજ પૈસાને આધીન છે." જરમનો કહેછે કે "જ્યાં પૈસો બાબડેછે, ત્યાં સર્વ તકરાર બાજુ રહી જાયછે." પૉરતુગીઝો બોલેછે કે "પૈસો સર્વ ચીજનું માપ છે." દેનીશ લોકોમાં બોલાયછે કે "રાજ–સભાના બાર સભાસદો કરતાં પૈસો વધારે સુભાષિત છે." અને દચ લોકો બોલેછે કે "પૈસો એ સત્તા સમાન છે." ચીનાઓ બોલેછે કે "પૈસા વડે તમે દેવો ઉપર પણ હુકમ ચલાવી શકો; તે વગર એક માણસને પણ તમો બોલાવી શકો નહિ." તામીલ ભાષામાં બોલાયછે કે "પૈસો શું કરી શકેછે? તે દસ ચીજ બજાવી શકેછે." તેલુગુમાં કેહવાયછે કે "એક માણસ અગર એક લોંડીને પેટેથી અવતર્યો હોય, તોપણ પૈસા વડે તે એક રાજા બરાબર છે." ફારસીમાં કહેછે કે "સોના આગળ પોલાદબી નરમ થઈ જાય." જ્યારે હિંદુસ્તાનીમાં બોલાયછે કે "ઝરદારકા સૌદા હુએ, બેઝરકા ખુદા હાફેઝ." સંસ્કૃતમાં બોલાયછે કે "સર્વ પૈસાને વશ છે."

હવે એક બીજો વધુ દાખલો લઇશું, કે જે, ઉપર ટાંકેલા દાખલાઓ કરતાં, હજી વધુ સરસ રીતે જુદી જુદી પ્રજાઓનાં અવલોકનનું એકસરખાપણું સાબેત કરી આપેછે. ગુજરાતીમાં આપણે કહીએ છિએ કે "તેજીને ટુંકારો, ને ગધેડાંને ડીફાં." હવે એજ વિચાર કેવી રીતે જુદી જુદી પ્રજાઓમાં પસરેલો છે તે તપાસ્યે. ઈંગ્રેજીમાં કહેછે કે "દાનાવ માણુસને એક શબ્દ બસ છે." "દાનાવને ઈશારત, અને મુરખને સોટી." બાઈબલમાં: "એક મુરખ ઉપર સો ઝપેટા જેટલી અસર કરેછે તે કરતાં એક દાનાવ માણુસ ઉપર સેહજ ઠપકો વધુ અસર કરેછે." સ્કૉચ: "એક દાનાવને માટે અરધીજ વાત બસ છે." ફ્રેંચ: "તેજીને અરધોજ શબ્દ." જરમન, ઇતૅલ્યન, પૉરચુગીઝ તથા લૅતીન એ ચાર ભાષામાં બોલાયછે કે "દાનાવને એક બોલ બસ છે." દચ: "દાનાવને અરધોજ બોલ બસ છે." કાશમીરી: "એક મુરખને સો ફટકા, પણ તેજી માણુસને એક શબ્દ." ચીનાઇ: "જાતવંત ઘોડાને એક ચાબક બસ, સમજુ માનવીને એક બોલ બસ." બિહાર: "ભલા ઘોડાકે એક ચાબુક, ભલા માનુખકે એક વાત." હિંદુસ્તાની: "અક્કલમંદકો એશારા કાફી હુએ." "ભલે ઘોડેકુ એક ચાબુક, ભલે આદમીકુ એક બાત." મરાઠી: "ગાઢવાસ ટોણપા, તેજિસ ઈશારા." ફારસી: "દાનાવ માણુસ ભવાનાં એકજ ઈશારાથી કામ કરેછે." તેલુગુ: "દાનાવને એક સખુન દવા બરાબર છે." તામીલ: "ભલા બેલને એકજ ફટકો, અને

ભલી ઓરતને એકજ બોલ બસ છે." યાહુદીઓમાં: "દાનાવને એક ઈશારત, અને મુરખને સોટી."

આ પ્રમાણે કેહવતોનાં આવાં અજબ સરખાં એક-મળતાપણાં માટે હજી બીજી ઘણી કેહવતોની શાહદતો આપી શકાશે, પણ તેમ કરતાં આ વિષય બહુ લંબાણ થતો હોવાથી અંહિ બીજો એક જાણવાજોગ દાખલો ટાંકી આ બીના ખતમ કરીશું. એ દાખલો "સબસે બડી ચુપ" છે. ઈંગ્રેજોમાં બોલાયછે કે "ચુપકીદી ડાહપણ છે, અને તેથી મિત્રો મળેછે." "ચુપકીદીથી કદી નુકસાન પોંહચતું નથી." "ચુપકીદી એખત્યાર કરજે." જરમન: "ચુપકીદીથી કોઈ પણ આદમી પોતાનો ઘાણ વાળતું નથી." "બોલવું રૂપેરી છે, પણ ચુપકીદી સોનેરી છે." ઇતૅલ્યન: "જે બોલેછ તે વાવેછ, જે ચુપ રહેછ તે લણેછ." સ્પૅનીશ: "જે ચુપ રહેછ તે લુમકો મેળવેછ." દચ: "ચુપ-કીદી વધારે કારગત લાગેછે." દેનીશ: "બોલવા માટે વારંવાર પસ્તાવો કરવો પડેછે, ચુપકીદી માટે કવચીતજ." ચીનાઇ: "મોહડું બંધ રાખવામાં જેટલી સલામતી છે તેટલી તે ખોલવામાં નથી." કાશમીરી: "ચુપકીદી નફાકારક છે." તામીલ: "ચુપકીદી હજારો સુન્નાના સિક્કાને તોલની છે." "ચુપકીદી એ ડાહપણનો કોટ છે." અરબી: "ચુપકીદી એ દિલની મિઠ્ઠી દવા છે." તરકીશ: "જીભ એક, અને કાન બે છે, માટે સાંભળ." સંસ્કૃત: "ચુપકીદીથી સર્વ સ્વાર્થ

સંધાયછે." હિંદુસ્તાની: "સબસે ભલી ચુપ." ફારસી: "સો ઝબાનોમાં ખામોશીની ઝબાન સૌથી સરસ છે."

આ પુસ્તકના સફાઓ ઉઠલાવતાં, એ પ્રમાણે, વાંચનારને એવું મળતાપણું બતાવનારી કેહવતો જગેજગ મળી આવશે, જેનો અભ્યાસ જેટલો મનોરંજક, તેટલોજ ફાયદા ભરેલો છે.[1]

આ વિષય ઉપરથી, ત્યારે, વાંચનારની ખાતરી થઇ ચુકી હશે કે

**કેહવતોનો વાપરવસ**

જેટલો પસંદ કરવા લાયક અને ઉપયોગી છે તેટલોજ, બલકે તે કરતાં વધારે ઉપયોગી તેનો અભ્યાસ છે. માણુસાઈ અનુભવ અને અવલોકનની કોઇ પણ શાખા એવી નહિ હશે કે જે કેહવતમાંથી બકાત રહી ગઈ હોય. ઈનસાનની દરેક ખુબી અને ખામી, તેના સદગુણો અને દુર્ગુણો, તેની બીમારી અને તનદોરસ્તી, બીજાં ઇનસાનો તથા આ દુનિયા સાથનો, તેમજ પોતાના પેદા કરનાર સાથનો, તેનો સંબંધ, સંસારની દરેક સગાઈ, પશુ અને પક્ષીઓ, પાણી, પવન, ઝાડપાન, આ દુનિયાની

---

૧. નીચલા નંબરની એવી કેહવતો ઉપર વાંચનારનું ખાસ ધ્યાન ખેંચેલું વ્યર્થ જશે નહિ: નંબર ૩૦૮૧, ૩૧૦૧, ૩૨૯૧, ૩૨૯૬, ૩૩૧૨, ૩૩૨૦, ૩૩૨૭, ૩૪૬૧, ૩૫૬૮, ૩૭૭૬, ૫૦૫૩, ૫૨૩૮, ૫૪૭૯, ૫૭૭૩, ૫૯૬૨, ૫૯૮૭, ૬૦૮૭, ૬૩૦૯, ૬૩૩૧, ૬૩૭૬, ૬૪૩૧, ૬૪૫૩, ૬૭૫૨, ૭૪૯૧, ૭૬૯૫, ૭૭૮૧, ૮૭૫૨, ૯૫૭૦, ૧૦૦૫૫, ૧૦૪૬૭, ૧૦૫૨૪, ૧૧૦૯૨, ૧૧૧૮૨.

ઘણીક પેદાશો, રૂતુ, વાતાવરણ, આકાશ, સૂર્ય, ચંદ્ર, કાંઈ પણ લેવો તો તે, કેહવતના સર્વ-વ્યાપક પંજામાંથી, છટકવા પામ્યાં નથી. દીઝરયલી કહેછે તેમ "Proverbs embrace the wide sphere of human existence, they take all the colours of life, they are often exquisite strokes of genius, they delight by their airy sarcasm or their caustic satire, the luxuriance of their humour, the playfulness of their turn, and even by the elegance of their imagery, and the tenderness of their sentiment. They give a deep insight into domestic life, and open for us the heart of man, in all the various states which he may occupy. A frequent review of proverbs should enter into our readings; and although they are no longer the ornaments of conversation, they have not ceased to be the treasures of Thought!"

અને હવે, આર્ચબીશપ ટ્રેન્ચ કે જેનાં કેહવતો વિષેનાં કીમતી પુસ્તક ઉપરથી ઘણાક પેશ પડતા ઉતારાઓ, આ વિષય દરમ્યાન, વારંવાર કરવાની લાલચ હું દબાવી શકયો નથી, તે વિદ્વાનના અસરકારક બોલોમાંજ હું આ બાબદ

**સમાસે**

કરીશ. કેહવતોના વાપરવસ અથવા અભ્યાસ સામે જેઓને

સુગ અથવા અભાવ હોય તેઓએ એ પ્રસિદ્ધ ધર્મ-ગુરૂના નીચલા અમૂલ્ય વચનો જરૂર ગોખી રાખવા જોઈએછે:

"The fact that they please the people, and have pleased them for ages,—that they possess so vigorous a principle of life, as to have maintained, many of them their ground, ever new and ever young, through all the centuries of a nation's existence,—nay, that proverbs not a few have pleased not one nation only, but many, so that they have made themselves a home in lands the most different,—and further, that they have, not a few of them, come down to us from remotest antiquity, borne safely upon the waters of the great stream of time, which has swallowed so much beneath its waves,—all this, I think, may well make us pause, should we be disposed to turn away from them with indifference or disdain."[૧]

**જી. પે. મી.**

---

૧. *Proverbs and Their Lessons*, p. 2.

# કેહવત-માળા.

ગુજરાતીમાં વપરાતી કેહવતો, દોહરા,

તથા સાધારણ વાક્યો.

# કેહવત-માળા.

ગુજરાતીમાં વપરાતી કેહવતો, દોહરા,
તથા સાધારણ વાક્યો.




અક્કર્મી દીકરો સુવાવડે મોંઘો.
અક્કર્મીની આશ નહિ, ને મુરખની પાસ નહિ.
અક્કર્મીનો દડિયો (અથવા, અભાગ્યાનો પરિયો) કાણો.
અક્કલ અંધારે વેંહચાઇ છે.
અક્કલ કાંઈ વેચાતી મલેછ?
અક્કલ પર ઇંડાં પડવાં.

અક્કલ પર એરંડીયું પડવું.

અક્કલ પુછે ફુક્કડકુ, તીનું બાત અડી, ઘન,[1] એરન, ઓર સાંનસી, તીનમાં પેહલી કૌન ઘડી.

અક્કલ બરી કે ભેંસ, (અથવા) અક્કલ બરી કે ભેંસ, તો કે' સબસે બરા પારા (અથવા, ઝાંપા.)

અક્કલ મલતી હોય તો કોઇ મુરખ નહિ હોય. ૧૦

અક્કલ વેચીને ચણા ખાધા.

અક્કલનું દોહડ.

યાને મુરખ.

અક્કલનો ઉકડ્યો.

અક્કલનો ઓથમી, મંગાવી ભાજી (અથવા, લેવા મોકલ્યો આદુ,) ને લેઇ આવ્યો કોથમી.

અક્કલનો કોટ. ૧૫

અક્કલનો ખુરદો કરવો.

અક્કલનો દુશ્મન.

અક્કલનો સમુદર.

અક્કલમંદકુ બોલાયા તો ગધ્ધેપર બેઠકર આયા.

અકલેસરમાં ધોવા ગેઇ, તે વિસરી આવી પૈયો,[2] ને ઘેર આવીને રડવા બેઠી, વાયરે એનો ભૈયો. ૨૦

અખ્ખર ઘટીને દખ્ખર દાન, ને ભુંડે ભૈયે ઓસ્યાલી રાણ.[3]

અખણ ગયા, દખ્ખણ ગયા, પણ લખ્ખણ નહિ ગયાં, (અથવા) દીલ્લી ગયા, દખ્ખણ ગયા, પણ લખ્ખણ તેનાં તે.

અખનીને થઈ ખખની, ને નકટીને થયો સરકમ, ખોડી ખાટલે સુતી, ને છીંકી છીંકીને મરી ગઇ.

---

૧ મોહટો હઠોડો.

૨ કપડાંને ધોતી વેલા તેમને કુંદવા માટે વાપરવામાં આવતો લાકડાંનો કટકો.

૩ રાંડ, બાયડી.

અખા આંધલી, ને પાંથરતાં વાહણું વાયું, (અથવા) આંધલીનું પાંથરતાંજ વહી ગયું.

અખાડા બેહદીન કાઉસ. ૨૫

અખાંતર ડાહ્યાએ ડાહપણ કર્યું, ને હીંગની કુંડમાં ઘી ભર્યું.

અગ્નિ આગલ ઘી ઓગલ્યા વના રેહ્ય નહિ.

અગ્નિમાં નાખ્યું હાથ ન આવે.

અગમ બુધિયો વાણિયો, ને પછમ બુધિયો બ્રહ્મ, તરક વગરનો તરકડો, તે મુક્કી મારે ધમ.—

અગરચે તું તવંગર થવા ચાહે તો છુપી ખેરાત કર. ૩૦

અગ્રે અગ્રે વિપ્ર,[1] જટાલો તે જોગીનો ભાગ, ને વચ્ચેનું કંદ તે આરોગે નંદ.

"એક ઠેકાણેથી એક બ્રાહ્મણ, વાણિયો, ને ગોસાંઈ એ ત્રણે જન વચ્ચે શેલડીનો એક સાંઠો મલ્યો, તેની વેંહચણ વાણિયે કરી. પ્રથમ પુછડું કાપીને બ્રાહ્મણને આપ્યું, ને કહ્યું, 'જે અગ્રે અગ્રે વિપ્ર.' પછી થડ તથા મૂલ કાપીને ગોસાંઈને આપ્યાં, અને કહ્યું જે 'જટાલો તે જોગીનો ભાગ.' વચલો સારો ભાગ પોતે રાખ્યો, ને કહ્યું જે 'વચ્ચેનું કંદ તે આરોગે નંદ.' તે ઉપર એ કેહવત છે."

અગલો દુચો, પગલો દુચો, ફ્રરામ પટેલની ગાય વ્યાય, માથું જીહકો, જીવ પટકો, વાંસથી શેલડી કેમ થવાય? (અથવા) અર્યો દુચો, પર્યો દુચો, ને ફ્રરામ પટેલની ગાય વ્યાઈ, ઉરપુર ધતુરો, શાકર શેલડી, ને વહુ થઇ બેરડી.

અગસ્તીનો વાયદો.

એટલે, એવો વાયદો કે જે કદી પુરો પાડવામાં નહિ આવે. એવી કથા છે કે વિંધ્યાચલ અને મેરૂ પર્વતને હરીફાઈ લાગી કે વધારે ઉંચે કોણ જઈ શકેછ. એ ઉપરથી તેઓએ વધવા માંડ્યું. તે

૧ બ્રાહ્મણ.

ત્યાં સુધી કે વિંધ્યાચલ પર્વત વધી વધીને છેક સુરજના માર્ગને બંધ કરવાની અણી ઉપર આવ્યો. એટલામાં અગસ્ત ઋષી આવી લાગ્યો, જેને નમન કરવા વિંધ્યાચલ હેઠો પડયો; ત્યારે અગસ્ત ઋષીએ કહ્યું "હું પાછો ફરૂં ત્યાં સુધી ઉઠીશ મા." એવું કહીને તે ચાલતો થયો, અને પાછો ફર્યો નહિ, અને વિંધ્યાચલ પર્વત પડેલો પાછો ઉઠી શકયો નહિ.

અગિઆરસને ત્યાં બારસ પરોણો.

એટલે, એક ગરીબ માણસને ત્યાં એક તેવોજ પરોણો.

અ— પાયને મરદો ભારી. ૩૫

અચ્છે દીન પીછે ગએ, ઔર હરસુ કીયો ન હેત, અબ પછતાએ કયા હોવે, કે ચીરીયા ખા ગઇ ખેત.

અજગર કરે ન ચાકરી, પંછી કરે ન કામ, દાસ કબીરા ઇયું કહે કે સબકા દાતા રામ.

અજગરને દાતા રામ.

અજબ જાઇ, ને કંટોલી હેઠે વ્યાઇ.

ખોટી વડાઈ મારનાર અને ઠીસ્યારી કરનારના સંબંધમાં વપરાયછ.

અજરો[1] અજરાને થેલે, નહિ તો સ્વર્ગમાં લેઇ જઇ મેલે. ૪૦

અજાણ ગુનાહ માફ.

અજાણાની બલા દૂર.

અજાણી અંબા, ને હાંસાની ઘોડી.

અજાણી ચીજ ખાવી નહિ, ને અજાણે માર્ગે જવું નહિ.

અજાણ્યા બાહમણે ઓકરો ખાધો તો ખાધો. ૪૫

અજાણ્યું ને આંધલું બરાબર.

અજાણ્યો ઉપાધ્યો બમણો હોમ કરે.

અજીઠું ખાય તે ચોપડાંને વાસ્તે.

---

૧ બદહજમી.

અજીઠું પાતરૂં.

જેનેથી સઉ દુર રેહ્ય એવું, સેહજ વાતમાં ઉતરી પડનારૂં માણસ.

અટક પારસીની, ને જાત હજામની. ૫૦

અટકલના ફાટિયા ભણવા.

અટકલે ઇંડાં મુકે.

અટકા બનિયા સોદા દેવે.

અટાઉનો માલ બટાઉમાં જાય.

અઠાવીસ દાહડે ચાન જોવો. ૫૫

અડપલો બ્રાહ્મણ ઓઢી બોલે, ને ભોલો વાણિયો ઓછું તોલે.

અડબોથનો ઉધારો નહિ.

અડી વેલાની ઢાલ.

અઢાર હોવાઈ ને નવ નવઇનો.

અઢારે પોશાકનો સ્વામી. ૬૦

અણગમતી સોડે સુતી, ને નહિ ગમીને ઉઠાડી મુકી.

અણી ચુકયો સો વરસ જીવે.

Threatened folks live long. (અંગ્રેજી કેહવત.)

અણી ચુકી વીસાસો.

અણીથી તે પણી સુધી.

અણીથી તે અગાર વેર. ૬૫

અણીયાલા કાંટા ઘેરીડાને સહી રેહ્યા.

અતિ લોભ તે પાપનું મુલ.

અતિ લોભે સર્વ જાય.

અતિશે નહિ બોલના, અતિશે નહિ ચુપ, અતિશે નહિ બરસના, અતિશે નહિ ધુપ.

અદલની થઈ ફજલ, ને રાવ થયો બદલ, બેહરો બોકરી ચોરી ગયો, તો માર ખાય અદલ. ૭૦

અદેખાને (અથવા, બખીલને) એવડો બલાપો, એક તો પોતાથી બને નહિ, ને બીજાનું દેખી શકે નહિ.
અધમને ભોણે બેસીને ખવાડ્યે, પણ મોહડે નહિ લગાડ્યે.
અધમનો બદલો ઉત્તમ વાલે.
અધવચમાં તરાપો દુબાડવો.
અધવાયલીમાં અતેરૂં. ૭૫
અધીરાનું કરજ કરવું નહિ.
અધીરાનું લેવું નહિ, ને ઉછીનાનું ખાવું નહિ.
અધુરામાં પુરૂં.
અધુરો ઘડો છલકાય ઘણો, (અથવા) છાલકો ઘડો ચલકાય, ને ઓછી કુલ્લી ઉભાય.

Empty vessels make most sound. (અંગ્રેજી કેહવત.)

અનકમાઉ ને ઉનાં પાણી. ૮૦
અનકસબી હજામને અસ્ત્રા ઘણા.

A bad workman quarrels with his tools. (અંગ્રેજી કેહવત.)

અનદીઠાનું દીઠું, ને જે ખાધું તે મિઠું.
અનન તાંહ સુધી તનન.
અન્ન અહારે ને ઘી વેહવારે.
અન્ન તજીને અજમો ફાકવો. ૮૫
અન્ન તેનું પણ, ને રાંધનારીને ધુમાડો.
અન્ન, ધન, દુધ પુનથી ભરપુર.

યાને, સઘલી વાતે આબાદ.

અન્ન પરાયું તેથી કંઈ પેટ પરાયું થાય?
અન્ન સમા પ્રાણ, ને પ્રાણ સમી પ્રીત.
અન્નના માર્યા નીચું જુવે, ડાંગના માર્યા ઉંચું જુવે. ૯૦
અન્નનાં આંથરાં જાય.

અનબોલાવી (અથવા, વગર તેડી) આનક, ને હાથમાં ધરી શાનક.

અનબોલાવ્યું બોલે, તે તનખલાંને તોલે.

અનમોલ મોતી સીપકો, સીપકો ના પછાનો કો કાલ, હીરો ખાનકો પાશાન માહે, નીકસત મુગતકો હે ભુપાલ.

અનલનાં ઈંડાં આશાએ પાકે. ૯૫

અનવીંધેલું મોતી નીવડે વખાણુ.

અનશક્તિવાન ભવેત સાધુ, અને કુબ્જા નારી પતિવ્રતા.

અનસમજ્યાં ઢોર, લેવા મોકલી ચીકણુ કાકડી, ને લઇ આવ્યાં ગાજર બોર.

I ask for a fork, and you bring me a rake. (અં. કે.)

અનાજ હોય ત્યારે ભોણાં આવે, ને ખાલી થાય ત્યારે પરોણા આવે.

અનાથ્યાને ગામની કનવાર. ૧૦૦

અનાથ્યો જેહ હતો તે દેરમાં ખપ્યો.

અનુભવ માણસને ડાહ્યો કરેછે.

Experentia docet. (લેતીન કેહવત.)

અપન તો કેહનેકા, કુચ કરનેકા નહિ.

અપના ઘર અ— ભર બેગાના ઘર થુક કુ ડર.

અપના નામ ખોટા પરખનેહારેકા કયા દોશ. ૧૦૫

અપના રખ, પરાયા ચખ.

અપની રાન ખોલે આપહી લાજો મરે.

અપને પેહરે જાગીએ, ઔર કભુ ન રહીએ સોએ, ના જાણું ઉસ વક્ત મેં કીસકા પેહરા હોએ.

અપને બચ્ચેકુ એસા મારૂં કે પરોસનકી છાતી ફ્તે.

(ફારસી કેહવત.) بچہ خودرا می زند کہ چشم همسایہ بترسد

અપવાસીને ઘેર ઢોલકાં. ૧૧૦

અપોતાં હોય તે કડવું પાય, ને પરાયાં હોય તે મિઠું પાય.
અફીણ ખાઇને દફીન પડવું.
અફીણ રંગ ભુતીયા, ગાંજા રંગ સુતિયા, દારૂ રંગ જુતિયાં.
અફીણનો જીવડો અફીણમાં જીવે, (અથવા) અફીણનો જીવડો શાકરમાં
નહિ જીવે.

One man's meat is another's poison. (અંગ્રેજી કેહવત.)

(ફારસી કેહવત.) یکی را نوش دیگری را نیش

معشوق من است آنکه نزدیک توزشت است

(શેખ સાઅદી.)

અબી બોલ્યા, ને અબી ફોક. ૧૧૫

To think at night, and forget at day. (અંગ્રેજી કેહવત.)

અભાગ લાગ્યાં, ને અપાસરે ગઈ.
અભાગ્યા વરને અશીશે ઓવારડી.
અભારો ભુંડો તેમાં દીકરી સાજી નહિ મલે.
અભીતરી થઈ આવવી.

કોઈનું સારૂં નહિ દેખી ખમવાના સંબંધમાં વપરાયછે.

અમથા ભાઈ કરમના આગલા, કે પરણવા પેહલાં માડવા લાગ્યા.[1] ૧૨૦
અમદાવાદની સેરી સાંકડી છે.
અમદાવાદ સો અમદાવાદડી, બરા શેહરકો ચરબ પાલડી.
અમાસને દાહડે ચંદર દેખાય.
અમૃત પીતાં કોઇ ધરાય નહિ.
અરજાં સો ઈલ્લત. ૧૨૫
અર્થ સર્યા પછે વૈદ વેરી.

When the cow is old, she is soon sold. (અંગ્રેજી કેહવત.)

અરદીએહસ્ત ને દીવાસલી, તે અરધી રાતનું હથિયાર.

---

૧. માડવાને આગ લાગી.

અરધમાં રામ, ને અરધમાં ગામ.
અરધી અરધીને મરે (એવું કંજુસ.)
અરધી ઘડીની બેહાઇ, ને આખા દાહડાનું સુખ. ૧૩૦
અરધી મુકીને આખી લેવા જાય, તે અરધીમાંથીએ જાય.

He that runs after two hares will catch neither. (અં. કે.)

અરધીની સોપારી, ને હીરોદલાલ વેપારી.
અરધું કાપીને છોડી દેવું.

યાને, એક કામ અરધું કરીને મુકી દેવું.

અરધો બાધો, ને અરધાનો ખુરદો.
અરધો મેલીને આખે જવું, તો જોઇ વિચારી જવું. ૧૩૫
અરધો રતલ શાક, દેશાઇને ઘેર તબ, વનવેહવાઇને ત્યાં ટપીલાં, આસે-પાસે કાંસિયા, છોકરાં અગર ને દગર કરે, ને હાડકાંના ઢગે ઢગ વલે.
અરામ[1] ખાય તે બેહસ્તમાં જાય.
અરે બીબી! ભુખ લગી રોટિયાં પકાવ, ઠીકરી તો ફુટ ગઈ, તાલિયાં બજાવ.
અરો, ધરો, ને નહાની વહુ પર આવીને પડો.
અલ્પ જ્ઞાન તે અતિ હાણ. ૧૪૦

Little learning is a dangerous thing. (અંગ્રેજી કેહવત.)

(ફારસી કેહવત.) نیم حکیم خطرهٔ جان نیم ملّا خطرهٔ ایمان

અલ્લા એક બદામ.
અલ્લા બેલીને પીર મદદ.
અલ્લા માટે મુલ્લાં પરણ્યા.
અલ્લા માલમ કે બેલ કીદર ચલતા હએ.
અલ્લા મીયાંને ઉલટા સુના. ૧૪૫
અલ્લા યાર હે તો બેરા પાર હે.

---
૧. ગુસ્સો.

અલ્લાને આગુસે લે લીયા.

અલ્લાને બનાઇ જોડી, એક અંધા ઓર દુસરી ખોડી.

અલ્લાનો વલી.

અલ્લાનાં નામપર ડુંગર ચાલે. ૧૫૦

અલ્લારી રે અલ્લારી! ને જમાઇનાં ઘરમાં સાસુ ફરે તો જાણે ચોટ્ટી બલ્લારી; હસ રે હસ, ને દીકરાનાં ઘરમાં માએ ફરે તો જાણે મગરમછ.

અલ્લુ પારૂ.

એ નામનો ખોજા જ્ઞાતનો એક વેપારી મુંબઈમાં થઈ ગયોછે, જે વહાનોમાં હલકો માલ, અથવાતો સદનતર કચરો ચહડાવીને, તેનો વીમો ઊતરાવતો. પછે વહાનોને ભર દરિયે ડુબાડી દેવાડતો, અને એ પ્રમાણે વીમાવાલાઓ પાસેથી લુચ્છાઈથી પૈસા મેલવતો. પાછલથી એનું તરકટ પકડાયાથી એને જનમ દેશનિકાલ કાહડયો હતો, અને એની ઘણી ખરી મિલકતો જપત કરી લેવામાં આવી હતી. એ ઉપરથી લુચ્છાં અને તરકટયાં માણસને સાધારણ રીતે "અલ્લુ પારૂ" કેહવામાં આવેછે.

અલેલ તપ્પુ, ઘેર મુકામ.

અવરની નિશાની, તાણી તોડીને આણી.

અવસર ચુક્યા મેહુલા. ૧૫૫

અવસરનાં ગીત અવસરે ગવાય.

અવાસ[1] બલી ગયા, ને કોલસા રહી ગયા.

અસતરીની મતી પાણીએ.

અસરફકી કર દોસ્તી, કમજાતસે નીભતી નહિ, સોના હુવા તો ક્યા હુવા, પીત્તલકી ઓ છીપતી નહિ.

---

૧. વસવાની જગા; મકાન; ઘર.

અસલી નાખ્યાં ઘસડી, ને આયલ[1] ને પેહરાવે છાયલ. ૧૬૦

અસ્સીકી આમદ, ચોરાસીકા ખરચ.

અસે બોલી, મસે બોલી, બોલી બાર ભેદ, રોટલા કરતી વહુ બોલી, ત્યારે કહલેડાં ઉઝ્યાં તેર.

અસુ[2] વનાનાં પશુ.

He that wants money is accounted among those that want wit. (અંગ્રેજી કેહવત.)

અસોદો રલે, ને ખસોદો ખાય.

અસાંસ્તીએ છોકરો જણ્યો, તો કે' નાર કાપું કે પુછડું. ૧૬૫

અહુનવદ પઢે આહરેમન ડાઓ.

---

૧. આજ કાલનું; નવું.
૨. પઈસો.





# આ



આલે તાહરી છાલી, ને હું તો માહરે ચાલી!

આઈ ઘેલી, બાઈ ઘેલી, ને ઘેલો ઘરનો તોરો, ઘેલો ધણી પરણી આવ્યો, તો ભવનો ગીયો રોરો.[1]

આઈ ખાય, ને આટા દાઝે.

આઈ મહને કોઠીમાંથી કાહડો. ૧૭૦

આઈ રડે આટાને, ને ધી[2] રડે ધાતાને.

આઇમાએનો ઓછો પાડ, ને માથેથી ઉતાર્યો ભાર.

આઈ વાહલી કે ખાઈ વાહલી?

આઈજી બાઇજી ભલે આવ્યાં, ને આપસે કરમ લેતાં આવ્યાં.

આઈજી મરે ઉભી ઓરી, ને વહુજી ખાય ખીર ને પોલી. ૧૭૫

આઈજી મરે ને સાલ્લા તરે, વહુજીનાં પેટમાં ભુસકા પડે કે રખે સાસુ પાછાં ફરે.

આઇજી મુઆં બાપડાં, ને ઘેરબાર થયાં આપણાં.

આઈજીના સીકોરા તે બાઈજીને કાજ.

---

૧. કમાઈ.
૨. છોકરી.

આઈતાં પર કોઈતું.

To cut large shives of another man's loaf.

To cut large thongs of another man's leather. (અં. કે.)

આઈની ધનઈ, ને નાહસરી કમઈ. ૧૮૦

આઈની પાંતી આટો.

આઈનો ખાર બાઈ પર કાહાડવો.

They whip the cat if the mistress does not spin. (અં.કે.)

આઈને નહિ લાગે, ને દાઇને લાગે.

(ફારસી કેહવત.) دایه از مادر مهربان تر

આઈને માન કે ચાઇને માન?

આઈનાં તેવાં બાઈનાં. ૧૮૫

આએ જેહાન તો મિઠી, તે જેહાન કોણે દીઠી?

All of heaven and hell is not known till hereafter. (અં.કે.)

આકલો ભુત.

આકાડોકાની ગાલ્લી (જેને ગમે તે ચલાવે.)

આકીન બડા કે દેવ.

આખર ધુલની ધુલ. ૧૯૦

Dust thou art, to dust thou shalt return. (અંગ્રેજી કેહવત.)

(ફારસી કેહવત.) اوّل خاک بودی آخر شوی تو خاک

هرکه آمد بجهان از اهل فنا خواهد بود — آنکه پاینده و باقی ست خدا خواهد بود (ફારસી કેહવત.)

આખલા[1]ને મન ગાય પૂજ્ય છે.

આખલો વકર્યો[2] ઉકરડો ઉછાલે.

આખી રાત દલીને કાટલીમાં ઓસાર્યું (અથવા, કુલડીમાં વાલ્યું.)

---

૧. આખલો—ગોધો.

૨. વિકરાલ થયલો.

આખી રાત રડી, ને ઊંધી પાયલી દલી.

ઉંધી પાયલીમાં ઘણો ઓછો અનાજ માયછ તેનો હ્યાં એસારો સમજવો.

આખી રાત રોઈ ત્યારે એક ડોસી મોઈ. ૧૯૫

આખું કોહરૂં શાકમાં નહિ ગલવાય.

આખુનજી લકડી તોડશો? તો કે' એ કાફરકા કામ; આખુનજી ખીચડી ખાશો? તો કે' ઓહ! બિસમલ્લા!

આખો દાહડો નાગો ફરે, ને નાહતી વખત કછોટો મારે.

Idle all day she begins at night to spin. (અંગ્રેજી કેહવત.)

આખો દાહડો ચાલ્યો ને ઝછોલી[1]નો વાસો, તેની પુઠે તારો બાપ દોડ્યો તેભી માહરો માસો.

આખો લાડવો મોહમાં ન પેસે. ૨૦૦

Apelles was not a master-painter the first day. (અં. કે.)

(ફારસી કેહવત.) بیک دست دو تربز نتوان برداشت

આખાં ને અણીયાલાં, જેની શુરાવંતી દેહ, સામી જજો ચૌટડે, ને લાવજો જેનાં તે.

આખાંનો આટો ને ભાગાંનો ભુકો (કરે એવું બીગાડ કરનારૂં માણસ.)

આગ ખાય તેને ઇંગાર ઓકવા પડે.

આગ ખાય, ઈંગારા અ—

આગ લગનતે ઝોંપરે, જો નિકલે સો લાભ. ૨૦૫

(ફારસી કેહવત.) از خانهٔ سوخته هرچه برآید سود است

આગ લગાડી તાપણું કરે.

He set my house on fire only to roast his eggs.

He sets fire to his own house, and enjoys the fun.(અં. કે.)

---

૧. નસારી પાસે આવેલું એક ગામ.

આગ લાગે ત્યાં સીંચાણો આગલ હોય.

આગ લાગે ત્યારે કુવો ખોદે.

To lock the stable-door when the steed is stolen.

Have not your coat to make when it begins to rain. (અં.કે.)

'તરસ લાગે કુવો ખોદે, વાખા પડે વાવવા દોડે' (ચીનાઈ કેહવત, જોવો 'જીંદગી જોગવવાની જુગતી', સફે ૨૨૩.)

આગ વગર ધુમાડો નહિ હોય.

There is no fire without some smoke. (અંગ્રેજી કેહવત.)

(ફારસી કેહવત.) تا نباشد چیزکی مردم نگوید چیزها

આગમ ખાધે કોઠી ખાલી. ૨૧૦

આગમાં તેલ રેડવું. (અથવા) બલતાંમાં ઘી હોમવું.

He takes oil to extinguish the fire. (અંગ્રેજી કેહવત.)

આગમાં પુરો મુકવો.

To add fuel to the fire. (અંગ્રેજી કેહવત.)

આગલ અગવાડું, ને પાછલ પછવાડું.

આગલ જઇને પાછલ પડવું.

આગલ દોડ, ને પાછલ ચોડ. ૨૧૫

The more haste, the less speed.

The further we go, the further behind. (અંગ્રેજી કેહવતો.)

આગલ પાછલ મોધરો, ને વચ્ચે છાનનો પોદરો.

આગલ બેઠે ધરાલ નહિ, ને પાછલ બેઠે ઉલ્લાલ નહિ.

આગલી[1] અચ્છી, પીછલી[2] ખરાબ.

આગલી દુભણુ[3] સારી, પણ પાછલી દુભણુ માઠી.

---

૧. જુવાની.

૨. ઘડપણ.

૩. જીવ બાલવો તે.

આગલે બારથી એક ચમટી નહિ અપાય, ને વાડા વાટે ગાડે ગાડે જાય. ૨૨૦

આગાની દાહડી, ને વારવાની સાવરણી.

And as he goes along, it (i. e. his beard)

Sweeps on the ground and raises the dust.

(ઈજીપશ્યન કવિ બેહાઉદદીન ઝોહેરનો ઈ. એચ. પામરનો અંગ્રેજી તરજુમો, સફે ૧૩૦.)

આગુસે લીખના, પીછુસે દેના, ઉસમે ચુક પડે તો મુજે પુછના.

આગે આગે ગોરખ[1] (અથવા, ગુરૂજી) જાગે.

આગેકે દીન પીછે ભયે, હરસે ન કીનો હેત, અબ મનમે પસ્તાત હે, કે ચીરિયાં ચુન ગૈ ખેત.

આઘેનાંને તેડતેડ, ને પાસેનાંને છેડછેડ. ૨૨૫

આછી ત્યાં ઓછી શું, ને ધીક[2] મારી ત્યાં પોચી શું.

આજ કાલનો જોગી, ને ઢીંચણ (અથવા, ગુઠણ) સમી જટા.

આજ કોઇની, તો કાલ આપણી.

આજ તો વેહવા,[3] ને કાલ તો જેવા ને તેવા.

આજ દિવસબી કાલે ગુજરશે. ૨૩૦

આજ ભલાંની દુનિયા છે?

આજ હાં, ને કાલ કાંહ, ને પરમ પરાએ દેશ.

આજની ઘડી, ને કાલનો દાહડો.

આજનું કામ કાલ પર નહિ રાખવું.

Defer not till to-morrow what may be done to-day.(અં.કે.)

(ફારસી કેહવત.) آفتهاست در تاخیر وطالب را زیان دارد

આજે નેમ, ને કરશું કેમ? ૨૩૫

---

૧. ગોરખ નામે એક પરેહજગાર શખસ થઈ ગયોછે.

૨. મુક્કી.

૩. લગન.

આજે મહને, તો કાલે તુંને.

What's my turn to-day, may be thine to-morrow.

To-day me, to-morrow thee. (અંગ્રેજી કેહવતો.)

આજે રોકડા, કાલે ઉધાર.

આજે હસે તે કાલે રડે.

Those who smile on Saturdays, weep on Sundays.

(અંગ્રેજી કેહવત.)

આટા ઢીલા, ઓર બંદા માન કારીગર.

આટા તોલ કે ઠીકરી જલતી હએ. ૨૪૦

આટામાં લુણ કેટલું?

આટામાં લુણ સમાય, પણ લુણમાં આટો નહિ સમાય.

આટો દલાયો નથી તેટલાં રોટલી માગે.

આટો ને આવરદા (સરકારમાં લડતાં જોઇએ.)

આટો, પીતો, ને ઘીનો ઘડો, ને છુટા કેશની નાર, જો સામા મલે તો નિશ્ચે જીવનો કાલ. ૨૪૫

આટો મીટી કરવો.

આટો વેચીને ગાજર ખાધાં.

આઠ પહેર ઔર ચોંસત ઘડી, ઔર પલ ન બીસરૂં તોય, જ્યું જ્યું ના દેખું નેનસે, ત્યું ત્યું સમરૂ મૈ તોય.

આઠ વાર, ને નવ તેહવાર.

આઠ રૂપિઆનો મેહત્યો, ને હેંસી લાખનો શેઠિયો. ૨૫૦

આઠમ પર નેમ, ને જેમનું તેમ.

આઠે ઉઠે ઓટલો.

જેનાંમાં કાંઈ આવડત નહિ એવાં માણસના સંબંધમાં વપરાયછ.

આડતને અધીર કેવી?

આડી પહરાઇ, ને ઉભી સોય.

આડી રાત, તેની કર્યે નહિ વાત. ૨૫૫

આડી વાતની ધુલ.

આડી શેરીની ધરમાં ઉડે, ને બાહાર નિકલીને મુછો મરડે.

આડે લાકડે આડો વેહ.

Desperate diseases must have desperate cures.

Knotty timber requires sharp wedges. (અંગ્રેજી કેહવતો.)

(ફારસી કેહવત.) تیغ کج را نیام کج باشد

આડો રહીને મુ— પીએ, પણ સીધો રહીને દુધ નહિ પીએ. (અથવા) ઉભોઉભો દુધ નહિ પીએ, ને આડો પડીને મુ— પીએ.

આણંદ પૂછે પરમાણંદ, કે લાહિયા કેમ જીવણ, તો કે' સેરીએ સેરીએ ભિક્ષા વર્તણ, ને ટુકડે પેટ ભરણ, એમ લાહિયા જીવણ. ૨૬૦

આણંદ પૂછે પરમાણંદ, માણસે માણસે ફેર, એક નાણું ખરચે ન મલે, એક ત્રાંબીયાના તેર.

આણું કરવા ગયો, ને વહુ ભુલી આવ્યો.

આતમારામ ભુખણનો ખટમલ.

આતવાર, ને તાતો વાર.

આતશ લેવાનું એક ઘેરબી રાખવું. ૨૬૫

યાને સઘલાંજ સાથે ટંટો નહિ કરવો, એક ઠેકાણે પણ પાધરૂં રાખવું કે અડી ભીડીએ તે કામ આવે.

આથમ્યા પછી અસુર શો, ને લુટયા પછી ભે શો?

આદ વેર બ્રાહ્મણ ને જતી, આદ વેર વેશ્યા ને સતી, આદ વેર ઘંટી ને ઘઊં, આદ વેર સાસુ ને વહુ.

આદમજી ગીયા, ને ગધેડા વસાવી આવ્યા.

આદમજી (અથવા, કાજીજી) ભેંસ નહિ લાવ્યા, બરા પાપ લાવ્યા.

આદર્યા અધુરા રહે, હર કરે સો હોય. ૨૭૦

God's will be done.

Man proposes, God disposes. (અંગ્રેજી કેહવતો.)

Homme propose, mais Dieu dispose. (ફ્રેંચ કેહવત.)
Humana consilia divinitus gubernantur. (લેતીન કેહવત.)
El hombre pone, y Dios dispone. (સ્પેનીશ કેહવત.)
(ફારસી કેહવત.) هرچه خدا خواست همان می شود
मनसा चिंतितं कार्यं दैवमन्यत्तु चिंतति. (સંસ્કૃત કેહવત.)

આદુ ખાઇને પુઠે લાગવું.
આદાંની સુંઠ કરવી.
આદાંનો વેપાર (તેમાં નફો શો ?)
આધી જાર મિઆં ભાઈકી.
આન ફસે, ભાઇ, આન ફસે. ૨૭૫
આપ આપકે તાનમે, ઓર ગદ્ધાભી ગુલતાનમે.
આપ ઇચ્છા તે મધ સમાન, પર ઇચ્છા તે ઝેહર, તુંજ ઇચ્છા મુજસે મીલે, ન મીલે ફીર તો વેર.
આપ ખણ્યા કુવા, ને આપ બુડી મુઆ.
આપ ડુબા તો જગ ડુબા.
આપ તેવી જગ. ૨૮૦
આપ તેવો નાચ.
આપ દીયા સો દુધ બરાબર, મંગ લીયા સો પાણી, ખેંચ લીયા સો રગત બરાબર, યેહી સંતકી બાંની.
આપ ફજીઅત, વ દીગરરા નસીહત.
(ફારસી કેહવત.) خود فضیحت و دیگرانرا نصیحت
આપ ભલા તો જગ ભલા. (અથવા) આપ ભલા તો જગ ભલા, સબસે ભલા સાંઈ અલ્લા.
Good mind, good find. (અંગ્રેજી કેહવત.)
આપ મુવા વિના સ્વર્ગે ન જવાય. ૨૮૫
આપ મુવે પીછે ડુબ ગઇ દુનિયા. (કબીર.)
Death's day is doom's day. (અંગ્રેજી કેહવત.)

આપ વીતી સઉ કોઈ જાણે, પર વીતી કોઇ નહિ જાણે.
આપ સમાન બલ નહિ, ને મેઘ સમાન જલ નહિ.
  બલ તો આપનાહી બલ, દુસરેકા બલ જાવે જલ. (હિંદુસ્થાની કેહવત.)
આપ સુખી તો જગ સુખી.
  All are well, if self be well. (અંગ્રેજી કેહવત.)
આપ હાણી ને, જગ હાંસી. (અથવા) આપ હાંણુ, ને જગ હસી. ૨૯૦
આપકી તો લાહપસી, ઓર પરાઈકી તો કુસકી.
આપણા કાન આપણે હાથે નહિ વીંધાય.
આપણી ચટઇ ભલી, પણ પાદશાહની સેજ માઠી.
આપણી સુજ ને જીવને પૂછ, પારકી સુજ ને બજારમાં જઇ પૂછ.
આપણું બોલ્યું પરાયું. ૨૯૫
આપણે વેંહટ નમીએ તો કોઈ ગજ નમે.
  As you salute, you will be saluted. (અંગ્રેજી કેહવત.)
આપતો ગાજે, ને લેતો લાજે.
આપતાં અપાય, ને લેતાં લેવાય.
આપતાં નહિ લેય, તેને માગતાં નહિ મલે.
આપવા લેવાનાં કાટલાં જુદાં. ૩૦૦
આપસે આઈ સો હલાલ.
આપસે આયા સો આને દો.
આપહી ગાવે, ઓર આપહી બજાવે.
આપી મત, ને દીધી શિખામણ (થોડાજ વારની.)
આપીને ફરી માગે, તેની અક્કલ જાય આઘે. ૩૦૫
  Give a thing and take again,
  And you shall ride in Hell's wain. (અંગ્રેજી કેહવત.)
આપીને માગે તે વેરી.
આપ્યા બાર ને ગણ્યા તેર, ને માએ મતરાઇમાં ઘણો ફેર.

આપ્યું કર્યું જે કલિયાણ, ફરી માગે તે મુસલમાન.

આપ્યું ને તાપ્યું કંઈ બેસી રેહતું નથી.

આપ્યું વાણિયે, ને ખાધું પ્રાણીયે. ૩૧૦

આપે ત્યારે ઓટલે, ને લેય ત્યારે આંગણે.

આપે ત્યારે કોઇ નહિ જાણે, ને માગે ત્યારે સઉ કોઈ જાણે.

આપે તે સુંવાલો, ને બીજો કાખનો મુવાલો.

આપે તેને રામ.

આપે તેનો પાડ. ૩૧૫

આપે દાન, લીએ દાન, જે માગે તે મુસલમાન.

આપવે ચીકટ, ને લેવે બીકટ.

કેટલાકો પોતાનું કરજ આપવામાં ઘણી મજબુતઇથી વાયદા કરેછે, પણ જો પોતાનું લેહણું હોયછે તો વસુલ કરવામાં ઘણા ઉતાવલા હોયછે, તે દર્શાવવા માટે આ કેહવત વપરાયછે.

આપો, લ્યો, કે સાહેબજી.

આબરૂના કાંકરા, ને ફજેતીના ફાલકા.

આભ, ગાભ, ને વંઠા કાલ, સ્ત્રી ચરિત્ર, ને રોવંતાં બાલ, તેજી ઘોડા ખપ ખપ કરે, ને સેજા જોષી પાણી ભરે. (અથવા) આભ, ગાભ, ને વર્ષા કાલ, સ્ત્રી ચરિત્ર, ને રોતાં બાલ, એની પરીક્ષા જે કોઈ કરે, તે ઘર સહદેવ જોષી પાણી ભરે. ૩૨૦

Women's doings are as deep as water. (અંગ્રેજી કેહવત.)

આભ ને જમીન એક કરવી.

આભ ફાટે ત્યાં થીગડું કેમ દેવાય?

(ફારસી કેહવત.) سوراخ در آسمان نمي شود

આભ ફાટે તેને ગાભ કેટલું?

આભને અણી નહિ, ને વેશ્યાને ધણી નહિ. (અથવા) આભને અણી હોય, તો વેશ્યાને ધણી હોય.

આભને કંઈ થાંભલા નથી. ૩૨૫

આભનો કાગજ કરૂં, દરિયાની કરૂં સાહી, દુનિયાનાં લાકડાંની કલમ કરૂં, તોયે ન રહે લખાઈ.
 ખોદાની સેફત ગાવા માટે વપરાયછે.
આભે આપ્યાં, ને ધરતીએ ઝીલ્યાં.
 (ફારસી કેહવત.) از آسمان هرچه آمد زمین برداشت
આમ કે આમ, ગુઠલીકે દામ.
આમણુની પુંજી દામણુમાં.
 Ill got, ill spent. (અંગ્રેજી કેહવત.)
 (ફારસી કેહવત.) هرچه باد آرد باد ببرد
આમલી રોપીને આમ ખાવાની આશા ખોટી. ૩૩૦
આમલી પર ચહડાવવું.
આયુષ, વીત્ત, ને ઘર-છિદ્ર જાહેર કરવાં નહિ.
આર[1] ખાય, ને પડોશી દંડાય.
આરતી ઉતારૂં ને મંગલ ગાઊં, તહને આપું ત્યારે હું શું ખાઉં?
આલસ દરિદ્રનું મૂળ છે. ૩૩૫
 Idleness clothes a man with rags. (અંગ્રેજી કેહવત)
 (ફારસી કેહવત.) خر خفته جو نمی خورد
 आळस भीकेची बहीण. (મરાઠી કેહવત.)
આલસુ પડેરો.
 અંગ્રેજીમાં As dull as a beetle બોલાયછે.
આલસુને કહ્યું પાનછેરી લાવ, તો કે' લે માહરૂં માથું.
આલસુ કુટુમ્બનો વેરી, ને કામ કરનારની સેવા કરી.[2]
આલસુનો પાદશાહ.
આલસુનાં ઢોર ફુસીએ વાલ્યાં. ૩૪૦
આલુનાં પાતરાં.

1. પારકો.
2. કરીએ.

આલુનાં પાતરાંની કોથલી.

આલો નહિ ને માલો.

આવ કરતાં અયાત મારે.

આવ કહે સો ઓલિયા, બેઠો કહે સો પીર, જીસ ઘર આદરભાવ નહિ, ઉસકા કાટો સીર. (અથવા) આવ કહે સો ઓલીયા, ઔર બેઠ કહે સો પીર, જામે આવ આદર નહિ, સોહી બરો કાશીર. ૩૪૫

આવ ગલાલ વહુ ઓવરણાં લઇએ; ડાબે હાથે લઇએ, કે જમને હાથે લઇએ.

આવ પથરા પગ પર પડ.

આ બૈલ મુજે માર જા. (હિંદુસ્થાની કેહવત.)

આવ બલા, પકડ ગલા, એ બલાસે ભાગના ભલા.

આ બલા ગલે લગ. (હિંદુસ્થાની કેહવત.)

આવ બાઇ વહજે, તો કે વહડે માહરી બલા.

આવ ભાઈ હરખા, આપણે બે સરખા. ૩૫૦

આવ માહરા ભાઈ! મેં જોઇ તાહરી ચતરાઈ.

આવ સોહાગન લકરી, પજો તેરો કાજ, જો દીન મઇઆ મંગતીથી, સો દીન આયો આજ.

આવ હએ, આદરભાવ હએ, વાંહાં નીતનીત જાઇએ, જો પથર બરસત મેગ; આવ નહિ, આદરભાવ નહિ, વાંહાં કબી ન જાઇએ, જો કનચન બરસત મેગ.

આવ નહિ, આદરભાવ નહિ, નહિ નેણોમે નેહ, તુલસી ઉસ ઘર ન જાઇએ, જો કનચન બરસત મેહ.

આવડે નહિ, ઉકલે નહિ, ને બાપા મહને કેલું. ૩૫૫

આવડે નહિ ઘેંસ,[1] ને રાંધવા પેસ.

---

૧. અનાજનું એક પકવાન.

આવત કુ આદર કરે, જાત નીમાવે શીશ, તુલસી એસે મિતરસુ, મીલીએ બીસવે બીસ.

આવતાના બોલબાલા, ને જતાનાં મોહ કાલાં.

આવતી ધાડે કંઇ વીખ ખવાય?

આવતી લક્ષ્મીને લાત મારવી. ૩૬૦

આવતી વહુ ને બેસતો રાજા (વખણાયાં તો વખણાયાં.)

Give a dog an ill name, and you may as well hang him.

(અંગ્રેજી કેહવત.)

આવતીબી વેહેરે, ને જતીબી વેહેરે.

આવરદાનો ઉધારો, પણ રંડાપો તો રોકડો.

આવવાની ચાર દશા, પણ જવાની બારે વાટ.

Wealth comes like the falling snow (*i. e.*, slowly.)

Wealth goes like the melting snow (*i. e.*, quickly.)

(કાશમીરી કેહવત.[1])

આવવાનો એક, ને જવાના ચાર (રસ્તા.) ૩૬૫

આવશે દાહડો, તો થશે નિવાડો.

આવશે ભાઇની બેહન, તે જશે આંસુ જેહરી, આવશે બાઇની બેહન, તે જશે સાડી પેહરી.

આવશે ભાઇની સાથ, પણ જમશે ભોંજાઇને હાથ.

નણંદ ભોંજાઇને સાધારણ રીતે બનતું નથી તેનો અતરે એસારો છે.

આવશે માહરો બાહવન વીર, ને રાણીનો છોડાવશે ચીર.[2]

આવશે વહુ, તો જાણુશે સઉ. ૩૭૦

આવી ધાટડીએ, ને જાય દાહડીએ.

---

૧. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 254.

૨. કપડું; લુગડું.

આવી પુનમબાઈ, તો ચાંદરણું લેઈ ગેઈ વાહી.

પુનમ પછી અંધારી રાત શરૂ થાયછે તે જણાવવા બોલાયછે.

આવી માહરા લાગમાં, તો લેઉં (અથવા, મારૂં) એના પગમાં.

આવી રે હાથિઆની એર, ને ભાજ્યાં રે બાજરીના પેર.

આવી હોલી, ને પરવાર્યા કોલી. ૩૭૫

આવ્યા મલવા, ને બેસાડ્યા દલવા.

He came up to borrow rice, they set him down to search for lice.[1]

આવ્યું નામ પર, ને નાખ્યું સારાં ગામ પર.

આવ્યું સમાય, પણ ગયું ન સમાય.

આવ્યો ભાઇનો ભાઈ, તો ઉભો તોરો સાહી, આવ્યો બેહનનો ભાઈ, તો ઘેરમાં પેઠો ધાઇ.

એક ઘરનાં ધણીનો ભાઈ તેને મલવા આવેછે, તો તે બહારનો બહાર, બારણાં ઉપર તોરણ બાંધવાને બહાર રાખેલો લાકડાંનો છેડો, જેને તોરો કહેછે, તે ધરીને વાટ જોતો ઉભો રહેછે; પણ જો ઘરધણિયાણીનો ભાઈ તેણીને મલવા આવેછે, તો તે એકદમ ઘરમાં ધસ્યો આવેછે, એટલી તેને છુટ હોયછે.

આવ્યોબી નાગો, જશેબી નાગો, કર ખુબી તો પેહરશે સવાગો. ૩૮૦

આવે, જાય, કે સરભર થાય.

આવે ત્યારે ગદબદ, નકર સો સો. (અથવા) આવે ત્યારે ગદબદયાં, ને જાય ત્યારે સાંસાં.

આવે ત્યારે પાણીને વેગે (અથવા, ઘોડાને વેગે,) ને જાય ત્યારે કીડીને વેગે.

Agues come on horseback, but go away on foot.
Evil comes to us by elles, and goes away by inches.

---

૧. *Hill Proverbs of the Inhabitants of the Chittagong Hill Tracts*, by Capt. Thomas Herbert Lewin, p. 3.

Mischiefs come by the pound, and go by the ounce.

Misfortunes come on wings, and depart on foot. (અં. કે.)

આવે તો રોજી, નહિ તો રોજા.

(ફારસી કેહવત.) آید روزی نیاید روزه

આવે તો હુંડી, ને જાય તો મુંડી. ૩૮૫

આવે પેહલો, તો જમે વેહલો.

First come, first served. (અંગ્રેજી કેહવત.)

આવે વગમાં, તો મારે પગમાં.

આવો જાવો ને ઘેર તમારાં, ગાંહની ખીચડી, ને મેજબાન હમારાં. (અથવા) આવો જાવો, ઘર તુમારા હએ, ગાંથકી ખીચડી ઔર હુંદી હમારા હએ, ઘી બનિયાકે હાથ, આપન દોન જન સાથ બેઠ કર ખાઇએ, જો કોઈ પુછે, તો મેજમાન હમારા હએ.

આવો જાવો ને પીવો પાણી, ને વગર પૈસે ઇજત આણી.

આવો ભાઈ! આપણી શું સગાઇ? ૩૯૦

આવો ભાટ, બેસો પાટ, ભાટ ભટલુ કરીએ, અમારે ગામની એવી રીત જે ભાટની પાગડી લેઇએ. (અથવા) આવો ભાટ, લેવો પાટ, ભાટ ભટાઇ નહિ કીજીએ, હમારે ગાંવકી ઐસી રીત કે ભાતકી પગડી લીજીએ. (ભાટનો જવાબ) ખાં ખાં સો બડે ખાં, ઓર ખાં સો ખાટકી, તું ખાં ભડીયારીકો, જો પગડી લેવે ભાટકી.

આવો માય બેસો! પાણી બાણી પીશો? સુવાનો તો જગ નથી, જશો કે રેહશો?

આવો મીયાં શેખ, તો કે' તુંને મારૂં મેખ.

આશા ઉમરની, ને ઘડો સોનાની.

આશાડી શુદ પંચમી, જો ઝબુકે વીજ, નદીનાલાં ભરાઈ જશે, રાખો બલદ ને બીજ. ૩૯૫

આશીરવાદનો ઉધારો શો?

આસકા બાપ, નીરાસકી મા, હોતેકી બેહના, નહિ હોતેકા દોસ્ત, સોયા સો ખોયા, જાગા સો પાયા.

આસ્તા વેચ્યા, બાસ્તા વેચ્યા, ને સોલસે વેપાર કીધા, કરમમાં ભાગી કાટલી, તે આખર પરવાલાં લીધાં. (અથવા) આસ્તા વેચ્યા, બાસ્તા વેચ્યા, અનેક ઉપા[1] કીધા, રાબડી છાબડી ત્યારે મલી, કે ખાંધે વાંસલા ધર્યા. (અથવા) આસ્તા વેચ્યા, બાસ્તા વેચ્યા, ને સોલસો વેપાર કીધા, ને છેલ્લે સરવાલે હાથમાં કાડલા લીધા. (અથવા) આસ્તા વેચ્યા, બાસ્તા વેચ્યા, સઘલા વેપાર કીધા, અન પાણીના વાંધા પડ્યા, ત્યારે ઝોલ્લી ઝુંદા લીધા.[2]

આસમાન ચઢી.

આસમાનનો તારો પાડે (એવું હુસ્યાર.) ૪૦૦

આસમાની સુલતાની.

આસરા વગર કંઈ (અથવા, આસરા વિના) સાસરે નહિ જવાય.

આસરે આસરે સાસરે જાયછ.

આસા ઉસી, ને ખોદા ખુશી.

આસાજીની ખેતી, સોએ લીધી ને સાહડે વેચી. ૪૦૫

Khoja Mom's egg; buy at the rate of eleven, and sell at the rate of twelve. (કાશમીરી કેહવત.[3])

આસાનાં કરમમાં આડું, ને જ્યાં જાય ત્યાં ખાતરનું ગાડું.

વેહેમી લોકોમાં ખાતરનું ગાડું સામું મલે તેને અપસગન ગણવામાં આવેછે.

આસીએ કીધાં પુરણ્યાં, ને આસીએ કીધાં ઢેખડાં, અંકલેશરથી માસી આવી, તો બારણી પડ્યાં પેખણાં.

---

૧. ઊપાય.

૨. એટલે, સાધુની માફક ભીખ માંગી.

૩. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 108.

આસીબાઇ બાયલો.
આસો, ને મેઘ નાહસો.
આહરે આવ્યું વહાન બુડ્યું. ૪૧૦
આહરે આવે, ને વીરે જાય.

The tide will fetch away what the ebb brings.

Light come, light go. (અંગ્રેજી કેહવતો.)

આહરની આયપત, ને ધાડનો વરો.
આહાર તેવો ઓડગાર, ખાય તેવો થાય.

As you brew, you must bake. (અંગ્રેજી કેહવત.)

આહાર તેને ભાર, ને રાંધનારીને ધુમાડો.
આહાર, વેહવાર, ને નિંદ્રા, વધારી વધે, ને ઘટાડી ઘટે. ૪૧૫





# ઇ



ઇ કે ના મારો, ધીકે મારો.

ઇંટની પાલે અરીયાં[1], ને અરીયાંની પાલે રાખ.

ઇંટનું ઘર મટોડી કરવું.

ઘણા ગુસ્સાવાલાં માણસના સંબંધમાં વપરાયછે.

ઇંટકે ઘર માટી કરના. (હિંદુસ્થાની કેહવત.)

ઇંટાલાના દેવને ધતુરાની પાતી.

ઇંટાં ઘટ ગઇ, ને રોડે બધ ગયે. ૪૨૦

ઇંડું, કેલું, ને સરોશ બાજ.

ઇંડું કેલું બમસીમાં, ને જીવ બધો ચમટીમાં.

ઇંડાં જેવું ગોલ.

ઇત્તરનું હાલ્લું.

ઇત્તરને ઘેર તીત્તર આવ્યું, તો કે' ઘેર બાંધું કે બહાર. ૪૨૫

ઈત્તર કે ઘર તીત્તર, બાહેર બાંધે કે ભિત્તર. (હિંદુસ્થાની કેહવત.)

ઇલ્યાનો તીત્યો મુઓ, ને તરતો તરતો તેરે ગીયો, તેનું મહને સનાન લાગું.

તાણી તોડીને કાહડેલી સગાઈના સંબંધમાં બોલાયછે.

---

૧. છાનાં.

ઇદ આવી'તી કે માહરી શોખ આવી'તી, કે મેં રેંહટીયોબી વેચી ખાધો.
ઇદ પછી રોજા.
ઇદ પીછે ટર.
ઇદને દાહડે જીવતો રેહ્યા તો મોહોરમને દાહડે મારામારી કરે. ૪૩૦
ઇંદ્રવાણીનાં ફુલ.

ઇંદ્રાએનકા ફુલ, દેખનેકા હએ, કાહી ચખનેકા નહિ. (હિં. કે.)

The handsomest flower is not the sweetest. (અં. કે.)

ઇંદ્રિઓ જીતી તેણે સર્વ જીત્યું.

"મોટામાં મોટી ફતેહ જે માણુસજાત આ જેહાનમાં મેલવી શકે તે તેની પોતાની ઉપર મેલવેલી ફતેહ છે. જેણે પોતાના હવસોને જીતી લઇને પોતાના તાબામાં રાખ્યા, તેણે આખી પૃથ્વિ જીતીને બાહધુરી મેલવ્યા કરતાં વધારે હિંમતનુ કામ કીધું કેહવાશે." ("જીંદગી ભોગવવાની જુગતી," સફે, ૧૪૦-૧૪૧.)

He that overcomes his passions, overcomes his greatest enemies. (અંગ્રેજી કેહવત.)

ઇધર ન ઉધર, એ બલા કીધર.
ઇન મીન ને સાડે તીન, આધા રેહ્યા સો લીઆ છીન, ફીર તીન કે તીન.
ઇનસાન ચાહે શું, ને ખોદા કરે શું.[૧] ૪૩૫
ઇનસાન થઇને ઘાસ ચરવું.

યાને ઈનસાન થઇને હેવાનના જેવી વર્તણુક વાપરવી.

ઇનસાનનું તુકારે મોહત.
ઇનસાફ આંધલો છે.
ઇનસાફ લુલો છે, જેમ ફેરવે તેમ ફરે.
ઇનસાફ વેચાયછે. ૪૪૦
ઇનસાફને કંઈ હાથ પગ નથી.

૧. એને મલતી જુદી જુદી ભાષાઓની કેહવતો માટે જુઓ કેહવત નાં૦ ૨૭૦, સફે ૨૦, ૨૧.

ઇનામમાં હાથી, ને અસવારીમાં ગધેડું.
ઇરાન ચોરીને પીરાન દગો નહિ કરવો.
ઇશક આંધલો છે.

Love is blind. (અંગ્રેજી કેહવત.)

(ફારસી કેહવત.) عاشق کور باشد

ઇસો ચોર, ને મુસો ગવાહી. ૪૪૫








ઉકરડાની ચહડતી, ને આખો સવાગો રલતી.

મરઘી ઉકરડા ઉપર ચહડીને ઇંડું મેલે, પણ વેચાય ત્યારે સવાયા બદલ.

ઉકરડા પર છાસ ઘોલવી.

ઉકરડામાં સાંઢ મુ—ર્યો.

ઉકરડે પડ્યું પણ રત્ન.

A diamond is valuable, though it lie on a dunghill.

(અંગ્રેજી કેહવત.)

ઉકરડો વધતાં વાર ન લાગે. (અથવા) ઉકરડાને વધતાં વાર શી. ૪૫૦

Ill weeds grow apace. (અંગ્રેજી કેહવત.)

Small herbs have grace,
Great weeds do grow apace.

(શેકસપીઅર, "કીંગ રીચર્ડ ધ થર્ડ.")

Idle weeds are fast in growth.

(શેકસપીઅર, "કીંગ રીચર્ડ ધ થર્ડ.")

Mauvaise herbe croît toujours. (ફ્રેંચ કેહવત.)

Pazzi crescono senza inaffiargli. (ઈતાલ્યન કેહવત.)

Herba mala presto cresce. (લૅતીન કેહવત)

ઉગતાને સઉ કોઇ નમે, (અથવા, સલામ કરે,) આથમતાને કોઇ નહિ.

ઉગતે ચાને ધારાવીર, ને માથે ચાને ખડકે વીર.

યાને ચાન ઉગતી વખતે દરિયાનાં પાણીમાં ભરતી થાયછે, અને જ્યારે તે માથાં ઉપર આવેછે ત્યારે નદી નાલાં પાણીની તે પૂરથી ભરાઈ જાયછે.

ઉગતો સુરજ સઉ કોઇ નમે.

Men use to worship the rising sun. (અંગ્રેજી કેહવત.)

ઉગતાં ઝાડનું પાતરૂં ચીકણું.

Youth is ever fresh and promising. (અંગ્રેજી કેહવત.)

ઉગ્યો તે આથમવાનો, ખીલ્યું તે કરમાવાનું, ચહડ્યો તે પડવાનો, ને જનમ્યું તે મરવાનું. ૪૫૫

ઊંઘ આવે તો કાંટાની વાડપરબી આવે.

ઊંઘ, આહર, ને આલસ, વધાર્યાં વધે, ને ઘટાડ્યાં ઘટે.

ઊંઘ ગઈ ને ઉજાગરો આવ્યો, ભુખ ગઇ ને ભોજન આવ્યું.

જબ ચને થે તબ દાંત નહિ થે, જબ દાંત હુવે તબ ચને નહિ.

(હિંદુસ્થાની કેહવત.)

ઊંઘ ન જુવે તુટી ખાટ, ને ઇશક ન જુવે જાત કુજાત; ભુખ ન જુવે એઠો ભાત, ને પ્યાસ ન જુવે ધોબીનો ઘાટ.

Hunger is contented with any food, and sleep with any bed.

Hungry dogs will eat dirty pudding. (અંગ્રેજી કેહવતો.)

ભુખેકુ કિયા રૂખા, ઔર નિંદકુ કિયા તકિયે. (હિંદુસ્થાની કેહવત.)

(ફારસી કેહવત.) کوفته را نان تهی کوفته است

ઊંઘ ન જોય પાથરો, ભુખ ન જોય ખાખરો. ૪૫૬

Hunger is the best sauce, and fatigue the best pillow.

Hunger makes raw beans relish well. (અંગ્રેજી કેહવતો.)

ભુખકુ ભોજન કિયા, ઔર નિંદકુ બીછુના કિયા. (હિં. કે.)

ઊંઘ ને પાણી નીચે ઉતરે.

(ફારસી કેહવત.) آبرا میل جانب پستی

ઊંઘ બગાસું મોકલે, જા બગાસાં તું, તાહરૂં કહ્યું નહિ માને, તો ઢોલી નાખીશ હું. (અથવા) ઉંઘે મોકલી અવાચી, પેહલી જા તું, તાહરૂં કહ્યું નહિ કરે, તો ઢોલી નાખું હું.

Stretching and yawning leadeth to bed. (અંગ્રેજી કેહવત.)

ઊંઘ વેચીને ઉજાગરો લીધો.

He buys dear who licks it from thorns. (અંગ્રેજી કેહવત.)

ઊંઘટયો ને જુગટયો સાચું ન બોલે.

ઊંઘાડી હોલી, ને ના- નગારણ, ને છાકટી ભરવાડણ (તેને કોણ છેડે?) ૪૬૫

ઊંઘાડે ડોલેનું.

યાને જેની આંખમાં શરમ નહિ હોય એવું.

ઊંઘતી બીલાડીથી ઊંદર ન પકડાય.

A muffled cat is no good mouser.

The sleeping fox catches no poultry.

A close mouth catcheth no flies. (અંગ્રેજી કેહવતો.)

Gatta guantata non piglia mai sorice. (ઈતાલ્યન કેહવત)

Gato meador nunca bom murador. (પોરચુગીઝ કેહવત.)

(ફારસી કેહવત.) خر خفتہ جو نمی خورد

ઊંઘતી વહુ, ને ઝુકતો દીવો.

ઊંઘતો બોલે, પણ જાગતો ન બોલે.

ઉંઘતો સારો, જાગતો ખરાબ. ૪૭૦

ઊંઘાયલું ને મુવેલું બરાબર.

O sleep! thou, ape of death. (શેકસપીઅર, "સીમબૅલીન.")

Shake off this downy sleep, death's counterfeit.

(શેકસપીઅર, "મૅકબૅથ.")

ઊંધે ઉંઘાય નહિ, ને ભૂખે ખાય નહિ.

ઊંધાં ને ગુગાં, ને ઘરમાં તો છે બે મુગાં, ને આલાં ને પાલાં, ને ભાતનાં છે છાલાં, ને માહરે ત્યાં ચાંદનબાઈ દીવો કરે.

જાુઠી વડાઈ કરનારના સંબંધમાં વપરાયછ.

ઊંચા જોયો બલડિયો, નીચા જોઇ નાર, એખલપેટો વાણિયો, એ ત્રણેને ગરદન માર.

ઊંચી દુકાન, ઓર ફીકા પકવાન. ૪૭૫

Great boast, little toast.

Great cry, but little wool. (અંગ્રેજી કેહવતો.)

A big tray, a big tray, and in the middle of it half a loaf of chaff! (કાશમીરી કેહવત.[1])

ઊંચી પેહરે પહનેવાર, ને ઠીંગણી પેહરે તરેહવાર.

ઊંચી પોલ, મદનકા ઝાંપા, બેહન ભુંડી, ને ભાઇ બાંકા.

ઊંચું ગરાડ.[2]

ઊંચું તાડ (અથવા, તાડમુસ્સું.)

ઊંચું સાટકા જેવું. ૪૮૦

As tall as a May-pole. (અંગ્રેજી કેહવત.)

ઊંચે આભ, ને નીચે ધરતી.

ઊંચે ચહરકે દેખા, તો ઘરઘર એકહી લેખા.

All trees of one height when you look down from the moon. (અંગ્રેજી કેહવત.)

ઊંચો ગરાનદીઅર.

ઊંચો જમાઇ ને નીચી સાસુ, ને પેહેરામણી વેલા વલવું વાંકું.

ઊંચો (અથવા, લાંબો) તાડ. ૪૮૫

---

૧. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 103.

૨. હાથી.

ઉછટયું ધન ઉચટ વાલે.

ઉછાલીને પગ ભાંજવો.

Look before you leap. (અંગ્રેજી કેહવત.)

اوّل اندیش پس گفتار—پای پیش آمدست پس دیوار (ફારસી કેહવત.)

ઉછીતાની મા મુઇ.

ઉછીને ચોખે શરાધ નહિ સરાય.

ઉજજમનો ઉકરડો. ૪૯૦

ઉજડ ખેડા ફીર બસે, નિરધન્યા ધન હોય, ગયા ન જોબન સાંપડે, મુવા ન જીતા હોય. (અથવા) ઉજડ ખેડું ફરી વસે, નિરધન્યો ધન જોય, ગઇ જવાની નહિ આવે, તેમ મુઓ ન જીતો હોય.

ઉજડ ખેડે વાગે ઢોલ.

ઉજડ ગામના રૂપિયા ભરવા. (અથવા) ઉજડ ગામની જમે[1] ભરવી.

(ફારસી કેહવત.) دہ خراب خراج ندارد

ઉજડ ગામમાં એરંડો પ્રધાન.

A heron among hundred crows is a king. (અંગ્રેજી કેહવત.)

In jungle scrub the castor-oil tree is king, any knife is keen amongst "peen" plants.[2]

उजाड गांवीं मांदार वृक्ष.

ओसाड गांवीं एरंड बळी. (મરાઠી કેહવતો.)

ઉજલા ઉજલા સબ ભલા, ઉજલા ભલા ન કેશ, નારી નમે ન રીપુ ડરે, આદર કરે નરેશ. ૪૯૫

ઉજલું એટલું દુધ નહિ.

All that glitters is not gold.

---

૧. પેશકશી.

૨. *Hill Proverbs of the Inhabitants of the Chittagong Hill Tracts*, by Capt. Thomas Herbert Lewin, p. 20.

All is not gold that glisters. (અંગ્રેજી કેહવતો.)
Tout ce qui luit n'est pas or. (ફ્રેંચ કેહવત.)
Non è oro tutto quel che luce. (ઈતાલ્યન કેહવત.)
Fronti nulla fides. (લૅતીન કેહવત.)
No es todo oro lo que reluce. (સ્પૅનીશ કેહવત.)
(ફારસી કેહવત.) هر درخشنده طلا نیست

ઉજલું ફુલ જેવું.

ઉજલું બરફ જેવું.

As white as the driven snow. (અંગ્રેજી કેહવત.)

ઉજલે લુગડે ડાઘ બેસે.

A spot is most seen upon the finest cloth. (અંગ્રેજી કેહવત.)

ઉજલે લુગડે વેહવાર્યો. ૫૦૦

ઉઠ કાકા! ત્રણ તાહરા, ને બે માહરા.

ઉઠ ગધેડી, ને વેહલ ખદેરી.

ઊંઠ ગાંગરતાં પલાણ.

ઊંઠ તોલાય ત્યાં ગધેડાં ઘરે જાય.

ઊંઠ પાડાને હલ્યું, ને પાડો પરદેશી. ૫૦૫

ઉંટ, બ્રાહ્મણ, ને માંકડું, અણપેસાડ્યું પેસે.

ઉઠ બેટી દન ચહડ ગયા, તો કે' દિનકુતો દેવાના લગા, મેં તો મેરી બખતસે ઉઠુંગી.

ઊંઠ મરે તો મારવાડ ભણી મુખ રાખે.

ઊંઠ મેલે આંકડો, ને બકરી મેલે કાંકરો.

ઉંઠ ફકત આંકડાનું ઝાડ ખાતું નથી, પણ બકરી સઘલું ખાઈ જતાં માત્ર કાંકરા રેહવા દિયેછે.

ઉઠ રતસી બગસી આવ્યા, ઢાલ ઢોલ ને કર સજાઈ, જ્યાં પોહરે માહરા બગસી ભાઈ. ૫૧૦

ઊંઠ લાંબું, ને પુછ ટુંકું.

अंगा पेक्षा बोंगा मोठा. (મરાઠી કેહવત.)

ઉઠ વહુ વિસામો ખા, હું કાંતું તું દલવા જા; ઉઠો સાસુજી (અથવા, બાઈજી રે!) તમે મોહડાં ના મરડો, હું કાંતું તમો કોરડા ભરડો.
ઊંઠ વૈદું.
ઊંટકી દાહરમે જીરા, ને ઊંઠ કેહ્ય કે ધીરા.
ઊંટડો કહી તર બેસશે (તેની કોણને ખબર?) ૫૧૫
ઊંઠના રોગને સોયનો ડામ નહિ ચાલે.
ઊંઠની દાહડમાં જીરાંનો વઘાર.

A handful of grass for an elephant's stomach.
(કાશમીરી કેહવત.[૧])

What's a crab in a cow's mouth. (અંગ્રેજી કેહવત.)

ઊંઠનું મહો માલવા ભણી.
ઊંઠને ઘેર લગન ગીયાં, ત્યારે ગધેડાંને ગીત ગાવા તેડ્યાં, કે' "માય સારા સાદે ને સારા રાગે ગીત ગાવો," તો કહે, "જેવા તમારા સકાર તેવા હમારા સાદ."
ઊંઠને મહો વાસો ન આવે. ૫૨૦
ઊંઠને મહોડે ઝાંખરાં.
ઊંઠને સલુક નહિ.
ઊંઠને સીંગ જોઈને નથી આપ્યાં.

Cursed cows have short horns. (અંગ્રેજી કેહવત.)
Dat Deus immiti coruna curta bovi. (લૅતીન કેહવત.)
Fools should not have chapping sticks. (સ્કૉચ કેહવત.)
ખોદા હરામઝાદેકુ નાખુન ન દે. (હિંદુસ્થાની કેહવત.)

مورها به که نباشد پرش
خدا می داند که خررا شاخ نمی دهد
آن دو شاخ گاو گر خر داشتی—هیچ کس را پیش
خود نگذاشتی (ફારસી કેહવતો.)

૧. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 80.

If the cat grew wings, the water-fowl could not live in the lakes. (કાશમીરી કેહવત.[1])

ઊંટનો જામો, ને ચલ્લીનો ચણિયો.

He is making clothes for fishes. (અંગ્રેજી કેહવત.)

ઊંટનો બરડો. ૫૨૫

વાંકી ચુંકી ચીજના સંબંધમાં વપરાયછ.

ઊંટનાં અઢારે વાંકાં.

ઉંટ તોરી કોન કલ સીધી? (હિંદુસ્થાની કેહવત.)

ઊંટનાં ઉંટ ગલી જવાં.

ઊંટનાં ઉંટ ઘસડાઈ જાય, ને ગધેડું પાર પૂછે.

ઊંટનાં સીંગડાં ગયાં ત્યાં.

ઉઠરે દીકરા વેપારી, ચોરે પાડ્યું ખાતર, ઘરમાંથી ત્રણ રત્ન ગયાં, નરેણી, ચીપ્યો, ને કાતર. ૫૩૦

ઉઠાવે લકરી, નચાવે બકરી.

(ફારસી કેહવત.) گر نبودی چوب تر فرمان نبردي گاو و خر

ઉઠ્યા દેવ, ને ન ગણ્યું ચોમાસું.

ઉઠ્યા ભાટ, ને લાગે બારેવાટ.

Gird up the clothes, rise, and away. (કાશમીરી કેહવત.[2])

ઊંડે કર્યા ઢેકા, તો માણુસે કર્યા કાઠડા.

ઉઠે વિચારે વિવાહ ન મલે. ૫૩૫

ઉડણી[3] કરતીને મોહડે ધુળ.

ઉડતા વા સાથ વહડે (એવું કજ્યાખોરૂં.)

To fight with one's own shadow. (અંગ્રેજી કેહવત.)

ઉડતો વા વાત લેઇ જાય.

---

૧. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 35. ૨. *Ibid*, p. 224.

૩. જાદુ કોટલ.

ઊંડો કુવો, ને ફાટેલી બોખ.

ઊંડાં પાણીમાં તરવું. ૫૪૦

ઊંડાં પાણીમાં પેસ્યે શીદ કે બુડી મર્યે!

ઉત્તમ ખેતી, મધમ વેપાર, કનીષ્ટ (અથવા નફ્‌ત) ચાકરી, ને નીદાન ભિખ. (અથવા) ઉત્તમ ખેતી, મધમ વહાન, નફ્‌ત ચાકરી, ને ભિખ હરામ. (અથવા) ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર, કનીષ્ટ ચાકરી તે તાબેદાર.

ઉત્તમનું તુકારે મોહત, ને અધમને ખાસડાંનો માર.

A word to the wise. (અંગ્રેજી કેહવત.)

در خانہ اگر کس است یک حرف بس است

(ફારસી કેહવત.)

ઉત્તમસે ઉત્તમ મીલે, મીલે નીચસે નીચ, પાણીસે પાણી મીલે, ઓર મીલે કીચસે કીચ.

Like with like is blessing, but unlike is confusion. (કાશમીરી કેહવત.[1])

Like will to like.

Birds of a feather flock together. (અંગ્રેજી કેહવતો.)

Semper graculus assidet graculo.

Simile gaudet simili.

Æqualis æqualem delectat. (લૅટીન કેહવતો.)

Young men delight in the company of the young, old of old, learned men of learned, wicked of wicked, good fellows of drunkards.—TULLY in Cat. Maj.

کند همجنس با همجنس پرواز

کبوتر با کبوتر باز با باز (ફારસી કેહવત.)

---

૧. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 206.

ઉતરા શેહનાં મરદક નામ. ૫૪૫

ઉતરાણ આવી ઢુકડી,[૧] ને ગોરાણીને ભાવે સુખડી.

ઉતરાયણ કંઈ ઓછું પર્વ નથી.

ઉતર્યું ઘાંટી, ને થયું માટી.

(ફારસી કેહવત.) چون از گلو فرو رفت چه حلوا چه زهر

ઉતાર[૨] વગર હોડીપર બેસવું.

ઉતાવલા સો બાહવરા, ધીરા સો ગંભીર. ૫૫૦

A hasty man never wants woe. (અંગ્રેજી કેહવત.)

उतावळा नवरा आणि गुडघ्याला बाशिंग. (મરાઠી કેહવત.)

(ફારસી કેહવત.) تعجيل كار شياطين است

ઉતાલા સો બાવલા. (હિંદુસ્થાની કેહવત.)

ઉતાવલ્યો સાત વાર પાછો ફરે.

Most haste, worst speed. (અંગ્રેજી કેહવત.)

If he delays, he will come quickly, but if he hastens he will come slowly. (કાશમીરી કેહવત.[૩])

(ફારસી કેહવત.) عاجل دوبار كار مى كند

ઉતાવલે આંબા ન પાકે.

An oak is not felled with one blow.

Rome was not built in a day. (અંગ્રેજી કેહવતો.)

ઉદનાની ખોટ વરાછામાં[૪] પુરાય.

ઊંદર કોતરે, ભોરીંગ[૫] ભોગવે. (અથવા) ખોદે ઊંદર, ને ભોગવે ભુજંગ.[૫]

Foxes dig not their own holes. (અંગ્રેજી કેહવત.)

---

૧. નજીક, પાસે.

૨. પાર ઉતારવાનું ભાડું.

૩ *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 3.

૪. સુરત પાસે ગામ.

૫. સાંપ.

ઊંદર દરમાં નહિ માય, ને પછવાડે બુહવારડી[1] ધાય. ૫૫૫

The rat himself cannot get into his nest properly, and he takes his mother after him! (કાશ્મીરી કેહવત.[2])

स्वोदराची नाहीं भरती, दुज्या आमंत्रण करिती. (મરાઠી કેહવત.)

ચુવા બિલમે સમાતા નથા, કાનો બાંધા છાજ. (હિંદુસ્થાની કેહવત.)

موش بسوراخ نمی رفت جاروب بدُمش بست

(ફારસી કેહવત.)

ઉંદર દરમાં, ને બીલાડી મુછ મરડે.

ઊંદર ફુંક મારતો જાય, ને કરડતો જાય.

ઊંદર બીલાડીને સહલ્લા હોય ત્યાં ઘરધણી સુખે ન રહે.

Two cats and a mouse, two wives in one house, two dogs and a bone, never agree in one. (અંગ્રેજી કેહવત.)

ઊંદર બીલાડીનો મેલ.

The cat and dog may kiss, yet are none the better friends.

Like dog and cat. (અંગ્રેજી કેહવતો.)

इळा आणि भोपळा. (મરાઠી કેહવત.)

ઊંદરનું મરવું, ને બીલાડીનું હસવું. ૫૬૦

The cat's play is the rat's torment, the king's anger is the subject's ruin.[3]

It is sport to you, but death to us. (અંગ્રેજી કેહવત.)

ચિરિયા મરન, ગુંવાર હાસી.

લડકોંકા ખેલ, ચિરીયોંકા મરના. (હિંદુસ્થાની કેહવતો.)

माजराचा खेळ होतो, पण उंदराचा जीव जातो. (મરાઠી કેહવત.)

---

૧. ઝાડુ.

૨. *Dictionary of Kashmiri Proverbs,* by Rev. J. Hinton Knowles, p. 64.

૩. *Hill Proverbs of the Inhabitants of the Chittagong Hill Tracts,* by Capt. Thomas Herbert Lewin, p. 24

ઊંદરને ઉચાલો નહિ, ગાંડીને ગવાલો નહિ, નાગર બચ્ચો કાલો નહિ, બ્રાહ્મણને ઘેર પાલો નહિ.

ઊંદરને હરધનો ગાંઠિયો મલ્યો ત્યારે ગાંધીની દુકાન માંડી.

એક હલદીકે ગરેહ લે પનસારી બન બૈઠી. (હિંદુસ્થાની કેહવત.)

ઊંદરનાં મહોમાંથી હાથીદાંતની શું આશા રખાય?

ઉધમ કરો હજાર, નસીબ બિન કોરી ન પાવે.

ઉધમાતની ઉજાણી, એક ઉછાલે ધુલ, ને એક ઉછાલે પાણી. ૫૬૫

ઉધરતાંજ ખુટયે કે આંગલપેર લેઈ નહિ ઉડે.

યાને, બચ્ચાંને પેહલેથીજ શિખવીએ તો આગલ ચાલતાં બગડે નહિ.

ઉંધા અસ્તોરા બંધાવવા.

યાને, કોઈને ખાડામાં ઉતારવું.

ઉંધા ઘડા પર પાણી, ને સર્વે ધુલધાણી.

ઉંધા પાટા બંધાવવા.

યાને, ઉલટી વાત સમજાવવી.

ઉધાર આપ, અને ખરૂં જોખ, (અથવા, નમતું તોલ.) ૫૭૦

ઉધાર આંબા ખાટા.

ઉધાર, તો કે' ઓ, તો કે' ખુણે બેસીને રો; નગદ, તો કે' જી, તો કે' ખા ખીચડી ને ઘી.

ઉધાર હલવા કરતાં નગદ ટપલો ભલો.

A bird in the hand is worth two in the bush. (અં. કે.)

کرمي بکفم به که کلنگي در هوا
گنجشکي به نقد به که طاوسي به نسیه
گنجشک در دست به که باز در هوا
(ફારસી કેહવતો.) سیلی نقد به از حلوای نسیه

ઉધારની માને નગદ પરણે.

ઉધારે હાથી બંધાય, (અથવા, વેચાય,) પણ રોકડે બકરી ન બંધાય, (અથવા, વેચાય.) ૫૭૫

ઉંધી ઈંટનો ચણનાર.

ઉંધે દાહડે ઉંધું સુજે.

چو تیره شود مرد را روز کار — همه آن کند کش نیاید بکار
(ફારસી કેહવત)

ઉંધે (અથવા, અવલે) હાથે ઓવરણાં લેવા.

ઉંધાં વાજાં વાગવાં.

ઉંધાંનું ચટું, ને ચટાંનું ઉંધું. ૫૮૦

ઉની ઉની ચાહે પીએ તો ખોદાને ઘેર લખાય.

ઉની પુણી, ને રતનિયો.

ઉનું ખાતાં મોહડું દાઝે તે કેને કહે.

ઉનું ખાય, ઓઢીને સુવે, (અથવા, ઉઘાડે સુવે,) તેની નાર વૈદ ન જુવે.

ઉને પાણીએ આગ ન લાગે. ૫૮૫

ઉનાં પાણીએ કાંઇ ઘેર નહિ બલે.
(ફારસી કેહવત.) بگفتن آتش دهن نمي سوزد
ऊन पाण्यानें घरें जळत नाहींत. (મરાઠી કેહવત.)

ઉનાં પાણીમાં ઉતરવું.

ઉપજ્યું ત્યાંથી નીપજ્યું.

ઉપર ટીપટાપ, માંહે કુવા, પરદેશી આવ્યા ને ડુબી મુવા.

ઉપર હીરા ચકચકે, ને અંદર કીડા કચકચે. ૫૯૦
The sweetest mangoes are the most worm eaten, a beautiful woman is least to be trusted.[1]

ઉપરકી તો ટાપટીપ, ઓર ભિત્તરકી તો રામજી જાણે.
ઉપર તો ખુબ બની, પર અંદરકી રામ જાને. (હિંદુસ્થાની કેહવત.)

---

૧. *Hill Proverbs of the Inhabitants of the Chittagong Hill Tracts*, by Capt. Thomas Herbert Lewin, p. 24.

ઉપાડી જીભ, ને લગાડી તાલવે.

उचलली जीम लावली टाळ्यास. (મરાઠી કેહવત.)

ઉપરૂં ને તલે સુપડું. (અથવા) તલે ઉપરૂં, ને ઉપર સુપડું.

ઉંબર તો ડુંગર થયા, ને પાદર તો પરદેશ થયાં.

ઉંબર નહિ જોયો તેણે ડુંગર જોયો. ૫૯૫

ઉંબર બહાર નિસર્યો, ને ભવનાં દુખ વિસર્યો.

ઉંબર મુકયો, ને ધરમ ચુકયો.

ઉંબરમાંથી નિકલ્યો, ને હૈડાંમાંથી નિસર્યો.

માણસ મરણ પામેછે અને તેને ઘરમાંથી બહાર લેઈ જવામાં આવેછે ત્યારથીજ તેની યાદ ભુલાતી જાયછે.

Long absent, soon forgotten.

Out of sight, out of mind. (અંગ્રેજી કેહવતો.)

જો નઝર ન આવે સો ભુલ જાવે. (હિંદુસ્થાની કેહવત.)

هرکه از دیده دور از دل دور

(ફારસી કેહવતો.) از دل برود هر آنچه از دیده برفت

ઉંબરસારી,[1] નવસે નારી, ઉંચા મોરા,[2] નીચી ખારી.

ઉભા રહેવાથી પાણી ના પીવાય, પીવાય તો પાયે ઉતરે. ૬૦૦

ઉભો પરોણો હારાનો[3] ભાર ઝીલે.

ઉભો રલે તે બેઠા સારૂં. (અથવા) ઉભો રલે તે બેઠાને કાજ, ને સુમ રલે તે સખીને કાજ.

ઉભો સાંઠો (અથવા, ઉભું લાકડું) સો મણ ભાર ઝીલે.

ઉમરૂં,[4] ને મોતીનું ઝુમરૂં.

ઉલટ ઐસી આંધલી, કે દેખતેઈ ખાડ ગીરાએ, બનિયાં તોલમે, નહિ કે મોલમે, કુચ્છ કમાએ. ૬૦૫

---

૧. ઉડવાડાની ઉત્તરે આવેલું એક ગામ. ૨. ટેકડા.

૩. હારા, એટલે સાત મણનું માપ (અનાજ વગેરેનું.)

૪. ઉમર ગામ.

ઉલટી અલ્લા કોટે વલગી.

ઉલટી ગંગા ચાલવી.

ઉલટો ચોર કોટવાલને દંડે.

Rognery supplants justice. (અંગ્રેજી કેહવત.)

ઉલટે ચોર કોટવાલને દાંડે. (હિંદુસ્થાની કેહવત.)

उलट्या चोराच्या बोंबा.

चोर सोडून कोतवालाला दंड. (મરાઠી કેહવતો.)

ઉલેચે અંધારૂં ન જાય.

ઉવા તેને દુવા નહિ જોઈએ, દુવા તેને ઉવા જોઈએ. ૬૧૦

ઉસકુ તો એક તાંગ થા. (અથવા) મુરઘીકી એક તાંગ.

But one leg to the fowl. (કાશમીરી કેહવત.[1])

એક શેઠે પોતાના નોકરને એક મરઘી પકાવવા આપી. પકાવ્યા પછી નોકરનો જીવ ન રેહ્યાથી મરઘીની એક તાંગ તે ઉછાલી ગયો. શેઠે મરઘીને ફકત એકજ તાંગ સાથે જોવાથી બીજી તાંગ માટે નોકરને પુછ્યું, જ્યારે તેણે જવાબ દીધો કે, "ઉસ્કુ તો એક તાંગ થા." શેઠનાં ધ્યાનમાં આ વાત નહિ ઉતરવાથી તેણે નોકરની સારી પેઠે ખબર લીધી. થોડાક દિવસ વીટા બાદ નોકરે એક બીજી મરઘીને જ્યારે રસ્તામાં એક તંગડી પેટમાં ખોસી દઈ, એકજ પગ ઉપર ઉભેલી જોઈ ત્યારે તે દોડતો શેઠ પાસે આવી તેને તે દેખાડવા લઈ ગયો. શેઠે તુરત "હાટ હુશ" કીધું તો મરઘીએ બીજો ટાંટિયો જમીન ઉપર મેલી દેઈ ઝડપથી નાહસવા માંડ્યું. નોકરે કહ્યું "સાહેબ! તે દાહડે તો તમે એમ "હાટ હુશ" નહિ કીધું હતું. જો કીધું હતે તો મરઘીની બીજી તાંગ તમોએ તુરત જોઈ હતે." આ ઉપરથી આ કેહવત ખરી વાત ઉડાવી કાહડવાના સંબંધમાં બોલાયછે.

---

1. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 117.

ઉસકુ તો દો સીંગ થા.

બોલીને ફરી જનારના સંબંધમાં વપરાયછ.

ઉસ્તાદ બેસે પાસ તો કામ આવે રાસ.

The master's eyes make the horse fat. (અંગ્રેજી કેહવત.)

ઉસ્તાદ બએઠે પાસ, કામ આવે રાસ. (હિંદુસ્થાની કેહવત.)

धनी अस्तां पासी, काम होय त्वरेसी. (મરાઠી કેહવત.)

ઉસારવું હોય તો ઉસારો, ને ધોલાં ધાનની તો બાધા છે.

ઉસે જુવાર બાજરી, ને મુસે[1] નાર પાધરી. ૬૧૫

There is no argument like that of the stick.

It is the raised stick that makes the dog obey.

If you shake the stick the monkey will dance. (અં. કે.)

ઉસો ગવાહી, ને મુસો સાક્ષિ.

ઉસો શાખ ને મુસો ગવાહિ, ને નહિ બોલે (અથવા, જુઠું) બોલે તેને માથે ગામની દુહવાઇ.

ઉંહુંનું ઓખડ નહિ.

---

૧. મુસ અથવા મુસું એટલે ખાંડણું.



# એ, ઐ



એ કીડીને બાઘ મારા.

એ કીસીકી મુરઘી ? (અથવા) કાજીની મારી હલાલ. ૬૨૦

"What came out with the soap is lawful," a *pir* said. (કાશમીરી કેહવત.[1])

એ ઘાહના કાંઈ ગાંજા નહિ મળે.

માણસનાં મોહત પુઠે બોલાયછે.

એ ચણેકી દાલ, ને એ ચણેકી રોટી.

એ તો માહરૂં આરૂં ભોરૂં, ને રામડીયાનું કોહડું.

એ તો મુવો મુસ્તો, મારરે એનાં માથાંમાં દસ્તો.

એ પાણીએ વાલ નહિ ચરે. ૬૨૫

એ પાણીએ મગ નવ ચરે, સો મણ બાળો કાષ્ટ. (શામળ.)

એ બાઘ કીને મારા ? એ બાઘ મયને મારા.

એ વર કલવો ખાનાર નથી.

એ સંગ કંઇ કાશી નહિ ઉતરે, (અથવા, જાય.)

---

૧. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 252.

એક અનાર, સો બીમાર.

એક પેર હરરી શકરી, ગાંવ ખાસી. (હિંદુસ્થાની કેહવત.)

یک انار صد بیمار

یک مویز و صد قلندر

یک انگور و صد زنبور

یک آهو و صد سگ (ફારસી કેહવતો.)

એક આજ એ આવતી કાલની બરાબર છે. ૬૩૦

One to-day is worth two to-morrows. (અંગ્રેજી કેહવત.)

એક આલે, બીજો વારે, તેને ઘાલે જમને બારે.

દાતા દએ, ભંડારીકા પેટ ફૂટે. (હિંદુસ્થાની કેહવત.)

खर्चणाराचे खर्चतें, कोटवळयाचें पोट दुखतें. (મરાઠી કેહવત.)

એક આવે તો બીજાને વિસરાવતો (અથવા) ભલું કેહવડાવતો.

એક ઉજલે સઉ ઉજલા.

એક ઉંદર પર બાહવન બીલાડા.

એક એકડા વગરનાં સો મીંડાં ખોટાં. ૬૩૫

એક એકની ચોટલી મંત્રે (એવાં માણસો.)

એક આંખે રડશે, ને બીજી આંખે હસશે.

એક કબીરા જલ બસે, એક જલકે તીર, મેં તોએ પુછું પંડીતા! ઉનમે કોણ કબીર.

એક કસર ને સો સફર.

કેટલાંકો "ઘેરની કસર ને વહાનની સફર," અથવા "માટીડાની સફર ને બૈરાંની કસર" પણ કહેછે.

એક કાગડો બીજા કાગડાનો ડોલો ટુપે. ૬૪૦

Two of a trade seldom agree. (અંગ્રેજી કેહવત.)

એક કાજ, ને બીજું પરગણુ.

એક કાને સાંભલીને બીજે કાને કાહડવું.

In at one ear, and out at the other. (અંગ્રેજી કેહવત.)

એક કાનેથી ચાર કાન.

એક કામમાં બે કાજ.

એક કેકૂ, હજાર હેકૂ. ૬૪૫

એક કોદરે કંઈ કાળ મટે ?

One swallow does not make a summer. (અંગ્રેજી કેહવત.)

You can't make a raft of a single bamboo, neither is oil produced from a single sesamum seed.[1]

از یک گل بهار نمي شود

(ફારસી કેહવતો.) از یک پرستو تابستان نشود

એક કોહેલી માછલી આખા તલાવને ગંધીલું કરે. (અથવા)

એક કોહેલી માછલીએ આખો ટોપલો ગંધાય.

One rotten fish spoils a boat-load.[2]

One ill weed mars a whole pot of pottage.

One scabbed sheep will mar a whole flock.

A rotten sheep infects the whole flock. (અંગ્રેજી કેહવતો.)

یک بز گرگین همه بزهای گله را گرگین کند

(ફારસી કેહવતો.) بزکه گرگین شده از گله بدر باید کرد

એક મછલી ગંધી સારે જલકુ ગંધા કરતી હએ. (હિંદુસ્થાની કેહવત.)

Una pecora infetta n' ammorba una setta. (ઈતા. કેહવત)

Il ne faut qu'une brebis rogneuse pour gâter tout le troupeau. (ફ્રેંચ કેહવત.)

El puerco sarnaso rebuelve la pocilga. (સ્પૅનીશ કેહવત.)

Grex totus in agris unius scabie cadit et porrigine porci. (જુવેંનલ.)

---

૧. *Hill Proverbs of the Inhabitants of the Chittagong Hill Tracts*, by Capt. Thomas Herbert Lewin, p. 20.

૨. *Ibid*, p. 13.

એક કાંકરે બે પક્ષી મારવાં.

To kill two birds with one stone. (અંગ્રેજી કેહવત.)

He kills two dogs wi' ae stane. (સ્કૉચ કેહવત.)

یک گزدو فاختہ

(ફારસી કેહવતો.) بیک تیر دو نشانہ زدن

એક ખરચ્યું દામ, તો અઢારસો ગોલામ. ૬૫૦

એક ખસખસનો દાણો, ચાર વખત છડ્યો, ચાર ભાગ કીધા, એક ભાગ ખાધો, તેને કલેજે ડાઘ લાગો, પીયુ આવે ને પુછું, અન્ન ખાધેથી કેમ જીવાય? (અથવા) એક ખસખસનો છટ્ટો ભાગ, લાગો માહરે કલેજે લાગ, પીયુ આવે તો પુછું કે અન્ન ખાવે તો કેમ જીવે?

ઘણી નાજુકાઈનું ડોલ ઘાલનારના સંબંધમાં વપરાયછે.

એક ખોજો, ને બીજો ખાપરો.

એક ખોદાની હાજર નિશાની, સૂર્ય, ચંદ્ર, આતશ, ને પાણી.

એક ગલીમાં આવન જાવન, ને ગદ્ધી ગાવે ગીત, ને દેખો ઘરકી રીત.

એક ગલીમાં આવન જાવન, ને વચમાં મેલી શાકર, દાહડીવાલા ખાઇ ગયા, ને મુછવાલાને પકડ. ૬૫૫

કર ગયા દાહરીવાલા, પકરા ગયા મુછોવાલા. (હિંદુસ્થાની કેહવત.)

એક ગામમાં બે નકટા વસે, ખાસડાં પડે ને ખડખડ હસે, (અથવા,) આનીગમ લડે, ને પેલીગમ હસે.

એક ગુનાહ તો ખોદા પણ માફ કરે.

એક ઘઉં, તેમાંથી સઉ. (અથવા) એક ઘઊં તેમાંથી ચોરાસી પકવાન થાય.

એક ઘઊંની કણક, જેમ રાંધો તેમ ખરી.

એક ઘડીની શોખાઈ, ને આખા દાહડાનું સુખ. ૬૬૦

Bashfulness is an enemy to poverty. (અંગ્રેજી કેહવત.)

એક ઘરીકી બેહાઈ, સારે દિનકા આધાર. (હિંદુસ્થાની કેહવત.)

એક ઘડીની શોખાઇ, ને જનમારાનું દુખ.

એક ઘડીનું દુખ, તો જનમારાનું સુખ.

એક ઘડીનું સુખ, ને જનમારાનું દુખ.

Short pleasure, long lament. (અંગ્રેજી કેહવત.)

એક ઘર તો ડાકણુ પણુ મુકે.

એક ઘાએ કુવો નહિ ખણાય. ૬૬૫

એક ઘેર તે ઘેરમાં નહિ, ને એક દીકરો તે દીકરામાં નહિ, ને સો રૂપ્યા તે રૂપ્યામાં નહિ.

એક ઘેરને વળગી રેહવો.

Rolling stones gather no moss. (અંગ્રેજી કેહવત.)

Rowin' staines never gather moss. (સ્કૅાચ કેહવત.)

(ફારસી કેહવત.) یک در گیر محکم گیر

Saxum volutum non obducitur musco. (લૅતીન કેહવત.)

Pietra mossa non fa muschio. (ઈતાલ્યન કેહવત.)

La pierre souvent remuée n'amasse pas volontiers mousse. (ફ્રૅંચ કેહવત.)

Planta quæ sæpius transfertur non coalescit.—QUINTUS FABIUS.

એક ચણાની (અથવા, એક મગની) બે ફાડ કરવી.

एका घावीं दोन तुकडे. (મરાઠી કેહવત.)

એક ચનેકી દો દાલ.

એક રોટીકે દો ટુકડે.

એક સીબકે દો ટુકડે. (હિંદુસ્થાની કેહવતો.)

એક જાલમે સો સાંપ દેખા!

એક ટકાની મરઘી, ને ચાર આના પીછ ટુપામણુ. ૬૭૦

Eleven grooms for a one-eyed mare. (કાશમીરી કેહવત.[1])

---

૧. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 95.

(ફારસી કેહવત.) آفتاب بہ خرج لحیم

દમરીકી બુલબુલ, ટકા છટાઈ.

દમરીકી બુઢિયા, ટકા સર મુંડાઈ. (હિંદુસ્થાની કેહવતો.)

दुगाणीचा मुळा, तीन पैसे हेल.

एका पैशाचें तेल, दोहो पैशाचा हेल. (મરાઠી કેહવતો.)

એક ઠગ, ને બીજો મહા ઠગ.

એક ડુબતો બીજાને ડુબાડે.

એક તનદરોસ્તી, હજાર ન્યામત.

Health is great riches.

Health is better than wealth. (અંગ્રેજી કેહવતો.)

એક તરેહકી રોટી, કોઈ મોટી ને કોઈ છોટી.

માંકા પેટ, કુંભારકા આવા, કોઇ ગોરા, કોઈ કાલા.

એક તવેકી રોટી, કિયા છોટી, કિયા મોટી. (હિંદુસ્થાની કેહવતો.)

એક તો મીયાં થેહી થે, દુસરે ખાઇ ભંગ. ૬૭૫

(ફારસી કેહવત.) یکی بود مجنون دگر خورد می

એક તો હાણી, બીજી હાંસી.

એક તાંકણો, બે તિરથ.

એક થાને (અથવા, કરતાં) બે ભલા.

Two heads are better than one. (અંગ્રેજી કેહવત.)

One and one are eleven. (કાશમીરી કેહવત.[1])

એક ઓર એક ગ્યારે.

એકસે દો ભલે. (હિંદુસ્થાની કેહવતો.)

એક દમ, ને હજાર ઉમેદ. (અથવા) એક કોઠે એકાવન ઉમેદ.

While there is life, there is hope. (અંગ્રેજી કેહવત.)

(ફારસી કેહવત.) یک دم هزار امید

એક દમમે હઝાર દમ. (હિંદુસ્થાની કેહવત.)

---

૧. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 7.

એક દરવાજો બંધ થાય તો ખોદા સો ઊઘાડે. ૬૮૦

Where one door shuts, another opens. (અંગ્રેજી કેહવત.)

(ફારસી કેહવત.) یک در بستہ و ہزار در وا

એક દર બંધા, તો હઝાર દર ખોલ્લા. (હિંદુસ્થાની કેહવત.)

એક દાહડાની શોખાઇ, ને બધા દાહડાનો આરામ.

એક દાહડાની શોભા, ને જનમારાની ઓભા.

એક દાહડો ઇદડી, ને બીજે દાહડે રોજા.

After Christmas comes Lent. (અંગ્રેજી કેહવત.)

એક દિન મેહમાન, દો દિન મેહમાન, તીસરે દિન બેઈમાન.

Fresh fish, and new-come guests, smell by that they are three days old. (અંગ્રેજી કેહવત.)

L'hoste et poisson passe trois jours puent. (ફ્રૂંચ કેહવત.)

એક દુખ જે પજ્ઞું ચાંદું, બીજું દુખ જે બૈરૂં માદું, ત્રિજું દુખ પાડોશી ચાર, ચોથું દુખ જે બારણે ખાર.[1] ૬૮૫

એક નકટો સોને નકટા કરે.

One fool makes many. (અંગ્રેજી કેહવત.)

One fool makes a hundred. (અંગ્રેજી કેહવત, સ્પૅનીશ ઉપરથી આવેલી.)

એક નન્નો સો દુખને ટાલે. (અથવા) એક નન્યો નવ દુખને હણે.

One refusal prevents a hundred reproaches. (અં. કે.)

એક નન્ના સો દુખ હરે. (હિંદુસ્થાની કેહવત.)

एक नन्ना म्हणती आलें विघ्न निवारिती. (મરાઠી કેહવત.)

એક નર તેને સો અંધર.[2]

એક નારૂ, તેને હજાર દારૂ.[3]

Every sore has its salve. (અંગ્રેજી કેહવત.)

(ફારસી કેહવત.) هر دردی را درمانی مقرر کرده است

૧. ખાડો. ૨. હુંનર. ૩. દવાઈ, ઈલાજ.

હર દર્દકે વાસ્તે દરમાન મુકરર હય. (હિંદુસ્થાની કેહવત.)

એક નૂર આદમી, ને દસ નૂર કપડાં, હજાર નૂર ઘરેણાં, ને લાખ નૂર નખરાં. ૬૯૦

Fine feathers make fine birds.

Fair feathers make fair fowls.

God makes, and apparel shapes. (અંગ્રેજી કેહવતો.)

એક નૂર આદમી, હઝાર નૂર કપરા. (હિંદુસ્થાની કેહવત.)

એક પગ દુધમાં, ને એક પગ દહીમાં.

એક પથ્થરે બે પક્ષી મારવાં.

આ કેહવત અંગ્રેજી To kill two birds with one stone ઉપરથી આવેલી છે.

Matar dous passaros com huma pedra.[1] (પોરચુગીઝ કેહવત.)

Twee appelen met éénen stok afwerpen.[2]

Twee vliegen met éénen klap slaan.[1] (ડચ કેહવતો.)

એક પાન સોને કોહવાડે.

La manzana podrida perde a su compaña.[3] (સ્પૅ. કે.)

Eén rotte appel in de mande, maakt al de gave fruitte schande.[4] (ડચ કેહવત.)

એક પાસે અસ્તાચલ, ને એક પાસે ઉદયાચલ, ને વચમાં મેરૂ, આ કલજુગમાં કાં ખડી કાં ગેરૂ.

એક પીછોડીને છેડે કાંણું, ને એક નહિ મલે ને બીજીને આણું. ૬૯૫

એક પુણી પડી તેથી બાર ગામ ચંપાઇ મુવાં.

એક પંથ દો કાજ.

To kill two birds with one stone.

To have two strings to one's bow. (અંગ્રેજી કેહવતો.)

---

૧. To kill two birds with one stone.

૨. To bring down two apples with one stick.

૩. The rotten apple spoils its companion.

૪. One rotten apple in the basket infects the whole.

هم فال وهم تماشا
(ફારસી કેહવતો.) هم خرما وهم ثواب

એક પાંત બંબોલકી, દોનો બેઠકર જાય, દોનોમે જો સંપ હોય, તો તીસરા આકર સમાય.

એક બેહન મંડાઇ, ને એક બેહન રંડાઈ.

એક મરણિયો સોને ભારેવ. ૭૦૦

એક મીન (અથવા, મેઆન)માં બે તલવાર નહિ માય, ને એક મુલકમાં બે બાદશાહ નહિ સમાય.

Never carry two faces under one hood. (અંગ્રેજી કેહવત.)
Two stars keep not their motion in one sphere ;
Nor can one England brook a double reign
Of Harry Percy and the Prince of Wales.
(શેકસપીઅર, "કીંગ હેંત્રી ધ ફોર્થ.")

دو شمشير در يک نيام نگنجند
(ફારસી કેહવતો.) دو مهمان در يک خانه نگنجند
ده درويش در گليمي بخسبند ودو پادشاه در اقليمي
(શેખ સાઅદી.) نگنجند

एका म्यानांत दोन सुऱ्या. (મરાઠી કેહવત.)
એક નિયામમે દો છુરી. (હિંદુસ્થાની કેહવત.)

એક મુશ્કેલ, સો આસાન.

એક મુશકિલકી હઝાર હઝાર આસાન રખી હએ. (હિંદુસ્થાની કેહવત.)

એક રસ્તો બંધ, તો સો રસ્તા ઉઘાડા.

There are as good fish in the sea as ever came out of it.
(અંગ્રેજી કેહવત.)
(ફારસી કેહવત.) صد در شود گشاده چو بسته شود دري

એક રામ, તેનાં સો (અથવા, સહસ્ત્ર) નામ.

એક રામે આખી લંકા લેવાઈ હતી. ૭૦૫

એક રામે લંકા લીધી, તો બાર (અથવા, આઠ) રામ શું ન કરે?

એક રૂપિયો સો વરશ રેહ્યે તો લાખ રૂપિયા રેહ્યે.
એક રૂપ્યા ઉપર મહિને દહાડે સેંકડે એક રૂપ્યો વ્યાજ ગણતાં સો વરશે એક લાખ રૂપ્યા ઉપર થાયછે.

એક રાંડ ઉંચી, તેની કમરે છે કુંચી, ને કપાસ્યાને ચકલે ઉભી ત્યાં રૂની કાની ટુપી.

એક રાંડ, તેને સો સાંઢ.

એક લખ્યું, તે સો ભખ્યું. ૭૧૦
Setting down in writing is a lasting memory. (અં. કે.)
એક લીખા ઔર સો બકા. (હિંદુસ્થાની કેહવત.)

એક વખત થુક નાખી પાછી ન ગલાય.

એક વગર એકડો નહિ, ને સોનાં મીંડાં ખોટાં.

એક વરે એકોતેર.

એક વ્યાઇ, ને સો હોલાઇ, ભુંડરી વ્યાઇ, ને સુંઠ ને રાઇ.

એક વેંહતનું માથુઆનું સાઠ હાથની પાઘડીને છેતરી જાય. ૭૧૫

એક વાંસનાં બોહીયાં, ને સબ સરીખાં હોઇયાં.
Birds of the same feather.
A chip of the old block. (અંગ્રેજી કેહવતો.)
સબ એકહી ઠેલેકે બટે હએ. (હિંદુસ્થાની કેહવત.)
एका माळेचे मणी. (મરાઠી કેહવત.)

એક સક્રેનાં પાંચ.

એક સતીમે નગર સારા, એક ચંદરમે નવ લખ તારા.

એક સ્ત્રી વિખરવે સો નર હેરાન.
زن بد درسرای مرد نیکو
هم درین عالم است دوزخ او (ફારસી કેહવત.)

એક સ્વપ્ને કંઇ રાત વહી ગઇ? ૭૨૦

એક સુખ જે જાતે નરા, બીજું સુખ જે સપુત દીકરા, ત્રિજું સુખ સકર્મી નાર, ચોથું સુખ કોઠડીએ જુવાર.

એક સુંડને ગાંઠયે ગાંધી ન થવાય.

One swallow does not make a summer. (અંગ્રેજી કેહવત.)

એક હાથ ઘીમાં, ને એક હાથ ગોળમાં.

એક હાથ દો, એક હાથ પાવ.

એક હાથ લેના, એક હાથ દેના. ૭૨૫

એક હાથે તાલી ન પડે.

કેટલાકો "બે હાથ વગર તાલી ન પડે" કહેછે.

When one is not, two cannot quarrel.

If it takes two to make a bargain, it must take two to break it. (અંગ્રેજી કેહવતો.)

Clapping is with both hands. (કાશમીરી કેહવત.[1])

One snaps with two fingers (not with one.) (કા. કે.[2])

(ફારસી કેહવત.) صدا از هردو دست مي برآيد

એક હાથ તાલી નહિ બજતી. (હિંદુસ્થાની કેહવત.)

एका हाताने टाळी वाजत नाहीं. (મરાઠી કેહવત.)

એક હાથે બે તરબુચ નહિ ઉંચકાય.

(ફારસી કેહવત.) بيک دست دو تربز نتوان برداشت

એકજ દરમાં સાંપ પણ મુઝાય.

એકજ ઠેકાણે ઘણો વખત પડી રેહવાની વિરૂધમાં બોલાયછે.

એકજ લાકડીએ સઉને હાંકવું.

એકડા કરવા. ૭૩૦

એટલે, સહી આપવી, કબુલાત આપવી.

એકડા કરાવવા, (અથવા, લેવા.)

એટલે, કોઇની સોડે ચોકસ બાબદ વિષેની સહી લેવી, કબુલાત કરાવવી.

---

૧. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 60. ૨. *Ibid*, p. 59.

એકડા વગરના મીંડાં ખોટાં.

કોઈ "એકડા વિનાનાં સો મીંડાં" પણ કહેછે.

એકડાથી બગડો નહિ જાણે (એવું અજ્ઞાન.)

He knows not a B from a battledoor.

He knows not a B from a bull's foot.

He knows not a hawk from a hand-saw.

He knows not a pig from a dog. (અંગ્રેજી કેહવતો.)

(ફારસી કેહવત.) خراز گاو فرق نمی کند

એકના એકવીસ.

એકની જગોએ સો ખરચવા. ૭૩૫

જહાં સો, વહાં સવાસો. (હિંદુસ્થાની કેહવત.)

ऐशीं तेथें पंच्याऐशीं, करग रांडे पुरणपोळ्या. (મરાઠી કેહવત.)

એકની માએ તે દેગડે વજડાય, ને સાતની માએ તે ટોપલે ઢંકાય.

એકજ છોકરાંવાલી મા મરણ પામેછે તો તેની ક્રિયા વગેરેનું કામ એકજ હાથે પડવાથી બરાબર રીતે થાયછે, પણ વધારે છોકરાંવાલી મા મરણ પામેછે તો તે કામ ઘણે હાથ પડવાથી સારી રીતે થઈ શકતું નથી.

Between two stools the breech cometh to the ground.
That which is every one's business is no one's.
The ass that is common property is always the worst saddled. (અંગ્રેજી કેહવતો.)

Tout est fait negligement la ou l'un l'autre s'attend. [1]

Tener il cul su due scanni. (ઈતાલ્યન કેહવત.)

સાઝેકી મા ગંગા ન પાવે. (હિંદુસ્થાની કેહવત.)

(ફારસી કેહવત.) میان دو خر مادہ ماندیم

એકનું ઓખડ એ.

એકકી દારૂ દો. (હિંદુસ્થાની કેહવત.)

---

૧. While one trusts another, the whole work is performed negligently.—ફ્રેંચ કેહવત.

એકનું ઓખડ બે, ને બેનું ઓખડ બાર, મરણિયો મલે એક, તે બારને કરે પાર.

એકનું નામ, ને બીજાનું કામ.

એકનું પાપ સોને બુડાડે, ને એકનું પુણ સોને ટાલે. ૭૪૦

એકનું બે નહિ થવું.

યાને, એક વાત પકડવી તેને ગમે એ થતાં છોડવી નહિ.

એકને પાપે સોની (અથવા, આખી) હોડી ડુબે. (અથવા) એકનાં પાપે સોનાં વહાન બુડે.

One man cut the bridge, and a thousand people fell into the river. (કાશમીરી કેહવત.[1])

One thief makes a hundred suffer. (અંગ્રેજી કેહવત, સ્પૅનીશ ઉપરથી આવેલી.)

On account of one man a hundred suffer wrong.[2]

چواز قومي يكي بيدانشي كرد
نه كه را منزلت ماندنه مرا
نديدستي كه كاوي درعلف زار
بيالايد همه كاوان مرا (ફારસી કેહવત.)

एक ढेकूण चावतो शंमराचा काळ होतो. (મરાઠી કેહવત.)

પાપીકી નાવ ડુબી પર ડુબી. (હિંદુસ્થાની કેહવત.)

એકને પુન્યે સારૂં નગર તરે.

એકને માર પડે, ને બીજો પેરઈઓ કરે.

એકને વાંસ પેસે, બીજો પેરઇ ગણે. ૭૪૫

એકનો પઇસો, ને એકનો ધરમ.

---

૧. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 8.

૨. *Hill Proverbs of the Inhabitants of the Chittagong Hill Tracts*, by Capt. Thomas Herbert Lewin, p. 20

એકલપેટા, સબકા બેટા.
એકા ઊંધે શું વાહણું વાય ?
એકે કીધી બર્ઈરી, બીજાને આવી હોંસ, કેડે બાંધી ધાભરી, ને ખાંધે મુકયો વાંસ.
એકે હજારાં, ને સોએ બીચારાં. ૭૫૦
એકાંતમાં એકાંત સંડાસની.
એખલ દોખલકા અલ્લા બેલી.

સુરતથી નવ દસ માઈલે કીમ નામનું ગામડું આવેલું છે, ત્યાં એક ડોસી ભિખ માગવા બેસતી હતી, અને તેનો છોકરો અને બીજા લુચ્છાઓ પાછલ ભરાઈ રેહતા હતા. જ્યારે કોઈ મુસાફર ત્યાં એકલો આવી પોંહચતો, ત્યારે ડોસી મુસાફરને કેહતી કે "એખલ દોખલકા અલ્લા બેલી" યાને, તું એખલો હ્યાં આવી લાગો છે તેનો ખોદા મદદગાર થાય. એમ બોલીને તે ડોસી પોતાના છોકરાને કહી સમજાવતી કે એને આવીને લુટી લે. જ્યારે મુસાફરો ચાર પાંચ મલીને સાથે આવતા ત્યારે ડોસી કેહતી કે "દો ચારકા સંગ હએ" એટલે તેનો છોકરો અખાડા કરી જતો. એ ઉપરથી જ્યારે કોઈ આશરા વગરનું હોય ત્યારે તેને માટે એમ બોલાય છે કે, "એખલ દોખલકા અલ્લા બેલી."

એટલું શું રળશે કે બાર ઢાંકીને દળશે.
એંટાળ અંધીયારૂ સુરતથી મરી લાવ્યા, ને ગોરાણી કેહ કે "મરૂંરે મારા કાળજી !"
એંટાળ ફૂરંગી. ૭૫૫
એઠને વતારીને ઊતાર જેવું થવું.
એઠું ખાય તે ચોપડાંની આશા પર.

ઝુઠા ખાય, મિઠેકી લાલચ. (હિંદુસ્થાની કેહવત.)

उष्टें खात्रें तुपाचे लालचीनें. (મરાઠી કેહવત.)

એઠે હાથે કાંઇ કાગડો નથી માર્યો.

એનોજ બરડો, ને એનીજ લાકડી.

એનોજ રૂપિયો, ને એનુંજ ખાસડું. ૭૬૦

એબી દહાડો વહી જશે.

Come good, come evil, there is an end. (અંગ્રેજી કેહવત.)

That day also passed, O Nasar! (કાશમીરી કેહવત.[1])

એમ સુવો કે તેમ સુવો, પણ — વચમાંને વચમાં.

એરણની ચોરી, ને સોયનું દાન. (અથવા) એરણ ચોરીને ખીલાનાં દાન કરે.

Hurtar el puerco, y dar los pies por Dios.[2] (સ્પૅ. કે.)

Furtar o carneiro, e dar os pés pelo amor de Deos.[3]

(પોરચુગીઝ કેહવત.)

એરાબમાં ઊંટ પુરાવું.

એલચીનાં હાડકાં, ને ફુલનાં માંસ (એવું નાજુક.) ૭૬૫

એલાર ગીયો, પેલાર ગીયો, ને લેલાર[4] તો સાથેનું સાથે.

એલાર ગીયો પેલાર ગીયો, ને શિખી આવ્યો કાહણી, "વાતર" કરતાં જાન ગીયો, ને ઢોલિયા હેઠે પાણી.

કોઈએક લાલ્યો એક અંગ્રેજની સાથે બાહેર ગામ ગયો, જ્યાંથી તે થોડાએક અંગ્રેજી બોલો શિખી આવ્યો. એક વેલાએ તે આજારી પડયો ત્યારે ખાટલા ઊપર પડયો પડયો પોતાની બઈરીને કેહવા લાગ્યો કે "વાતર" લાવ, "વાતર" લાવ. તેની બઈરી સમજી નહિ કે "વાતર" એટલે શું, અને લાલ્યા સાહેબ લાહેરી કરવા જતાં "વાતર" "વાતર" બોલતાંજ મરણ પામ્યા, જોકે જે ઢોલિયા ઉપર તેવણ સુતેલા હતા તેની હેઠેજ પાણી તેયાર હતું. એ ઉપરથી જુઠી લાહેરી કરનારના સંબંધમાં આ કેહવત વપરાયછે.

---

૧. *Dictionary of Kashmiri Proverbs,* by Rev. J. Hinton Knowles, p. 205.

૨. To steal the pig, and give away the pettitoes for God's sake.

૩. To steal a sheep, and give away the trotters for God's sake.

૪. કરમ, નસીબ.

આબ આબકર મર ગયા સરાહને પાની રહા. (હિંદુસ્થાની કેહવત.)
એવડું શું રળ્યે કે દીવો માડીને (અથવા, બાર ઢાંકીને) દળ્યે.
એવા વરસે વર્યે, તો સુનઈએ ગજવાં ભરીએ.
એવાતણનું આરણ કારણ, તે રંડાપાનું હૈયાં ધારણ. ૭૭૦
એવી કોણ ભોલી કે પારકા ધણી પર ચુડો ભાંજે?
એવું ઊંનું શું ખાઇએ કે મ્હોડું દાઝે?
એવું એવું પણ સિંહનું બચ્ચું.
એવું નસકોરૂં વહ્નું કે ઊંહનાં ઊંહ ચાલ્યાં જાય.
એવું સોનું શું પેહર્યે કે કાન તુટે? ૭૭૫
Why make a pain of pleasure? (અંગ્રેજી કેહવત.)
એવો ગોકલ્યો ગાંડો કે દીવાલીએ ઘેંસ ખાય.
એશ અશરત ક્યારે કે સાહુકાર ધીરે ત્યારે, ધપ્પા ધપ્પી ક્યારે કે માગનાર માગે ત્યારે.
એશક લગ્ગા મેડકીસે તો પદમની ક્યા ચીજ હએ?
Fair is not fair, but that which pleases. (અંગ્રેજી કેહવત.)
(ફારસી કેહવત.) هر عیب کہ سلطان بپسندد هنر است
એશક, ફેશક, મુશક, ખાંસી, ખુન, ઝેહર, મદપાન, એતો છુપ્યાં છુપે નહિ, પ્રગટ હોય નીધાન.
Love, a cough, and the itch, cannot be hid. (અં. કે)
Liebe, Feuer, Husten, Krake, Gicht, lassen sich verbergen nicht.[૧] (જરમન કેહવત.)
(ફારસી કેહવત.) عشق و مشک پنہان نمیماند
એશકનો માર્યો જુત્યાં ખાય. ૭૮૦
એશકનો માર્યો ઠીબમાં[૨] ખાય.

---

૧. Love, fire, a cough, the itch, and gout are not to be concealed.
૨. ઠીબ એટલે ભાગેલાં હાંલ્લાંનો તળિયાંનો ભાગ.

એશકનાં માર્યાં ગાજરાં.

એસકી જીવડા બાગમાં, ને તુટાં ખાસડાં કાખમાં, (અથવા, ખોરનો કટકો કાખમાં.)

એસકીનો પૈસો ને થેસકીની ચાલ, ને કોણુને પૈસે કોણુ કરે લાડ.

એસકીમાં એસકી બે, સાબુ ને પાણી. ૭૮૫

એસા ખંખારા મારૂં કે દુશ્મનકી છાતી ફૂટ જાએ.

એસા બનિયા ભોલા, કે લવંગમે પૈસા તોલા.

એસેકુ મીલા તેસા, ને તેસેકુ મીલા તાઇ, એ તીનુને મીલકે તુનતુની બજાઇ.[૧]

એંહકારનું ઘેર ખાલી.

Pride goeth before destruction.

Pride breakfasted with plenty, dined with poverty, and supped with infamy.

Pride goes before, and shame follows after.

Pride will have a fall. (અંગ્રેજી કેહવતો.)

Pride an' grace, never dwell in ae place.

Pride ne'er leaves its master till he gets a fa'.

Pride will hae a fa'. (સ્કૅાચ કેહવતો.)

Hochmuth kommt zu Fall.[૨] (જરમન કેહવત.)

Hovmod gaaer for Fald.[૩] (ડેનીશ કેહવત.)

La superbia andò a cavallo, e tornò a piedi.[૨] (ઈ. કે.)

એંકારજા ઘર ખાલી અઈન. (કચ્છી કેહવત.)

રાવનને અભિમાનસે ખોઈ અપની જાન. (હિંદુસ્થાની કેહવત.)

---

૧. એને મલતી જુદી જુદી ભાષાઓની કેહવતો માટે જુઓ કેહવત નાં૦ ૫૪૪, સફે, ૪૨.

૨. Pride will have a fall.

૩. Pride went out on horseback, and returned on foot.

(ફારસી કેહવત.) تکبّر عزازیل را خوار کرد
नाशात् पूर्व्वं महंकारो मनुष्याणां प्रजायते, गर्व्वश्च पतनात् पूर्व्वं मनुष्याणां प्रजायते. (સંસ્કૃત કેહવત.)

---

ઐયો વાહલો, ભૈયો વાહલો, ધાડે કોણને મોકલશે? ૭૯૦









ઓ દિન કબ (અથવા, કૈસા) કે મિયાંકે પાંઉમે જુત્યાં.

ઓ નહિ ભીંગા, ઓ ભીંગા.

ઓઇયાં કરવાં.

ઓકયા દાતણ જે કરે, નિત્યે હરડે ખાય, દુધે વાળુ જે કરે, તે ઘર વૈદ ન જાય. (અથવા) ખંખારીને દાંતણ કરે, સાદું સુતરૂં ખાય, દુધનું ખાનું રાતે જમે, તે ઘર વૈદ ન જાય.

ઓકેલું (મધ), અ — લું (આટો), અજીઠું (દુધ), ને ઉગાડું (પાણી), એ સર્વે માણસ ખાય. ૭૯૫

ઓઘો બાલવો.

"છાની વાત ઉઘાડી કરવી—ફોડી દેવી." (નર્મ કોશ.)

ઓછી પુંજી ધણીને ખાય.

ઓછી પુંજી ખસમને ખાઈ. (હિંદુસ્થાની કેહવત.)

ઓછું આવવું.

ઓછું પાત્ર ને અડકું ભણ્યો, વહડકણી વહુએ દીકરો જણ્યો, મારકણો સાંઢ ચોમાસું માહલ્યો, ને કડકણા કુતરાને હડક વા હાલ્યો.

Confusion worse confounded. (અંગ્રેજી કેહવત.)

(ફારસી કેહવત.) یکی مجنون دیگرش سگ گزید

ઓછે પાટલે બેસવું. ૮૦૦

"જ્યારે કોઈ પોતાને ઓછું આવેથી રીસમાં આઘું જઈ બેસેછે, ત્યારે સામો ધણી કેહછે કે સેહજ સેહજમાં ઓછે પાટલે શું બેસેછે?" (નર્મ કોશ.)

ઓછાં પાણીની માછલી, ને લાગી તાલાવેર.

ઓંજણીને પાહનો મુકાવવો.

નહિ બની શકે એવી વાત બનાવવા જવાની મુર્ખાઈ કરવી.

Ploughing the sea-shore. (અંગ્રેજી કેહવત.)

Fleecing dogs and scratching walls. (કાશમીરી કેહવત.[1])

مهتاب گز میکند

(ફારસી કેહવતો.) آب دریا بکیل مشت می پیماید

दगडाला पान्हा आणणें. (મરાઠી કેહવત.)

ઓટલે બેસવું.

કાંઈજ ધન માલ નહિ હોય તેવી હાલતમાં આવવું.

ઓટલો માહરો, ને ઘેર તાહરૂં.

ઓટીમાંનો હારે, ને મુઠીમાંનો જીહતે. ૮૦૫

ઓડ ઊંમરેહના ઊંડા કુવા, દીકરી દેય તેનાં માએબાપ મુવાં.

ઓણ મરે સાસુ, તો પોર આવે આંસુ.

ઓધવજીનું લેણું નહિ, ને માધવજીનું દેણું નહિ.

ઓધવજીનાં પેટમાં પડી ક્ષાર, ને ઝોળી લેઇને પળ્યા બહાર.

કોઈ "ઓધવજી"ને બદલે "હકીમજી" પણ કહેછે.

---

૧. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 82.

ઓઘ્યો ઓઘ[1] પર જાય, તો જાતને ખાપણ થાય. ૮૧૦
ઓઘ્યો ઓઘ પર નહિ જાય, તો હરામ ખુનનો કેહવાય.
ઓધે ઉતર્યું, ને કોહલું મુ—.
ઓધે લાગી[2] ઊંદરડી, ને પરીએ[3] લાગો વા, ને ઘણો નહિ ને થોડોથી પણ થા.
ઓરતનો ખોરાક મરદ, ને મરદનો ખોરાક રોજી.
ઓરનું દોહડ કરવું. ૮૧૫
ઓરમન[4] મા, ને માથાંનો ઘા.
ઓરમાયાં ને વેરવાયાં.
ઓરસિયા જેવું કપાલ.
એટલે, સાફ, ટીલાં, ચાટલાં વગરનું કપાલ.
ઓરી આવ, ને અડકીશ નહિ.
ઓલખાણ, ખાંડ પાયને મિઠી. ૮૨૦
ઓલખાણ, સોનાની ખાણ.
ઓલખીતા મલ્યા, તો કે' બે પૈસા રલ્યા.
ઓલખીતો પીંજારો બે કટીલા ઓછા મારે.
ઓલખીતો સિપાહી દરબાર લેઇ જાય.
ઓલખીતો સિપાહી હેડમાં પુરે. ૮૨૫
ઓલખીતો સુથાર બે ટચકા વધારે મારે.
ઓલામાંથી નિકલીને ચુલામાં.
Out of the frying pan into the fire. (અંગ્રેજી કેહવત)
Uscito è dal fango, ed è cascato nel rio.[5] (ઈતાલ્યન કેહવત.)
ازدام چو آزاد شد در قفص افتاد

---

૧. ઓલાદ; કુલ. ૨. ઉતરી.
૩. પરીવાર; કુટુંબ; કબીલો. ૪. સાવકી.
૫. He got out of the mud, and fell into the river.

از بیم باران بزیر ناودان گریختن

(ફારસી કેહવતો.) از قفص بر آمده در چاه افتادن

ઓલ્યું ગપાટ.

ઓલ્યો ને દોલ્યો જો એ મલે સાથ, તો કરે એવી વાત, કે નીઠી જાય રાત.

ઓલે ઓલે આંમલીઓ, ને સાંઇ[1] બેઠો સીવે, પૂછ તાહરા પરિયાને, કોઇ ખાધા વિના જીવે. ૮૩૦

ઓલે રહીને પોરો ખાય.

(ફારસી કેહવત.) طبل زیر گلیم می زند

ઓસલો કુટવો.

"કોઈ જીવતાંને નામે કુટવું; નઠારૂં ઈચ્છવું; બદ દુવા દેવી."

(નર્મ કોશ.)

ઓસીકે સુવો, પાંગતે સુવો, પણ પુઠ વચ્ચેની વચ્ચે.

ઓસ્યાલી બીલાડી ઉંદરની લાડી.

કેટલાકો "ઓસ્યાલી બીલાડી ઉંદર પાસ જાય" પણ કહેછે.

ઓસ્યાલી બીલ્લી ચુત્રે પાસ જાવે. (હિંદુસ્થાની કેહવત.)

ઓપડ ગળ્યું ન હોય. ૮૩૫

૧. દરજી.








અંજાણ્યું ને આંધલું બરાબર.

અંતે ધર્મો જે, ને પાપે ખે.

Cheating play never thrives.
Every rogue is at length outrogued.
Knavery may serve a turn, but honesty is best in the end. (અંગ્રેજી કેહવત.)

અંત ભલેકા ભલા. (હિંદુસ્થાની કેહવત)

(ફારસી કેહવત.) عمل بد عاقبت ندارد

અંદુરી! રે અંદુરી! ને નહિ મલે સાસુ ને નંદુરી.

અંધા બગલા કીચર ખાય.

અંધાને અંધો ન કહીયે, કડવું લાગે વેણ, ધીરે રહીને પુછી જોઇએ, શાને ખોયાં તેં નેણ? (અથવા) કાણાને કાણો ન કહીયે, કાણો કરે કાંક, ધીરે સાસ્તે પુછી જોઇએ, કેમ ગઈ તાહરી આંખ? ૮૪૦

અંધારી ચાંદની સદા રેહતી નથી.

અંધારી રાતે ઓરસદ નાહું.

અંધારી રાતે મગ કાલા, ને નહિ જણાય સસરા કે સાલા.

All cats are alike grey in the night. (અંગ્રેજી કેહવત.)

Bij nacht zijn alle katten graauw.[૧] (ડચ કેહવત.)

Dans la nuit tous chats sont gris.[૨] (ફ્રેંચ કેહવત.)

Di notte tutti i gatti sono neri.[૩] (ઈતાલ્યન કેહવત.)

Bei nacht sind alle Kaken grau.[૧] (જરમન કેહવત.)

Losche das Licht aus, so sind alle Weiber gleich.[૪] (જ. કે.)

شب خر کرّه طاوس می نماید

شب گربه سمور می نماید

شب سیاه و گاو سیاه (ફારસી કેહવતો.)

અંધારૂં ફીલ, (અથવા) અંધારૂં ઘોર.

As dark as pitch. (અંગ્રેજી કેહવત.)

અંધારે ખાય, પણ કાંઇ કોલિયો કાનમાં જાય? ૮૪૫

કોઇ "અંધારે પણ કોલિયો મહોમાંજ જાય" કહેછે.

અંધારે પણ ગોલ ગળ્યો લાગે.

અંધારે બાંગ દેવી.

અંધારાંની ખાધી એ.

He that runs in the dark may well stumble. (અં. કે.)

અંધારાંમાંથી અજવાલાં થાય, ને અજવાલાંમાંથી અંધારાં થાય.

અંધી પીસે, ને કુત્તા ખાય. ૮૫૦

અંધેકી જોરૂકા ખોદા રખેવાલ.

A blind man's wife is in God's keeping. (કા. કે.[૫])

---

૧. By night all cats are grey.

૨. All cats are alike grey at night.

૩. By night all cats are black.

૪. Put the light out, and all women are alike.

૫. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 13.

અંધેકી જોરૂકા અલ્લા રખવાલા. (હિંદુસ્થાની કેહવત.)

અંધેર નગરી, ગંડુ રાજા, બાર કોહરાં ને તેર દરવાજા, (અથવા)

અંધેર નગરી, ચોપટ રાજા, ટકે શેર ભાજી ને ટકે શેર ખાજાં.

અંધા રાજા, ચોપટ નગરી.

સબ ધાન બાઇસ પસેરી. (હિંદુસ્થાની કેહવતો.)








આંખ અને કાન વચ્ચે ચાર આંગલનો ફેર.

આંખ આડે કાન કરવા.

યાને, અખાડા કરવા.

(ફારસી કેહવત.) گوش خوابانیدن

આંખ કાણી કરવી, પણ દેશ કાણાં નહિ કરવાં. ૮૫૫

આંખ કાણી ચાલે, પણ વેશ કાલો નહિ ચાલે.

આંખ કાહડવી.

યાને, ધમકાવવું.

આંખ ખાય, ને મ્હો લજવાય.

આંખ ચોરાવવી.

યાને, છેતરવું.

આંખ છે કે મોહવડાં? ૮૬૦

એક ચીજ આગલ હોવા છતાં તેને નહિ જોનાર અને ફાંફાં મારનારના સંબંધમાં બોલાયછે.

આંખ, નાક, ને કાખબીલાઈ,[1] જોવા નહિ આવે સગો ભાઇ.

---

1. કાખ—બોલાડી.

આંખ બલે ત્યાં ભાંભણને શું ભુસે?

આંખ ફુટેગી તો કિયા ભુવેંસે દેખેંગે? (હિંદુસ્થાની કેહવત.)

આંખ બે ને જોવું દાહડી.[1]

આંખ વડે બધી પાંખ.

આંખ વીચીને અંધારૂં કરે (તે ન થાય.) ૮૬૫

આંખ સમાન તેજ નહિ, ને પેટ સમાન ફલ નહિ.

આંખ હોય તો બધી પાંખ.

આંખના દોલા (અથવા, કાવાં) કાહડી લિયે (એવું લુચ્ચું.)

બાલ બાંધા ચોર. (હિંદુસ્થાની કેહવત.)

આંખની કીકી.

યાને, ઘણુંજ પ્યારૂં, વાહલું.

આંખની દિઠી તે ખરી. ૮૭૦

Was die Augen sehen, glaubt das Herz.[2] (જરમન કેહવત.)

આંખને ઠેકાણે કંઇ ભવાં આવે?

આંખને ભાવે તે મહોને ભાવે.

આંખને સુખ તો કલેજાંને થંડક.

આંખમાં આવવું.

યાને, અદેખાઇ લાગવી.

આંખપાણી કરવું. ૮૭૫

યાને, રડવું.

આંખમાં ઝેહર હોવું.

આંખમાં ધુલ છાંટવી.

આંખમાં શનિશ્વર હોવું.

અદેખાં માણસના સંબંધમાં વપરાયછે.

---

૧. દરરોજ.

૨. What the eyes see, the heart believes.

આંખમાંની કાજલ કાહડી જાય (એવું લુચ્ચું.)

He'ill take the (very) antimony out of your eyes (and you'ill not know it.) (કાશમીરી કેહવત.[૧])

(ફારસી કેહવત.) سرمہ از چشم می رباید

આંખે આંખે લડાવે, ને કાને કાને સમજાવે. ૮૮૦

આંખે આંધલો, પણ ગાંઠે પુરો.

આંખકા અંધા, ગાંઠકા પુરા. (હિંદુસ્થાની કેહવત.)

આંખે ઊડીને વલગે (એવું સરસ દુધ, ચોખા, વગેરે.)

આંખે હુઇ ચાર, મનમે આયા પ્યાર.

આંખો અંધા, નામ નેનસુખ.

આંખો ન હોય તો પ્યાર કાંઇ ચીજ નથી. ૮૮૫

આંખો નીચે સદા અંધારૂં.

આંખો વીચ્ચે તો સદા અંધારૂં.

આંગ વગરની ડાંગ નહિ, ને પેટ વગરની ઠેસ નહિ.

આંગણું ખણી ખાવું.

ઘર આગલ આવી તગાદા કરવા.

આંગલી આપતાં પોંહચો લેય. ૮૯૦

Give him an yard, and he'ill take an ell. (અંગ્રેજી કેહવત.)

First (he asks for) your walking-stick, and then (he wants) your pet daughter. (કાશમીરી કેહવત.[૨])

Si vous lui donnez un pied il vous en prendra quatre.[૩] (ફ્રૅંચ કેહવત.)

Als men hem den vinger geeft, neemt hij de geheele hand.[૪] (ડચ કેહવત.)

---

૧. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 2. ૨. *Ibid*, p. 70.

૩. If you give him a foot, he'ill take four.

૪. Give him your finger, and he will seize your hand.

Geeft hem een talie, en hij zal een el nemen.[૧] (દ. કે.)
Al villano, se gli porgi il dito, ei prende la mano.[૨] (ઈ. કે.)
Al villano dadle el pie, y tomarse ha la mano.[૩] (સ્પે. કે.)
Giv Skalken et Spand, han tager vel heel Alen.[૪]
Tidt vil den du sætter paa din Axel, sidde paa dit Hoved.[૫]
(દેનીશ કેહવતો.)

મોહને લગાઇ દોમની બાલબચ્ચે સમેત આઈ.
ઉંગલી પકરતે પોંહચા પકર લીયા. (હિંદુસ્થાની કેહવતો.)

આંગલી ઘેંસ, ને વેહલે એસ.

આંગલી બતાવવી.

"ભુડું કર્મ કરનાર તે આ છે એમ કોઈને દેખડાવવું." (નર્મ કોશ.)

આંગલી બતાવ્યાનું પણ પુણ્ય.

આંગલીથી નખ વેગલાં એટલાં વેગલાં.

આંગલીના વેઢા પર ગણાય એટલું. ૮૯૫

યાને, થોડી સંખ્યામાં.

આંગલ્યો ધરમ.

આંગલી દેખાડીને કોઈનો બગાડ કરવાની કોશેશ કરવી તેના સંબં-ધમાં વપરાયછે.

આંગલે લેતાં લંકા લુટાય.

આંગલું સુજીને થામલું નહિ થાય.

આંજા કરતાં ગાંજા ભારી, ને દેશ કરતાં કોસંબો ભારી.

આંજું ગાંજુ ને રમત ભાંજુ. ૯૦૦

આંથણુંમીથું કરવું.

---

૧. Give him an inch, and he'ill take an ell.

૨. Give a clown your finger, he'ill grasp your fist.

૩. Give a clown your foot, and he'ill take your hand.

૪. He that you seat upon your shoulder will often try to get upon your head.

૫. Give a rogue an inch, and he will take an ell.

આંધલા આગલ આરસી, ને બેહરા આગલ સંખ.

A blind man will not thank you for a looking-glass.

He holds a looking-glass to a mole.

A pebble and a diamond are alike to a blind man.

(અંગ્રેજી કેહવતો.)

To paint that being to a grovelling mind,
Were like portraying pictures to the blind.

(કૅમ્પબૅલ, "થીઓડ્રીક; એ ડુમૅસ્તીક તેલ.")

The sound of a flute to a deaf man. (કાશમીરી કેહવત.[૧])

آئینه داشتن در مجلس کوران
نارگیل بدست بوزینه است
کور احتیاج چراغ ندارد (ફારસી કેહવતો.)

અંધા કિયા જાને લાલેકી બહાર. (હિંદુસ્થાની કેહવત.)

બહેરે આગે ગાવના, ઔર ગુંગે આગે ગાલ,
અંધે આગે નાચના, તીનો અલબિલાલ. (હિંદુસ્થાની કેહવત.)

આંધલા આગલ દીવો ધરવો.

આંધલા ચોરે ચાંદરણું દિઠું.

આંધલા તું વાર કર, તો પાંગલા તું પગ ધર. ૯૦૫

આંધલા સામે આરસી, હિંદુ ઘેર પારસી, માદાં પાસે લાપસી, બેહરાની વાતે તાપસી, સન્યાસી પાસે નાલસી, ખોટા સામે ખાલસી (એ કેમ ચાલે?)

Il cieco non dee giudicar dic colori.[૨] (ઇતાલ્યન કેહવત.)

આંધલાં લુલાં સંપે નીભે.

આંધલાના પૈસા કુતરા ખાય, ને પાપીનો માલ અકારત જાય.

---

૧. *Dictionary of Kashmiri Proverbs,* by Rev. J. Hinton Knowles, p. 261. ૨. A blind man is no judge of colours.

આંધલાના હાથમાં આરસી.

અંધેકે હાથ બટેર. (હિંદુસ્થાની કેહવત.)

આંધલાની આગલ રોઇ, ને પોતાની આંખો ખોઇ. ૯૧૦

અંધેકે આગે રોઈ, દોનો દીદે ખોઈ. (હિંદુસ્થાની કેહવત.)

આંધલાની એક આંખ.

કોઇને એકજપુરૂં ફરજંદ હોય તેના સંબંધમાં બોલાયછે.

અંધેકી લકરી. (હિંદુસ્થાની કેહવત.)

(ફારસી કેહવત.) عصای کور

આંધલાની હાર.

આંધલાને આંખ કરવી.

આંધલાને હૈયાંફુટા મલે.

આંધલાનો હાથી. ૯૧૫

આંધલાની ગાયને અલ્લાનાં રખોપાં.

આંધલાનું હૈયું ખુલ્લું.

આંધલાનાં ગામમાં કાણો રાજા.

A figure among ciphers. (અંગ્રેજી કેહવત.)

A one-eyed woman is beautiful among blind women.

(કાશમીરી કેહવત.[૧])

En tierra de ciegos el tuerto es rey.[૨] (સ્પૅનીશ કેહવત.)

Au pays des aveugles les borgnes sont rois.[૩] (ફ્રેં. કે.)

Na terra dos cegos, o torto he rei.[૪] (પોરચુગીઝ કેહવત.)

In het land der blinden is een-oog koning.[૪] (ડચ કેહવત.)

અંધેમેં કાણું રાજા. (કચ્છી કેહવત.)

---

૧. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 14.

૨. The one eyed man is a king in the country of the blind.

૩. The one eyed are kings in the land of the blind.

૪. The one eyed is a king in the land of the blind.

અંધોમે કાના રાવત.
અંધોકે ગાંવમેં કાના રાજા. (હિંદુસ્થાની કેહવતો.)
(ફારસી કેહવત.) خرس درکوه بوعلی سیناست
वासरांत प्रधान लंगडी गाय जाण. (મરાઠી કેહવત.)

આંધળી આંખને રડે, ને દેખતી દીકરા માગે.
આંધળી ઘોડી, ને પોચ્ચા ચણા. ૯૨૦
આંધળી ભેંસે મોઢવું (અથવા, મોહવડું) દિઠું.
ખાધરા માણસને વિષે બોલાયછે.
આંધળી સાથે છિ— ને ઘર લગી વળાવું.
આંધળીએ ચાંદરણું દિઠું, ને જોતાં જોતાં પેટ ફુટું.
આંધળીને પાંથરતે વાહણું વાય.
આંધળું ગુમડું. ૯૨૫
આંધળું થાય, ને ભીતે ધક્કા ખાય.
એક કદુવા છે.
આંધળું ને હવેરૂં બરાબર.
આંધળું ભીત.
આંધલે બેહરૂં કુટાયું.
આંધલે વણ્યું, ને પાડે ગલ્યું. ૯૩૦
આંધલો આંખને શું કામ રૂવે?
આંધલો આંધલાનું કુટે, ને બેહરો સરાયું લઈ ઊઠે.
આંધલો ઉકરડે બેસે ને જાણે કોઇ જોતું નથી, પણ તેને બધી દુનિયા જોય.
The cat shuts its eyes while it steals cream.
You dance in a net and think nobody sees you. (અં. કે.)
અંધા કહે મય સરગ ચરેહ મુતું, મુજે કોઈ ન દેખે. (હિં. કે.)
આંધલો ક્યાં અફલાય? તો કે' ભીતે.
આંધલો કહે ભાઇ ચોર આવ્યા, નાગો કહે મહને લુટી લેશે. ૯૩૫

આંધલો કહે જે આગ લાગી, ને બેહરો કહે જે ઢોલ વાગાં.

It is the lame man wants to go uphill, and the blind man to show the road.[1]

આંધલો કહે જે ભીત, ને બેહરો કહે જે મસીદ.

I talk of chalk, and you of cheese. (અંગ્રેજી કેહવત.)

સવાલ ઔર, જવાબ ઔર.

અંધા ગુરૂ બેહેરા ચેલા, માંગે હરરી, દય બહેરા.

કહી ઝમાનકી, સુની આસમાનકી. (હિંદુસ્થાની કેહવતો.)

سوال از آسمان و جواب از ریسمان

جواب دیگر سوال دیگر (ફારસી કેહવતો.)

આંધલો ગુરૂ, ને બેહરો ચેલો.

આંધલો છી—પોતાનું ઘર મારે.

આંધલો દળે કે ગાય. ૯૪૦

આંધલો દળે, ને કુતરો ચાટે.

અંધી પીસે, કુત્તા ખાય. (હિંદુસ્થાની કેહવત.)

આંધલો બેમરવત.

આંધલો ભીતે અફલાય તયારે શિખે.

આંધલો મુલ્લાં, (અથવા, ફકીર,) ને તુટી મસીદ.

આંધલો લાવે, (અથવા, રળે,) ને વાછરડો ચગડે. ૯૪૫

આંધલાં લુલાં સંપે નીભે.

આંબલીસી થંડ બહુ, પીયાજસી ધુપ બહુ, લીમડેકી છાંયામેં અછીસી મજાહ લઉં.

આંબા આમલી દેખાડવાં.

યાને, ઉંધું ચટું, પોતાની મતલબસરનું સમજાવવું.

---

1. *Hill Proverbs of the Inhabitants of the Chittagong Hill Tracts*, by Capt. Thomas Herbert Lewin, p. 11.

આંબા ગાલો, ને પૈસા ટાલો. (અથવા) આંબાનો ગાલો,[1] ને પૈસાનો ટાલો, એ બે બરાબર, દેખાય ઘણા, ને મલે થોડા.

આંબા તાણે ચાંચ પાકી. ૯૫૦

આંબાની કાઠી, ને પકાવનારી (અથવા, અન્ન રાંધનારી) નાહઠી.

આંબાની ગરજ આમલીથી ન સરે.

આંબાની ડાહલ લેહરે ઝુલે, ને ખાખરનાં પાતરાં વાએ ઉડે.

હલકાં માણસની પતરાજીના સંબંધમાં વપરાયછ.

આંબાનું બી ગોટલો, ને બહારલટીનો ચોટલો.

આંબાને ઈંટ મારે તોપણ ફલ આપે. ૯૫૫

આંબાને પથ્થર મારે કેરી ન પડે.

આંબુ લેતાં જાબું ગયું.

આંબે આવશે મોહર, ને વાત કહીશું પોર.

આંબે મોહર, ને કલાલે[2] લેખાં, જાતે દાહડે કાંઈ ન દેખાં. (અથવા) લાખે લેખાં, ને કરોડે નામાં, ને જાતે દાહડે કાંઇ ન દેખાં.

આંબોઆ ડાલે કોયલ રાજી, મછી રાજી જલમાં, ઘરબારી છે ઘરમાં રાજી, તપસી રાજી વનમાં. ૯૬૦

આંબોકી કમાઇ, લીંબોમે ગુમાઇ.

---

૧. મોહર. ૨. કલાલ એટલે દારૂ વેચનાર; પીઠું માંડનારો.








કકરૂં ધાણી જેવું.
કકાનું નામ તે કાવેલો.
કકો ભણી કોઈ પંડીત ન થાય.
ક-ઘેર ઘણી વેઠાય, પણ ક-પડોસી નહિ વેઠાય. ૯૬૫
કચરાના ભાઇ પુંજા.
કચરો વાલતાં જનમ ગીયો, ને ભાભાજી ઉકરડો કિયો ?
કચરો હોય ત્યાં કચરો પડે.
કચુકા પીલે તેલ નહિ નિકલે.

A rolling stone gathers no moss.
You cannot have blood out of stone. (અંગ્રેજી કેહવતો.)
On ne saurait tirer de l'huile d'un mur.[૧]
Pierre qui roule n'amasse point de mousse.[૨] (ફ્રેંચ કેહવતો.)
Can one sqeeze oil out of a walking-stick? (કેનેરીસ કેહવત.[૩])

چربی از سنگ برنمی آید
از ریگ روغن می کشد (ફારસી કેહવતો.)

---

૧. You cannot get oil out of a wall.
૨. A rolling stone gathers no moss.
૩. *Proverbs from East and West*, p. 19.

કચેરીમાં કચરો. ૯૭૦

ઘણી મિત્રાચારી હોય અને તેમાં ખલલ પડે ત્યારે બોલાયછે.

કજ્યા-દલાલ.

કજ્યાની કુતરી.

કજ્યાનું કાલબુદ.

કજ્યાનું મૂળ હાંસી, ને રોગનું મૂળ ખાંસી.

કજ્યાનું મોહડું કાલું. ૯૭૫

Keep aloof from quarrels, be neither a witness nor a party. (અંગ્રેજી કેહવત.)

(ફારસી કેહવત.) صلح اوّل به از جنگ آخر

भांडणचें तोंड काळें. (મરાઠી કેહવત.)

કટક[1]ની હાંલ્લી કટકમાં ફોડવી.

કટમ કડકણું, ને મોસાલ વહડકણું.

કટમ ને કટારી.

વેરસી સગાં વાહલાંનાં સંબંધમાં બોલાયછ.

કટમનું કલગીર.

કટમની શોભાને અર્થે કટમનાં એક વડાં માણસને વિષે બોલાયછ.

કટમનો કાકો, ને ફલીયાનો કુવો. ૯૮૦

કટમમાં કલેશ, ને પડોસીસે વેર રાખવું નહિ.

કઠણ લાકડાં (અથવા, હાડકાં) જેવું.

ક-ઠામ ગુમડું, (અથવા, ક-ઠેકાણે દરદ,) ને સસરો વૈદ. (અથવા) જાંગનો ઘા, ને સસરો વૈદ.

કડક બંગાલી.

પૈસે ટકે ખાલી થયલાં માણસને વિષે બોલાયછે.

કડકા બાલુસ. ૯૮૫

---

૧. લશકર.

કડકું ડાંસ.

કડવા લીમડાની મિઠી છાંય.

કડવું ઓષડ વાહલેશ્રી પાય.

Qui aime bien châtie bien.[૧] (ફ્રેંચ કેહવત.)

Chi ben ama, ben gastiga.[૧] (ઇતાલ્યન કેહવત.)

કડવું કાપતાં મિઠું વહરાય.

કડવું ઝેર જેવું. ૯૯૦

As bitter as gall. (અંગ્રેજી કેહવત.)

કડવું તલે, ને મિઠું ઉપર.

કડવું પાય તે મિઠાંને કાજે.

કડવે લીમડે કડવો વાસ.

કડવો લીમ, સો મણ શાકર નાખે તોપણ મિઠો નહિ થાય.

Can the fig-tree bear berries, or a vine figs? (અં. કે.)

A sweet pomegranate will not become bitter, and a bitter pomegranate will not become sweet.[૨]

From the radish, radish leaves (કાશમીરી કેહવતો.[૩])

Will a wild gourd become a good gourd by growing on the Ganges? (તામીલ કેહવત[૪].)

નીમ ન મીઠા હુવે, સીચ ગોર ધીસે. (હિંદુસ્થાની કેહવત.)

कडू कारलें तुपांत तळलें व साखरेंत घोळलें तरी कडू तें कडूच कडू.

(મરાઠી કેહવત.)

(ફારસી કેહવત.) نهال تلخ نگردد بتربیت شیرین

૧. Who loves well, chastises well.

૨. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 146.

૩. *Ibid*, p. 146.

૪. Percival's *Tamil Proverbs*, p. 185.

કડી લેતાં પાટણ પરવાર્યું. ૯૯૫

Many go out for wool and come home shorn.

Striving to better, oft we mar what's well.

From king log to king stork. (અંગ્રેજી કેહવતો.)

El carnero encantado que fué por lana, y volvió trasquilado.[1] (સ્પૅનીશ કેહવત.)

The ass went seeking for horns and lost his ears.

(અરબી કેહવત.[2])

شد غلامی که آب جو آرد—آب جو آمد و غلام ببرد

(ફારસી કેહવત.)

કણકમાં પાણી પડ્યું તે મિથ્યા ન જાય.

કણના મણ થાય.

કણને કેલવીને ખાઈએ (તો સારૂં.)

કણબણને માથે ટોપલો, કણબણને કેડે છોકરો.

કણબી કરે ખેતી, ને બ્રાહ્મણ માગે ભીખ, નવાનું નામ નીવાડો, જુન્નો હજી ઠીક. (અથવા) કણબી ખેડે ખેતર, ને બ્રાહ્મણ માગે ભિખ, ને નવાંને તે શું કરૂં, માહરૂં જુન્નું હોય તે ઠીક. ૧૦૦૦

જુન્નું માણસ નવાં કરતાં આખરે સારૂંજ નિવડે છે તેની તરફેણમાં બોલાયછે.

કણબી પછવાડે કરોડ, ને કણબી કોઇ પછવાડે નહિ, પણ મૂળમાં મોટી ખોટ, કે ઊંહુંનું ઓષડ નહિ.

કણબી બગડ્યા કૈડુવે, મણીધર બગડ્યા પૈડુવે.

કણબીની મતી કુલ્લે, ભણે ભણે ને ભુલે. (અથવા) કોલીનું ધન કુલ્લે, ગણે ગણે ને ભુલે.

---

૧. The deceived sheep that went for wool, and came back shorn.

૨. *Proverbs from East and West*, p. 30.

કણબીનો કુઓ, એક મલ્યો ને બીજો ઉભો. (અથવા) કાચનો કુઓ, એક મુવો ને બીજો ઉભો.

કણિયાના શ્રાપથી કંઇ વરસાદ અટકે? ૧૦૦૫

કણિયો સદાનો રણિયો, ને કોઈ કાલે કાંકણિયો.

કથા એ તો મિથ્યા, પણ ભમરગીતા કોણની દીકરી?

સારી રામાયન સુનકર પુછા સીતા કિસકી જોરૂ. (હિં. કે.)

સારા રામાયન કહ ગયે, સીતા કિસકી જોય.[1] (બિહાર કેહવત.[2])

કથા સુણીને ફુટયા કાન, પણ ન આવ્યું બ્રહ્મજ્ઞાન.

You may end him but you will not mend him. (અં. કે.)

કથીરનું સુનું નહિ થાએ, ને સુન્નાનું કથીર નહિ થાય.

કદર ખાતાં કબર ખોદાય. ૧૦૧૦

ક-દાહડે કંકોડા.

કદી ખતા ન ખાય, જે વિચારી વાણી ઓચરે.

Look before you leap.

Hear twice before you speak. (અંગ્રેજી કેહવતો.)

કદી મદી, ને મિયાં ચાલ્યા નદી, (અથવા, કુતરો ગીયો નદી.)

ક-ધાનને કેલવીને ખવાય.

યાને, બગડેલો અનાજ તરતીબથી રાંધ્યો હોય, તોજ તે ખાવા લાયકનો થાયછે. તેમજ એક નઠારાં માણસ સાથે સંભાલથી કામ પાડ્યું હોય, તોજ તેનાથી ફાયદો હાંસલ થઈ શકેછે.

કનચનસે કીરત બરા, કીરતસે કલ્યાન, કલ્યાનસે ઈજ્જત બરી, ઈજ્જતસે બરે દાન. ૧૦૧૫

કનસરા[3] ના બોંહતેર પગ, તેમાંથી બે ભાગા તો કંઈ ખોડી થઇને બેઠી?

---

૧. બાયડી.

૨. Christian's *Behar Proverbs*, p. 26.

૩. કાનકચુરાને મલતું પણ દોરા જેવું પાતલું, લાલ રંગનું એક જાનવર.

કન્યા કોસંબે, ને વર વદોડરે.
કન્યા જાણે કચકડો, ને વર મોતીનો દાણો.
કનીંગરાંનું[1] વહીતરૂં કીધું.
કપડું લેઇએ જોઈ કાહની, ને બૈરી લેઈએ જોઈ નાહની.[2] ૧૦૨૦
કપાલ કુટવે નસીબ નહિ સુધરે, (અથવા, ઉઘડે.)
    कपाळाला कपाळ घांसल्यानें दैव येत नाहीं. (મરાઠી કેહવત.)
કપાલ પ્રમાણે ટીલું થાય.
કપાલનું ટીલું પુંઠે ન થાય.
કપાલમાં કોહડ સારો, પણ પડોસમાં મોહડ[3] માઠો.
કપાલે કપાલે મતી છે. ૧૦૨૫
કપાલે કાન ચોંહટ્યા તે કાંઇ કાપી નખાયા?
કપાસ્યે કોઠી ન ફાટે.
    કોઠી મટોડાંની બનાવવામાં આવેછે એટલે તેમાં અનાજ થીસોથીસ દાબીને ભરવાથી તે ચોમાસામાં ફુલીને કોઠીને ફાડેછે, પણ કપાસ ભરવે તે ફાટતી નથી.
કપીલા છત બાર વરસે એક વખત આવે.
કપુરના કોગરા કરવા.
    યાને, સારી હાલતમાં હોવું.
કપુરનું વહીતરૂં અલેખે જાય નહિ. ૧૦૩૦
કબજ રાજા, મુલક ટેંટું.
કબીર જબ એ જગ નહિ તબ રહા એક ભગવાન, જીન વોહ દેખા નજરસે, વો રહા કોણ મકાન.
કબીરકા ઘર બાજારમે, ગલેકતો કે પાસ, કરેગા સો પાવેગા, તેરા જીવ કયું ઉદાસ?

1. કનીંગરૂં—કાચું તરબુચ. 2. ખાનદાની. 3. વાણિયાની એક જાત.

કબીર કબીર ક્યા કરત હો, ખોલ જો અપના શરીર; પાંચો ઈંદ્રી વશ્ય કરો, તો આપી આપ કબીર.

કબુતરની લીડી, શ્રીફળ જળમાંહે, કેહવત કે પથરીનો દારૂ ગણાય. ૧૦૩૫

કબુધ્યાને બુદ્ધ થોડી, ઘર (અથવા, રાંડ) વેચીને લીધી ઘોડી.

ક-બેસણું ને ક-બોલ, (અથવા, ક-પડોસ) ખમાય નહિ.

કમ જોર ઔર ગુસ્સા બોત, માર ખાનેકી નિશાની.

ગુસ્સે બહુત, ઝુર થોરા, માર ખાનેકી નિશાની. (હિંદુસ્થાની કેહવત.)

કમલાની આંખે સઉ પીલું દેખાય.

જ્યારે એક માણસ કોઈનું સારૂં થયલું જોઈ શકતું નથી, અને તેને અદેખાઈની નજરથી જેયછે, ત્યારે એમ બોલાયછે.

All seems infected that the infected spy,

As all looks yellow to the jaundiced eye. (પોપ.)

Tout paraît jaune à qui a la jaunisse.[1] (ફ્રેંચ કેહવત.)

સાવનકી અંધીકુ હરાહરા સુઝે. (હિંદુસ્થાની કેહવત.)

કમલી મુજે છોડે, પણ કમલીકુ મએ ન છોડું. ૧૦૪૦

કમાઈના કોથલા, ને દીવાસલીના ટોપલા.

કમાઉ દીકરો માબાપને વાહલો.

કમાએ થોડું, ને ખરચે ઘણું, પેહલો મુરખ તેને ગણું.

કમાયા શું? તો કે' રોજ રોરા,[2] ને મહિને દાહડે ઈટરડી.

ક-મોસમનાં કેલાં. ૧૦૪૫

ક-મોસમનાં કંટોલા સવાદ નહિ આપે.

ક્યા કરે કિસમતકા બાત, મુરગી ઉઠકે મારે લાત.

ક્યાં અધાંણી, ને ક્યાં પીગાંણી?

ક્યાં કાગ, ને ક્યાં કોયલ?

---

૧. To the jaundiced all things seem yellow.

૨. છાંનાં.

ક્યાં ગાંગા શાહ, (અથવા, રાજા ભોજ,) ને ક્યાં ગાંગા તેલી? ૧૦૫૦

There is a vast difference between an old woman and a princess. (અંગ્રેજી કેહવત.)

Where Raja Bhoj, there Ganga Tili. (કાશમીરી કેહવત.[1])

કહાં બુઢિયા, કહાં રાજ કન્યા. (હિંદુસ્થાની કેહવત.)

કડેંમન માકૂડી, કડેં કેસરસીં, કડેં કોરી મન કકરો, કડેં ડોકડો ડૂંગર જીં. (કચ્છી કેહવત.)

لاشہ خررا بتازی چہ نسبت

(ફારસી કેહવતો.) چراغ مردہ کجا شمع آفتاب کجا

કહાં રાજા ભોજ, કહાં લખુઆ તેલી (બિહાર કેહવત.[2])

ક્યાં ચંદન, ક્યાં મલ્યાગરી,[3] ક્યાં સાએર, ક્યાં નીર? જેમ જેમ પડે વિપત્તડી તેમ તેમ સહે શરીર.

ક્યાં જાણીં કેઠી? તો ઝાડે લાગી મેઠી.

જુઠી હુકમાઈ કરનાર અને ફોકટની મોટાઈ કરનાર માણસના સંબંધમાં બોલાયછે.

ક્યાં થુવર્યો, ને ક્યાં મોધરો?

ક્યાં રાણા રાજ્યો, ને ક્યાં કાણા કાછ્યો?

ક્યાં લાલ્યાનેં લગને (અથવા, નાતરે) જવું છે? ૧૦૫૫

કોઈ ઘણી ઉતાવલ કરતું હોય ત્યારે એમ બોલાયછે.

ક્યાં લંકાં, ને ક્યાં લાહવર?

ક્યાંની રાણી દેવડી, ને ક્યાંના દાવલ પીર, ક્યાંનો જીવણ કમાલ્યો, ને ક્યાંનો માધો મીર?

કર ને જો.

---

૧. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 250.

૨. Christian's *Behar Proverbs*, p. 50.

૩. સો વરસ સુધી સુખડનું ઝાડ જીવતું રહે તો તેનું લાકડું મલ્યાગર થાયછે એવો વિચાર છે. મલ્યાગર ખુશબોમાં ઘણું સરસ હોયછે.

કર મજુરી, તો ખાય પુરી.

કર ભલેકો સંગ, બુરેસે ડર ચલના ભાઇ, અસીલસે કમઅસીલ મીલે તો જગમે રૂસવાઇ. ૧૦૫૦

કરજ અને કન્યા, કરગરે ન મલે.

કરજ આપીને કોઈ મરી નથી ગીયો, ને પરવાડીને કોઈ ગામ (અથવા, પરોણો) નથી ગીયો.

કરજ કરીને તેહવાર કરવો.

कर्ज काढून सण करणें. (મરાઠી કેહવત.)

કરજ વિનાનો કાગડો, સઊને માથે કાલા કેશ.

કરજદારી, આખર ખુહારી. ૧૦૫૫

If you are in debt somebody owns part of you. (અં. કે.)

કરજવંત ને ગરજવંત (બરાબર.)

Debt is the worst poverty. (અંગ્રેજી કેહવત.)

Senza debiti, senza pensieri.[1] (ઇતાલ્યન કેહવત.)

કરજવંતને અક્કલ નહિ.

ફકીર, કર્ઝદાર, લરકા, તીનુ નહિ સમજતે. (હિંદુસ્થાની કેહવત.)

કરડે તે મરડે.

કરણી તેવી પાર ઊતરણી.

The evil we do to others frequently falls over our heads.

As you sow, so shall you reap. (અંગ્રેજી કેહવતો.)

Hvo som vil röre i Skarn, faaer og lugte det.[2]

Hvo som Synden saaer skal höste Skam.[3] (ડેનીશ કેહવતો.)

Qui seme des chardons, recueille des épines.[4] (ફ્રેંચ કેહવત.)

---

१. Without debt, without care.

२. If you will stir up the mire you must bear the smell.

३. He who sows iniquity shall reap shame.

४. He who sows thistles reaps thorns.

Quien abrojos siembra espinas coje.[૧] (સ્પૅનીશ કેહવત.)
Faze mal, e espera outro tal.[૨] (પોરચુગીઝ કેહવત.)
As he does, so will he receive; as he sows, so will he reap. (કાશમીરી કેહવત.[૩])
Do men gather grapes of thorns, or figs of thistles?
MAT., vii, 16.

کردهٔ خویش آید پیش
(ફારસી કેહવતો.) آنراکه چنان کند چنین آید پیش

करणी करावी तशी भरावी. (મરાઠી કેહવત.)
પેર બુઇ બબુલકી તો દાખે કાંહસે ખાય?
જૈસી કરની વૈસી ભરની હુઇ, ન હુઇ, કર દેખે.
કાની બવે બબુલકે આમ કાંહસે ખાય? (હિંદુસ્થાની કેહવતો.)

કરતા હોય સો કિજયે, ઓર ન કિજયે કગ, માથું રહ્યું (અથવા, મુંડી ગઇ) શેવાલમાં, ને ઉંચા થઈ ગયા પગ. ૧૦૭૦

કાગડાનાં એક ટોલાંએ એક બગલાને પાણી કિનારે સેહલાઇથી માછલીઓ પકડી ખાઇ જતાં દીઠો. આથી તેઓનાં મનમાં એવું આવ્યું કે પેટ ભરવા માટે જ્યારે આવું સેહલું અને ઉમદા સાંધણ તૈયાર છે ત્યારે તેઓએ પોતે શા માટે માણસ જાતની વસ્તી વચ્ચે જઇને હાડમારી સાથે, વધેલા સધેલા તથા અજીઠા ટુકડાઓથી, પોતાનું પેટ ભરવું જોઇએ. આમ વિચારી તેઓએ પણ બગલાની માફક માછલી પકડી સુખેથી પોતાનું પેટ ભરવાનો ઠેરાવ કીધો, અને તે ઠેરાવ મુજબ અમલ કરવા માટે તેઓએ નદી કિનારે પોતાની જગા લીધી, તથા ત્યાં માછલીની વાટ જોતા ઉભા. જેવી એક માછલી જણાઇ કે તુરત તેઓમાંનો એક અંદર ચાંચ મારી તેને પકડવા ગયો, પણ

---

૧. He who sows brambles reaps thorns.
૨. Do ill, and expect the like.
૩. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 256.

માછલી તે કાગડાનાં કદ કરતાં મોટી હોવાથી જોર મારી તેની ચાંચમાંથી નિકલી ગઇ, અને તે આંચકા સમેત કાગડાજીની મુંડી પાણી તલે ઘસડાઇ ત્યાંના પાલાઓમાં ગુંચવાઇ ગઇ, અને તેના પગ ઉપર રહી ગયા. આથી બગલા ભાઇએ ઉપલા શિખામણના શબ્દો બાકીનાઓને કહી સંભલાવ્યા.

Let the cobbler stick to his last. (અંગ્રેજી કેહવત.)

Schuster bleib bei deinem Leisten.[1]

Thue was du thuest.[2] (જરમન કેહવતો.)

Agei quod agis.[2] (લૅટીન કેહવત.)

Lat denblive ved Aaren, som har lœrt at roe.[3] (દે. કે.)

Schoenmaker, blijf bij u leest.[1] (ડચ કેહવત.)

Zapatero, á tu zapato.[1] (સ્પૅનીશ કેહવત.)

કરતા હો સો કિજ્યે.

અપની રાહ લીજ્યે, ચલના ધંધા કિજ્યે. (હિંદુસ્થાની કેહવતો.)

કરતા હો સો કિજ્યે, ઔર ન કિજ્યે કાય, જીસ કિજીસે લોક હસે, ઐસા ન કિજ્યે વાય.

કરતાં હોય તે કરો, ને છાસની દુહણી ભરો, (અથવા, નહિ તો કુવે પડીને મરો.)

કરપીને ધન વાહલું ઘણું.

કરની ચીતતી, ને ધુલની બુકતી.

કરનો કરનાર જાય, પણ કર રહી જાય. ૧૦૭૫

કરમ કઠણ, ને કાયા સુવાલી.

કરમ કરે તે કોઇ નહિ કરે.

કરમ કાલાં તેનાં રૂપ ક્યાંથી ઉજલાં હોય? (અથવા) કરમ કાલાં તેનાં રૂપ કાલાં.

---

૧. Shoemaker stick to your last.

૨. Do what thou doest.

3. Let him stay at the oar who has learnt to row.

કરમ પ્રમાણે બુદ્ધી, ને જલ પ્રમાણે પોયણું.

કરમ લેલારી માસી, સાંભલ માહરી વાત, ધાટે[1] લીધું પહરોયું, માસીએ લીધી રાત. ૧૦૮૦

કરમ વિના કોડી (અથવા, કાંઇ) નહિ મલે.

કરમ વિનાના કોદરા, ને જાને ક્યાંથી જાય, કરમમાં લખ્યું એડિયું તે ઘી ક્યાંથી ખાય?

કરમ વિનાના કાંસણ્યા, ને જાને શાનાં જાવાં? કરમમાં દીવેલ લખ્યાં, ને ઘી શાનાં ખાવાં?

કરમ વિનાના કાંસ્યા ઘી લેવાને જાય, કરમમાં લખી લુખી સુકકી, ઘી ક્યાંથી ખાય?

કરમ વિનાનો ખેતી કરે, બલદ મરે કે સુકવણુ પડે. ૧૦૮૫

કરમની કાહણી, અરધાં તેલ ને અરધાં પાણી.

કરમની કાહણી, ને કોઈએ નહિ જાણી.

कर्माच्या गती सांगाव्या किती. (મરાઠી કેહવત.)

કરમની રતી, નાખી ઊંધી તો થઇ ચતી.

કરમનું કજોડું, એક ગધેડું ને બીજુ ઘોડું.

કરમને કાંઈ શરમ નથી. ૧૦૯૦

કરમને શરમ નહિ, ને ચોરીને દાને ધરમ નહિ.

કરમમાં કાટલી તે કોઆં ક્યાંથી થાય?

કરમમાં કાથા તે દોરડાં ક્યાંથી થાય?

કરમમાં કોહાં, તો કોનાં જોવાં ઓહાં?

કરમમાં ને ધરમમાં કાંઇ કોઈનો ભાગ છે? ૧૦૯૫

કર્મા ધર્મા.

કરમે કજોડું, તો બહાર વગોણું.

કર્યે વરો, તો ઉતરે બરો.[2]

કર્યું ભગાના જેવું.

---

૧. ઘાટીએ. ૨. હાંસ.

કર્યાં કરમ ભોગવવાં પડે. ૧૧૦૦

કરવરી હાલ્લાંને હીણે.

કરવરાંને એકજ આંધલું, ને ચારણીને બોહતેર આંધલાં.

કરવું ને મરવું બરાબર.

યાને, કોઇનું કામ કરવામાં સેવટે પસતાવોજ રહેછે. કારણકે કોઈનું કામ કરતાં આભારને બદલે બોર તેનેથી આપણને નુકસાની પોંહચેછે, એવી આ દુનિયા છે.

કરવું તો ડરવું નહિ, ને ડરવું તો કરવું નહિ.

કરશે તે ભરશે, ને પાંકશે તે પસતાશે. ૧૧૦૫

Gather thistles, expect prickles.
As you make your bed, so you must lie.
As you brew, so you must drink.
Do evil and look for like.
Do well and have well. (અંગ્રેજી કેહવતો.)

જૈસા કરોગે વૈસા પાઓગે.
દેવેગા સો પાવેગા, બવેગા સો લોનેગા.
કરેગા સો ભરેગા, બવેગા સો લોનેગા.
આમ બો તો આમ ખાઓ, ઇમલી બો તો ઇમલી ખાઓ.
ઇસ હાથ કરો, ઉસ હાથ મિલે, યેહ સોદા દસ્ત બસ્તી હએ;
જો જઇસા જીસકે સાથ કરે, ફિર વૈસા ઉસકો આન મિલે;
નુકસાન કરે નુકસાન મિલે, એહસાન કરે એહસાન મિલે.
(હિંદુસ્થાની કેહવતો.)

जसें द्यावें तसें घ्यावें.
करील तो भरील. (મરાઠી કેહવતો.)

هرچه کاری بدروی

هرچه کنی بخود کنی گرهمه نیک وبد کنی

سخت زنی سخت خوری (ફારસી કેહવતો.)

કરશે હાથે તો લઇ જશે સાથે.

કરે ચાકરી, તો પામે ભાખરી.

Who never tries cannot win the prize.

He that works shall eat. (અંગ્રેજી કેહવતો.)

હાથ અટકાવી રાખ્યા, તો મહોડું ચાલે કેમ?

ચાકરી કરવી અટકાવી, તો ભાખરી પામે કેમ? (ચીનઈ કેહવત.[૧])

કર શીવા, ખા મીવા. (હિંદુસ્થાની કેહવત.)

નોકરી કરે સે ભાકરી પામે. (કચ્છી કેહવત.)

કરે તે ગુરૂ, નહિ કરે તે ચેલો.

કરે તેવું પામે.

કરે હાથે, ને રાખે સાથે. ૧૧૧૦

કરોડ રૂપ્યાની વાત.

કરોલીયાને કેટલાં પડ, ખલેરીને કેટલાં ઘર, હરામીને કેટલાં ધડ, વેશ્યાને કેટલા વર?

ક્રોધી કુંભાર ગધેડાના કાન આમલે.

કરોલિયાનો પગ, ભાગો તે શું, ને નહિ ભાગો તે શું? (અથવા) કાનકચુરાનો એક પગ, ભાગો તે શું, ને રહ્યો તે શું?

કરોલિયાનો પગ જો તોડ્યો હોય તો તે પાછો ઊગશે. એ ઉપરથી જ્યારે કોઇના સંબંધમાં દેખઈતી રીતે નુકસાની જેવું લાગે, પણ ખરેખરી રીતે જોતાં તેને તે નુકસાની જેવું નહિ હોય, ત્યારે એમ બોલાયછે.

કલથી થાય તે બળથી ન થાય. ૧૧૧૫

Mildness governs more than anger. (અંગ્રેજી કેહવત.)

Lo que la fuerça no puede, ingenio lo vince.[૨] (સ્પૅ. કે.)

કલમ, કડછી, કે બરછી.

---

૧. 'જીંદગી ભોગવવાની જુગતી,' સફે ૨૨૪.

૨. What force cannot do ingenuity may.

કલમનો ગોદો મારવો.

કલી જમ્નનમેં મુખ બીડી રહે, મુખમે નામ કિરતારનું જપે.

કલેજાંના સોદામાં આંખની તપાસ.

કલેજાંની કોર (અથવા, કટકી.) ૧૧૨૦

ચાને, ઘણુંજ વાહલું.

કલેજાંની કોર જેવા રૂપિયા.

પૈસો માણસને કેટલો વાહલો છે તે દર્શાવવા બોલાયછે.

કવચ કાગરી, વલગે તો શીટે નહિ.

કવાબ જાય ને સોટા આવે, ને વગર દાંતવાલાને ખીમો.

કવાબમાં હાડકું નડવું.

A pestle to the walnut-tree. (કાશમીરી કેહુવત.[1])

दोघांत तिसरा येतो, डोळ्यांतला केर होतो. (મરાઠી કેહવત.)

द्वाभ्यांतृतयोनभवामिराजन्. (સંસ્કૃત કેહવત.)

કવિ, ચિતારો, ને પારધી, વલી વસંતો ભાટ, ગાંધી નરખ પધાર્યા, વૈદ દેખાડે વાટ. ૧૧૨૫

કવિતા ને કસ્તુરી, શાક્ષી વિના સિદ્ધ થાય.

કવ્યું કવે તે શેનો કવિ, શિખી વાત તે શેની નવી.

કષ્ટ વિના ફલ નહિ.

There are no gains without pains; then help hands, for I have no lands.

There are no gains without pains; then plough deep, while sluggards sleep.

No gains without pains.

No pains, no gains.

Without pains no gains. (અંગ્રેજી કેહવતો.)

---

૧. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 60.

Until a man takes trouble he does not get treasure.
(કાશમીરી કેહવત.[૧])

The diligent become wealthy, the idle become slaves.[૨]

براحتی نرسید آنکہ محنتی نکشید

(ફારસી કેહવતો.) نابردہ رنج گنج میسر نمیشود

कष्टीं फळ तपीं राज. (સંસ્કૃત કેહવત.)

यथा श्रम, तथा लाभ. (મરાઠી કેહવત.)

કસ્તુરીમાં રંગ નહિ, ને તું ભુંડીમાં ઢંગ નહિ.

કસબીની સોડે આપણુ જઈએ, તો હુનર લીજીએ તાણી, તે થાય આતશ, તો આપણુ થઇએ પાણી. ૧૧૩૦

કસબીને હાથે મુએલું સારૂં, પણુ અણઘડને હાથે જીવેલું માઠું.

કસએ તરક ન છેડ્ડે, ને ઉનાલે અંગાર, વગડે જટ ન છેડ્ડે, ને બજારે બકાલ.

કસરેવજનાં કામ.

કસાઈને ઘેર કલોલ, ને ધર્મી વગાડે ઢોલ.

કસાઇને ઘેર કુશલ, ને ધર્મીને ઘેર ધાડ. ૧૧૩૫

કસાઇને ઘેરથી ગાય છોડાવવી.

કસાઇને બારણે ગાય બાંધવી.

(ફારસી કેહવત.) دنبہ بگرگ سپردن

કસાઈવાડે (અથવા, ઢેડવાડે) જાય, ને હાડકાંનો ધરવ ન થાય.

કસાઇ જેવો.

યાને, ઘાટકી.

दया नाहीं ज्याला ठाऊक, त्याला ह्मणावा खाटिक. (મરાઠી કેહવત.)

---

૧. *Dictionary of Kashmiri Proverbs,* by Rev. J. Hinton Knowles, p. 257.

૨. *Hill Proverbs of the Inhabitants of the Chittagong Hill Tracts,* by Capt. Thomas Herbert Lewin, p. 5.

કસારીના કાન. ૧૧૪૦

યાને, સાંભળવાની ઘણીજ તીક્ષણ શકિત ધરાવતા હોય એવા કાન.

કહડામાંથી (અથવા, પેણામાંથી) ઉછળીને ચુહલામાં પડવું.[૧]

Sauter de la poële sur la braise.[૨]

Se jeter dans l'eau de peur de la pluie.[૩] (ફ્રૅંચ કેહવતો.)

Cader della padella nelle bragie.[૪] (ઇતાલ્યન કેહવત.)

Huyendo del toro, cayó en el arroyo.[૫]

Saltar de la sarten, y dar en las brasas.[૬] (સ્પૅનીશ કેહવતો.)

Cahir da certâ na braza.[૭]

Fugir do fumo, e cahir no fogo.[૮]

Fugir do lodo, e cahir no arroio.[૯] (પોરચુગીઝ કેહવતો.)

Den rook outvlugtende valt hij in't vuur.[૧૦]

Van den wal in de sloot vallen.[૧૧] (ડચ કેહવતો.)

One river is colder than the other. (કાશમીરી કેહવત.[૧૨])

Through fear of the tiger he took a master, and lo! the master was worse than the tiger.[૧૩]

---

૧. એને મળતી જુદી જુદી ભાષાઓની બીજી કેહવતો માટે જુઓ કેહવત નાં ૮૨૭, સફે, ૭૦–૭૧.

૨. To jump out of the frying-pan into the fire.

૩. To jump into the water for fear of the rain.

૪. To fall out of the frying-pan into the fire.

૫. Flying from the bull he fell into the river.

૬. To jump out of the frying-pan and fall into the fire.

૭. Out of the frying-pan into the fire.

૮. To get out of the smoke, and fall into the fire.

૯. To get out of the mire, and fall into the river.

૧૦. Escaping from the smoke he falls into the fire.

૧૧. To fall from the wall into the ditch.

૧૨. *Dictionary of Kashmiri Proverbs,* by Rev. J. Hinton Knowles, p. 114.

૧૩. *Hill Proverbs of the Inhabitants of the Chittagong Hill Tracts,* by Capt. Thomas Herbert Lewin, p. 22.

Like jumping into the river to avoid the rain.
(કેનેરીસ કેહવત.[1])

In shunning the bear he fell into the pit. (અરબી કેહવત.[2])

To avoid the smoke do not throw yourself into the fire.
(તુરકી કેહવત.[2])

He ran from the wolf and fell in with the bear.
(રશ્યન કેહવત.[2])

To fall into the jaws of the tiger after escaping from the mouth of the alligator. (મલઈ કેહવત.[2])

While keeping the tiger from the front door the wolf enters in at the back. (ચીનાઈ કેહવત.[2])

બેલકે મારે બબુલ તલે બબુલકે મારે બેલ તલે.

ઓલતીસે નિકલ, પરનાલેકે નીચું. (હિંદુસ્થાની કેહવતો.)

आगींतून निघालें व फुंपांटयांत पडलें. (મરાઠી કેહવત.)

કહ્યું કહીયે ને બોલ્યું બોલ્યે, તો રાનમાં જઈને રહીયે.

Odi, vedi, e taci se vuoi viver in pace.[3] (ઇતાલ્યન કેહવત.)

કહલેડાં વગર શું શ્રાધ અટકે?

કહું તો મા મારી જાય, ન કહું તો બાપ કુત્તા ખાય.

કહેતે સો કરતે નહિ, મોહકે બડે લબાડ, ચાહતે સો ધરતે નહિ, મતલબકે ગવાર. ૧૧૪૫

કક્ષે ચોરી, ને પક્ષે ન્યાય.

કાએચ, કાગડો, ને બાંડો સાંપ, એનો વિશ્વાસ નહિ.

કાકડી ચીભડું કાપી જોવાય, કંઇ માણસ કાપી જોવાયછ?

કાકડી છરીનું (અથવા, છરી ચુહલ્યાનું) વેર.

કાકર્યું ખોદાય, ને વેકર્યું પુરાય. ૧૧૫૦

યાને એક ગમની કમાની બીજી ગમ જાય.

---

૧. *Proverbs from East and West*, p. 19.

૨. Long's *Eastern Proverbs and Emblems*, p. 50.

૩. Hear, see, and say nothing, if you would live in peace.

કાકા અજમેર ગયા, તો કે' આજ મર ગયા.

કાકા ઓય.

કાકા ક્યાં, તો કે' જયાંના ત્યાં.

કાકા કાશી, ને પાખંડી માસી.

કાકા ખીચડી ખાશો? તો કે' વાડમાં નાખો. ૧૧૫૫

કાકા, ને વાલના મારે ફાકા.

કાકા મામા કેહવાના, ને ગાંઠે હોય તે ખાવાના.

With provision in store, we have friends by the score.

(અંગ્રેજી કેહવત.)

कामा पुरता मामा. (મરાઠી કેહવત.)

કાકા મુઆ, ને ફુઈ રંડાયાં.

કાકાટળીઆની ચાંચ જેવું (નાક, વગેરે.)

કાકાને કહે વીચ્છુ માર્યો, ને આવો આપણે સગાં થઇએ. ૧૧૬૦

કાકી, કણેક, ને કેલાં, એ ત્રણે ગુંદયાં ગુણ દેય.

કાકી, ને લીધી ધુલની ફાકી. (અથવા) કાકી, ને સુંઠ સંચરની ફાકી.

કાકો દિઠે કુટંબ, ને મામો દિઠે મોસાલ.

કાકો પરણ્યો, ને ફુઇ રાંડી.

કાકો ફીટીને ભત્રીજો કોણ થાય? ૧૧૬૫

કાકો માહરો બાપનો ભાઇ, ને કાકી માહરી લોકની જાઈ, તુંને ને મહને શું સગાઈ?

કાગજની કોથલીમાં ખીલા ભરવા.

શલબતીમે મીખ ન રખે, લશકરમે શીખ ન રખે. (હિં. કે.)

કાગજની હોડીએ કાંઈ સીંધુ[1] તરાય.

કાગજની (અથવા, કાષ્ટની) હાંલ્લી એકવાર ચુહલે ચહડે.

કાગલ હાંડલી કોય કરે, કદી એકજ વાર ચહડે પણ ચુહલે.

(દલપતરામ ડાહ્યાભાઈ.)

૧. દરિયો.

કાગડા છેડી ગયા હોય એવા (દસ્કત.) ૧૧૭૦

ઘણાજ ખરાબ હાથ દસ્કતના સંબંધમાં બોલાયછે.

કાગડા તાહરા કાકા, ને પારસી તાહરા બાપા.

ગુજરાતનાં ગામોમાં મુસલમાનો પારસીઓને કાગડા કહેછે, ત્યારે પારસીઓ તેઓને એ મુજબ તાણો મારેછે.

કાગડા બોલે તે વેહાના રાગમાં.

કાગડાની કોટે રતન (અથવા, ઘુંવડ) બાંધવું.

કાગડાની પાંખ જેવું.

યાને, ઘણુંજ કાલું.

કાગડાને મહોડે કંકોત્રી આવી. ૧૧૭૫

કાગડાને વારેનું.

ઘણાં ઘરડાં માણસને વિષે બોલાયછે.

કાગડાને શ્રાધ સોલ દાહડા.

કાગડાને શ્રાપે (અથવા, કહે) ઢોર ન મરે. (અથવા) કાગને કહે ઢાંઢાં[1] ન પડે.

Cattle do not die from crow's cursing. (અંગ્રેજી કેહવત.)

Will heaven fall at the howling of a dog? (કેનેરીસ કે.[2])

Balaam's curse came not on Israel. (NEH. XIII. 2.)

The jackal howls—will my old buffalo die? (બદ્દધ કેહવત.[3])

If a dog bark at the mountain, will the mountain be injured, or the dog? (તામીલ કેહવત.[3])

કઉવોંકે કોસે ઢોર નહિ મરતે.

ચમારોંકે કોસે ઢોર નહિ મરતે. (હિંદુસ્થાની કેહવતો.)

ابر را بانگ سگ ضرر نکند

---

૧. મુવેલાં ઢોર.

૨. *Proverbs from East and West*, p. 19.

૩. Long's *Eastren Proverbs and Emblems*, p. 25.

آواز سگان کم نکند رزق گدارا

بدعای گربه باران نمی بارد (ફારસી કેહવતો.)

कावळयाचें श्रापेनें ढोरें मरत नाहींत. (મરાઠી કેહવત.)

કાગડે ડોલે વાટ જોવી.

કાગડો કામહીને ન ધીરે. ૧૧૮૦

કાગડો કોયલને હસે.

"Crooked carlin!" quo' the cripple to his wife.

The frying-pan says to the kettle, "Avaunt black brows!"

The kettle calls the pot black a—e.

The raven chides blackness.

The raven said to the rook, "Stand away, black-coat!"

The sooty oven mocks the black chimney.

The chimney-sweeper bids the collier wash his face.

The kiln calls the oven burnt-house. (અંગ્રેજી કેહવતો.)

La pelle se moque du fourgon.[૧]

Le choudron mâchure la poële.[૨] (ફ્રેંચ કેહવતો.)

La pedella dice al painolo: "Fatti in là, che tu mi tigni."[૩] (ઇતાલ્યન કેહવત.)

Dijò la sarten á la caldera, "Tirte allá, cul negra."[૪] (સ્પેનીશ કેહવત.)

"Fy dig an, saa sort du er!" sagde ryden til Leerpotten.[૫] (દેનીશ કેહવત.)

De pot verwijt den ketel, dat hij zwart is.[૬] (ડચ કેહવત.)

---

૧. The shovel scouts the poker.

૨. The kettle smuts the frying-pan.

૩. The pan says to the pot: "Keep off, or you'll smutch me!"

૪. Said the frying-pan to the kettle, "Stand off, black bottom!"

૫. "Fie upon thee, how black thou art!" said the kettle to the saucepan.

૬. The pot upbraids the kettle that it is black.

Will a monkey tell a monkey that his b——s are red?
(કાશમીરી કેહવત.[૧])

The crow mocked the pig for his blackness. (ચીનાઈ કે.[૨])

The sieve says to the needle, "You have a hole in your tail." (બંગાલી કેહવત.[૨])

A pig came up to a horse and said, "Your feet are crooked, and your hair is worth nothing."
(રસ્યન કેહવત.[૨])

The pot punishes the kettle; ye are both black.
(બોહીમ્યન કેહવત.[૨])

The ass said to the cock, "Big-headed." (ગ્રીક કેહવત.[૨])

They know not their own defects who search for the defects of others. (સંસ્કૃત કેહવત.[૨])

The mote in a brother's eye, a beam in your own. (MATT. VII, 3.)

(ફારસી કેહવત.) دیگ بدیگ میگوید کونت سیاه است

કાગડો કાંણો, ને ચલ્લો મકવાનો.

કાગડો ન— ખાઈને ભેંસને વાંસે નુછે.

કાગડો પોલી (અથવા, દહીથરૂં) લઇ ગયો, ને પેટ કુટીને બેસી રહ્યાં.
માણુસનાં મોહોત પુઠે બોલાયછે.

કાગડો મોરની ચાલ ચાલવા જતાં પોતાની ચાલ ભુલી ગયો. ૧૧૮૫

کلاغی تگ کبک را گوش کرد — تگ خویشتن را فراموش کرد (ફારસી કેહવત.)

કોઆ હંસકી ચાલ સીક્તાથા, અપનીભી ચાલ ભુલ ગયા. (હિં. કે.)

કોઆ ગેલા હંસકે ચાલ સીખે, એલા[૩] અપન ચાલ ગંવાય.
(બિહાર કેહવત.[૪])

---

૧. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 166. ૨. Long's *Eastern Proverbs and Emblems*, p. 5.
૩. પણ. ૪. Christian's *Behar Proverbs*, p. 191.

કાગણુ કોયલ સરખી નાર, ને જણ્યાં પણુ જોગવ્યાં નહિ, ને ધાલ્યાં કાગને બાર.

કાગડાના ખાલી પડેલા માલામાં કોયલ પોતાનાં ઇંડાં મેલેછે. જ્યારે કાગણુની સંભાલ હેઠલ તેમાંથી બચ્ચાં જનમેછે, ત્યારે તેમનો કાગથી જુદો સાદ સાંભલીને, તે તેમને મારી નાખવા માગેછે, જેમ કરતાં મહા મુશકેલીએ એકાદ બે કોયલનાં બચ્ચાં માનમાન બચી શકેછે.

કાગનું બેસવું, ને તાડનું પડવું, (અથવા, સલીયાનું ભાગવું.)

કાગનો વાઘ કરવો.

યાને, જરાક હોય તેનું ઘણું કરવું, ઘણું વધારીને વાત કરવી, ટકા ચહડાવવા.

Much ado about nothing.

To make much about nothing. (અંગ્રેજી કેહવતો.)

A mulberry tree from a pumpkin plant. (કા. કે.[1])

उतरंडीचा वाघ. (મરાઠી કેહવત.)

કાગલીયાંના કાન ન કપાય.

કાગા સબ તન ખાઈઓ, ઔર ચુંન ચુંન ખાઇઓ માસ, પર દો નેનાં મત ખાઇઓ, કે પીઆ મીલનકી આશ. ૧૧૯૦

કાગે તેરે બચ્ચે કબુ ન હુવે મોર, મએ બોત જતન કર પાલે, પણુ આખર ચોર કે ચોર.

એક મોરે એક કાગડાનાં બચ્ચાંને પોતાના માળામાં પાલ્યું, પણ તે જ્યારે મોટું થયું ત્યારે તેનાં ઇંડાં ખાઇ જવા લાગ્યું. એ ઉપરથી મોરે ઉપલા બોલો કહી તે કાગડાને પોતાના માળામાંથી હાંકી કાહાડ્યો.

عاقبت گرگ زاده گرگ شود — گرچه با آدمی بزرگ شود

(ફારસી કેહવત.)

1. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 9.

કોઈલી કે બચવા કોઈલી હોઇહેં, કોઆ મુહે છાંય.[૧]
(બિહાર કેહવત.[૨])

કાચનાં ઘરમાં બેસીને રાહદારી પર પથ્થર નહિ મારવા.

People who live in glass houses should never throw stones.

Who hath glass windows, must take heed how he throws stones.

He that hath a head made of glass must not throw stones at another. (અંગ્રેજી કેહવતો.)

Chi ha tegoli di vetro, non tiri sassi al vicino.[૩] (ઈ. કે.)

Wer ein glasern' Dach hat, muk andere nicht mit steinen werfen.[૪] (જરમન કેહવત.)

El que tiene tenjados de vidrio, no tire piedras al de su vecino.[૫] (સ્પૅનીશ કેહવત.)

Quem tem telhado de vidro, nao atire pedras ao do vizinho.[૬] (પોરચુગીઝ કેહવત.)

Den der har Glastag paa sit eget Huus, maa ikke kaste steen pas andres.[૫] (દેનીશ કેહવત.)

आपलें पागोटें काखेंत मारून मग दुसऱ्याच्यास हात घालावा. (મ. કે.)

---

૧. એટલે, કોયલનાં બચ્ચાં તે કોયલજ નિકલવાનાં, અને કાગડો (કે જેના માળામાં તેઓ ઉછરેછે) તેનાં મોહડાં ઉપર અંતે ધુલ નાખવાનાં, યાને તેને નગુણાંજ નિવડવાનાં.

૨. Christian's *Behar Proverbs*, p. 161.

૩. He who has a glass roof should not throw stones at his neighbour's.

૪. He who has a glass roof must not throw stones at others.

૫. He whose house is tiled with glass should not throw stones at his neighbour's.

૬. He who has a glass roof must not throw stones at his neighbour's.

"કાચબ કુચબ મહા પરમેશર, હું વાત કરૂં જરા બહાર નિસર."
"નાહી ધોઇ હમો જળમાં પેઠા, વાત કહો તમે બહારજ બેઠા."

એક કોહલું એક તલાવ કાંઠે આવી કાચબાને પાણીમાં જોઈ તેને ફસાવવાની મતલબથી શરૂઆતમાં આવેલા ખુશામતના શબ્દો કહેછે, એવી મતલબથી કે તે બહાર નિકલે તો તરાપ મારી ખાઈ જવા બને. પણ કાચબો ઠાવકો હોવાથી તેની ઉપલી મતલબ પામી જાયછે, અને ધીરે રહી તેને પાછલ આવતા શબ્દોમાં હાજર જવાબ આપેછે. આ ઉપરથી આ કેહવત જ્યારે કોઇ ઠગારો પોતાની ઠગ વિદ્યા ચલાવા જાયછે, અને સામો શખ્સ તે તુરત પામી જાયછે, ત્યારે તેના સંબંધમાં બોલવામાં આવેછે.

કાચા કાનનું.

કાચા બાદલનો રેંહટીયો, ને ખરાં લોહડાંની તરાગ,[1] જીણું કરીને કાંટરે બાઇ, લેહરે લાખે તરાગ. ૧૧૯૫

કાચાનું પાકું કરવું તે કાંઈ થોડું કામ નહિ.

કાચું કાપવું.

કાચે ઘડે પાણી ભરવું.

કાચો મસાલો, ને કાચી બારદ.[2]

કાછીયો મરે, ને કુંભારને ડામે. ૧૨૦૦

કાજ કરવું ને કાચ ફાકવો બરાબર.

કાજલ પાયને કાલું, ને ભેંસ પાયને જાડું.

કાજલની કોઠડીમાં બેસે, તો ડાઘ વિરલાનેજ ન લાગે.

કાજી સાહેબ ક્યા કરના ? તો કે' હિંદુસે ઉલટા ચલના.

કાજીજી કહે તેમ કરો, કરે તેમ ના કરો. ૧૨૦૫

"Do what I say, but not as I do", says the parson.
Do as the friar saith, not as he doth. (અંગ્રેજી કેહવતો.)

---

૧. ચાતરી. ૨. છોકરાં.

Haz lo que dice el fraile, y no lo que hace.[૧] (સ્પે. કે.)

What the Mulla says you must do; what the Mulla does you must not do. (કાશમીરી કેહવત.[૨])

કાજી તો કેહનેકા કુચ કરનેકા નહિ.

(ફારસી કેહવત.) توبه فرمایان چرا خود توبه کمتر میکنند

કાજી દુબલા કેમ? તો કે' સારાં ગામની ચિંતા.

Cuidados agenos matan el asno.[૩] (સ્પેનીશ કેહવત.)

Why scald your tongue among other folk's kail.

(સ્કૅાચ કેહવત.)

કાજીજી દુબલે કિયું હએ? શેહરકે અંદેશેસે. (હિંદુસ્થાની કેહવત.)

કાજીના ઓટલા, ખીચડી ખાઇને બેસવું.

કોરત દરબારમાં ઇનસાફ મલતાં ઘણી ઢીલ થાયછે, તેના સંબંધમાં વપરાયછે.

કાજીની કુતરી (અથવા, લોંડી) મુઈ ત્યારે બધું ગામ, ને કાજી મુવા ત્યારે કોઇ નહિ.

If a friend's mother dies a thousand people remain (because the friend is alive), but if the friend is dead, then there is nobody left. (કાશમીરી કેહવત.[૪])

કાઝીકી લોંડી મુઇ સારા શેહર આયા, કાઝી મરા કોઇ ન આયા.

(હિંદુસ્થાની કેહવત.)

કાજીની મારી હલાલ. ૧૨૧૦

કાજીજી કુઠી હલાલ. (કચ્છી કેહવત.)

કાજીવાલી વાત,—નામનીનું મોહડું ના છોડતી, ને રોટલીની કોર ના ભાંજતી.

---

૧. Do what the friar says, and not what he does.

૨. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 252.

૩. Other folks' cares kill the ass.

૪. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles p. 241.

કાટે કાઉકા, ને શિખે નાઉકા.[1]

કાઠી લુટે કોલી લુટે, એ તો સર્વે જાણું, વાંસવાડાના વેરાગી લુટે, એ તે કુંભાકાણું ?[2]

કાતરના જેવી જબાન.

કાતર્યું ગેપ થવું (અથવા, ઘસવું.) ૧૨૧૫

ઘેલા માણસના સંબંધમાં વપરાયછે.

કાથી બલે પણ વલ નહિ મુકે.

(ફા. કે.) (ریسمان سوخته لیکن کجش بیرون نه رفت)

રસી જલ ગઇ, પર બલ નહિ ગયા. (હિંદુસ્થાની કેહવત.)

જેંવર જડેલા, ઐઠન ના જરે.[3] (બિહાર કેહવત.[4])

કાન આગલ કુવા, ને નાખ આગલ નદી.

કાન કચુડાના પગ જેટલું.

યાને, ઘણુંજ થોડું.

કાન કચુડાનો એક પગ તુટો.

કાન ખજુરેકે કઇ પાંઉ તુટેંગે. (હિંદુસ્થાની કેહવત.)

કાન કાપી લેય (એવું પોંહચેલું.) ૧૨૨૦

કાન પર હાથ મુકવા.

યાને, કોઇ વાત નહિ જાણવાનું ડોલ ઘાલવું, અખાડા કરવા.

કાનમાં કલઇ રેડવી.

યાને, છતે કાને બેહરા થવું.

કાનમે તેલ ડાલા હએ. (હિંદુસ્થાની કેહવત.)

કાનમાં નહિ મલે પેહરવાની કડી, ને પેટની આંટરડી બલી.

કાને કોટે દેખું નહિ, ને લાડનું તો લેખું નહિ.

કાને ઝાલ્યા હાથિયા ન રહે. ૧૨૨૫

---

૧. હજામ. ૨. શું.

૩. આ કેહવતનો અરથ બોલેબોલ ગુજરાતીને મલતોજ થાયછે.

૪. Christian's *Behar Proverbs*, p. 26.

કાને નહિ, કોટે નહિ, ને વાલ સોનું હોટે. (અથવા) કાને નહિ, કોટે નહિ, ને ચણિયો બાંધ્યો હોટે.

કાને સાંભલી તે કાંઇક ખોટી.

Hearsay is half lies. (અંગ્રેજી કેહવત.)

Hdrensagen ist halb gelogen.[૧] (જરમન કેહવત.)

Hooren zeggen is half gelogen.[૧] (ડચ કેહવત.)

કાપ્યા કાન, ત્યારે આવી શાન.

કાપ્યા વગર (અથવા, વિના) કેલ ન ફલે.

કાપી નાખે તો લોહી નહિ નિકલે (એવું મુફ્લેસ, નાતવાન.) ૧૨૩૦

કાપે તો લોહીનો છાંટા નહિ મલે (એવું મુફ્લેસ, અથવા આજારી.)

કાપેલો એક, બોડેલા બે, ને તોડેલા ત્રણ.

યાને, બાલને જો કાપ્યા હોય તો તેની તેજ વધ રેહશે, પણ જો બોડ્યા હોય તો બે ઘણા વધશે, અને તોડ્યા હોય તો ત્રણ ઘણા વધશે.

કામ ઉપરથી કારકુન ઉતર્યો કોડીનો.

કામ કરતી વાહલી, તેને આંખમાં ચીરીને ઘાલી.

કામ કામને શિખવે. ૧૨૩૫

કામ કીધું તેણે કામન લીધું.

કામ તે હાથે, બૈરી તે સાથે, ને વિદ્યા તે પાઠે.

કામ અપનાહી કામ હએ. (હિંદુસ્થાની કેહવત.)

કામ થોડું, ને ગડબડ ઘણી.

Great toil and little work. (અંગ્રેજી કેહવત.)

Muckle cry an' little wool. (સ્કૅાચ કેહવત.)

The barren cow bellows much, and in the year of drought there is much thunder. (તેલુગુ કેહવત.[૨])

करणें थोडें व बचबच फार. (મરાઠી કેહવત.)

---

૧. Hearsay is half lies.

૨. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 334.

કામ પડવે માણુસ જણાય.

કામ પર તો મન નહિ, ને અન્ન ખોત ભાવે, ને ઉની ઉની ખીચડી, તો નિંદ ધરાધર આવે. (અથવા) હાથ પગ તો પાણી પાણી, ને અન્ન ખોત ભાવે, કામ પર તો જીવ નહિ લાગે, ને ખેહાં ગીત ગાવે. ૧૨૪૦

કામ વાહલું, નામ વાહલું નહિ.

કામ વીટી ગીયું એટલે રોટલા સીતી ગીયા.

કામડાંની તલવારે લડવું.

યાને, થોડાં સાંધણ છતાં, મોહટું પરિણામ નિપજાવવું.

કામડાંની તલવારે વાઘ ન મરાય.

કામન ગામની, ને અંધારી રાતની, ને દાંઝ્યાપરનું થીંગડું. ૧૨૪૫

નાતરાંવાલીને વિષે બોલાયછે.

કામનું કાંધણિયું,[1] ને વતાંનું વેરી (અથવા, દુકાલનો દાણો.)

કામનો કરતો, સદા પરવારતો.

કામમાં કામ કાહડી લેવું.

કામમાં કામ જે નિંદામણ, ને દુખમાં દુખમાં દુખ જે અ—.

કામમાં ને કામમાં, ને ગામમાં ને ગામમાં. ૧૨૫૦

કામલ ભીંગાય ત્યારે ભારી થાય. (અથવા) કામલ ભીંજે તે ભારી, ને ભેંસનાં સીંગડાં ભેંસને ભારી.

યાને, દુખ પડે ત્યારે તેની કદર બુજાય.

The more you stir, the worst you stink. (અંગ્રેજી કેહવત.)

Je mehr man den Dreet ruttelt, je mehr stintter,[2] (જ.કે.)

Desmere man rörer ved Skarn desværre lugter det.[3]

(દેનીશ કેહવત.)

જો જો ભીંજે કામરી તો તો ભારી હુએ. (હિંદુસ્થાની કેહવત.)

---

૧. મટોડીનું એક વાસણ, જેને ધાવરો પણ કહેછે.

૨. The more you stir the mire, the more it stinks.

૩. The more you stir filth the worst it stinks.

કામાજી હોર્યું, ને લડાઇનું ખોર્યું.

કામાજી નામે એક ટંટાખોર પારસી ભરૂચમાં થઇ ગયોછે. કદાચ "કામા વોહરા" ઉપરથી "કામાજી હોર્યું" અપભ્રંશ પણ થયો હોય.

કાયદો એટલો ફાયદો.

કામાની કોહડી, કાલ ઉઠી જશે.

ભારાકી કોઠરી કલ ઉઠ જાયગી. (હિંદુસ્થાની કેહવત.)

કારતક કાતરે, માગસર છેતરે, ને પોસ હાંડી સોસ. ૧૨૫૫

કારતક મહિને કણબી ડાહ્યો.

કારતક મંદો, તો બારે આંકડા.

એવો વેહમ છે કે જો કારતક માસ વેપાર વણજમાં મંદો જાય તો બાકીનું વરસ તેજી જાય.

કારભારની કુતરી, ઉપર ચહડી ને નીચે ઉતરી.

નજીવાં સરખાં કામમાં, મોહટાં કામનું ડોલ ઘાલનારના સંબંધમાં બોલાયછે.

કારિયાના વીસ, ને ધોરિયાના તીસ.

કારિયો કદારિયો, નદી નાહવા જાય, પરમેશ્વરે કાલાં કીધાં, ગોરાં ક્યાંથી થાય? ૧૨૬૦

કારિયો કુતરો મન કરે તો વાઘસે લડે, મરે પણ મન ન કરે.

કારેલાં, ને વલી લીમ પર ચહડાવેલાં.

કાલ ઉઠી ને કોણે દીઠી? (અથવા) કાલ કેવી છે તે કોણે જોઇછ?

There's many a slip between the cup and the lip.
No one knows what will happen to him before sunset.
Who knows what the morrow may bring forth?
(અંગ્રેજી કેહવતો.)

O dia de amanha ninguem o vio.[1] (પોરચુગીઝ કેહવત.)

---

૧. No one has seen to-morrow.

Boast not thyself of to-morrow; for thou knowest not what a day may bring forth? (સૉલોમનની કેહવત.[1])

فردا کہ دیدہ است

ساقیا امروز می نوشیم فردا را کہ دید

شب حاملۂ ایست تاچہ زاید فردا (ફારસી કેહવતો.)

કલ કિસને દેખા હુએ. (હિંદુસ્થાની કેહવત.)

કેં ડીઠી આએ કાલ? (કચ્છી કેહવત.)

કાલ કરજદારનો, ને જીવ જમડાનો.

કાલ કરો સો આજ કરો, આજ કરો સો અબ, પરસુ પરલે હોગી, તબ તું કરેગા કબ. ૧૨૬૫

Defer not till the evening what the morning may accomplish.

Never leave till to-morrow what you can do to-day.

Delay is dangerous.

Procrastination is the thief of time. (અંગ્રેજી કેહવતો.)

کار امروز بر فردا نباید گذاشت (ફારસી કેહવત.)

કાલ છે, ને ખોદા છે.

કાલ પડે ત્યારે કોદરા મોંઘા, ને તડ પડે ત્યારે રાંકાં મોંઘાં.

કાલની વાત કાલે.

To-morrow will take care of itself.

Sufficient for the day is the evil thereof. (અંગ્રેજી કેહવતો.)

કલકી બાત કલ. (હિંદુસ્થાની કેહવત)

اگر نان امروز داری غم فردا مخور

چو فردا رسد کار فردا کنم (ફારસી કેહવતો.)

---

૧. *Proverbs from East and West*, p. 44.

કાલનું કોહરૂં, ને દુકાલનું દોધી.

વરસાદની અછતને લીધે દુકાલ પડેછે, ત્યારે કોહરાં તેમજ દોધી પોખાઇને ઘણાં મોટાં થાયછે.

કાલનો દુકાલ આજે પાડવો. ૧૨૭૦

કાલનો ભરૂસો આજે નહિ.

કાલનો વાયદો.

કાલા એટલા ભુતના શાલા નહિ.

All are not thieves that dogs bark at.

All that are black dig not for coals. (અંગ્રેજી કેહવતો.)

કાલા કાલા મકોડા, ને રાતી રાતી ધીમેલો.

વાંચતાં નહિ આવડે તેની વિરૂદ્ધમાં બોલાયછે.

કાલા ગોરાનો ઈશ્વર. ૧૨૭૫

કાલા ફીટીને, (અથવા, કાલા ગયા, ને) ધોલા આવ્યા.

કાલા બાદલ ડરાવના, ઔર ઉજલા બરસનહાર, જારા પુરૂશ સોહાવના, ઔર પતલા ભોગનહાર.

કાલા બેંગન ઉસકી લીલી ઘટા, ખટરસ ભોજન ચલે ચટમ ચટા.

કાલા મહોના કેડવા, ને વરવા મહોની વહુ, બાર વરસે વિવાહ આવ્યો, ત્યારે મોકણ માંડે સઉ.

કાલાની કચ્ચ, ને બેહરાનો ઝગડો (પુરો ન થાય.) ૧૨૮૦

કાલાની જોડે ધોલો બાંધ્યો, તો વાન ન આવે પણ શાન તો આવે.

કાલાની બાઇ, ને સોહલીની જાઇ.

કાલી કાલી હમાય, ને ઓલે ઓલે ચાલે.

કાલી કુત્તી મરનેવાલી, ઔર બંદેકુ જસ આનેવાલા.

કાલી કુતરીને કાને કીડા, ને એક ગઇ ને બીજી પીડા. ૧૨૮૫

કાલી કુતરીને ગલે વાગરી,[1] ને જાય સલાટપોર[2] પાધરી.

---

૧. ચામડાંની પટી. ૨. સુરતની પડોશમાં આવેલું એક ગામ.

કાલી કુલી ને ઓટલે સુતી, ને ચોર ચોરી ગીયા તે રડતી ઉઠી.

કાલી ચોર.

એ નામે એક ઉઠાઉગીર પારસી થઈ ગયોછે.

કાલી ચૌદસ આવી, ને સવા મણ મેસ લાવી.

ભુત પલીતની અસરમાંથી બચવાને માટે કાલી ચૌદસને દાહડે આંખમાં મેસ આંજવાનો વેહમ છે.

કાલી ચૌદસ ને આતવાર, ફરી ફરી ન આવે. ૧૨૯૦

કાલી ચૌદસના આંજ્યા, ને કોઈના ન થાય ગાંજ્યા.

કાલી ચૌદસના કારિયા, ને બૈરાં થાને (અથવા, બૈરી બાજંદી, ને) માટીડા ચારિયા.

કાલી ટીલી માથે ચોંહટવી.

કાલી નાર, ને કાલો પેહરવાસ.

કાલી રાતની ને કામન ગામની, ને દાંઝ્યાં પરતું ઠીકરૂં. ૧૨૯૫

કાલી રાંડને કલ્લે ભાત.

કાલીદાસની કલમ, ને તૈમુરની તેગ.[1]

કાલું કરવું.

કાલું કુતરૂં પણ નહિ મલે (એવું વેરાન.)

કાલું કુતરૂંબી પાસે ઉભું નહિ રહે (એવી નઠારી ચાલનું માણસ.) ૧૩૦૦

કાલું કોલસા જેવું.

કાલું ઠીકરાં (અથવા, મેંસ) જેવું.

As black as coal.

કાલું બેરીઆં જેવું.

કાલું ભુત.

કાલું મટોડું. ૧૩૦૫

---

૧. તલવાર.

કાલું મોહડું કરવું.

મોહકુ કાલક લગા ગયે. (હિંદુસ્થાની કેહવત.)

કાલું મોહડું, ને કથીરના દાંત.

કાલું મેંઢું.

કાલું મેસ.

કાલું લેવટા સરખું (માણસ.) ૧૩૧૦

કાલું સાહી.

કાલે કાલે સબી જાંખુ.

કાલે દીકરે કાકા કહ્યા, ત્યારે બાપ ઉઠીને આઘા થયા.

કાલે શું બનશે તે કોણને ખબર?

(ફા. કે.) کس را وقوف نیست که انجام کار چیست

કાલો થઇને કાંચલીમાં હાથ ઘાલે. ૧૩૧૫

કાલો પણ કામણગાલો.

કાલો પાપટ બલ્યો, ને દાહડો ફર્યો.

કાલો બલદ તે કણકણ્યો, ને ધોલો બલદ તે ખોડો, સસરો મારે વહુને, તો જાણે બલદ ચાલે ઘોડો ને ઘોડો.

કાલાં માથાંનું માનવી શું ન કરે?

કાવલો કાપે ને માકો વખાણે. ૧૩૨૦

કાશી દુર પચાસ ગાઉ, તો કે' માહરી ગમથી કે તાહરી ગમથી.

કાશીની જાતરામાં.

યાને, કોઈ દાહડે પણ નહિ.

કાશીનું કરવત, આડુંએ વેહરે ને ઉભુંએ વેહરે, (અથવા, જતુંએ વેહરે, ને આવતુંએ વેહરે.)

કાષ્ટ ઘંટા વિટમ્બણા.

કાસદીયાના કાન ન કપાય. ૧૩૨૫

કાસલી ડોસી ને નુરભાઈ જમાલ, આવો શેઠજી, પાજો ઘમાલ.

કાહણુજી લોહવાડના ડામ દેવા, (અથવા, ધોણું આપવાં.)

કાહયો થઈને કુવામાં પડે.

કાહરૂનનો ખજાનો.

કાળ જાય પણ કેહવત રહે. ૧૩૩૦

બાત રહે જાતી હૈ, વખત નહિ રહેતા હૈ. (હિંદુસ્થાની કેહવત.)

Days go, words spoken remain. (બંગાલી કેહવત.[૧])

કાળની ગતિ ન્યારી છે.

કીકાની કુરાઈ.

ખરૂં કામ પડતું મેલી નકામું ટાહેલું કરનારના સંબંધમાં વપરાયછે.

કીકી રે કીકી! તો કે' એક વાર શિખી. (અથવા) હમારી રે કીકી કીકી, ને બધાં લખણ શિખી. (અથવા) કીકી રે કીકી! તો મતરઈ લખણ શિખી.

A wise man is never deceived twice. (અંગ્રેજી કેહવત.)

Only a fool falls twice into the same hole. (તરકીશ કે.[૨])

(ફારસી કેહવત.) عاقل دوبارہ فریب نمیخورد

અંધા લકરી એકબાર ખોતા હૈ. (હિંદુસ્થાની કેહવત.)

કીડા જેટલું (યાને નાધલું.)

કીડી ઉપર કટક.[૩] ૧૩૩૫

કીડી ખાય, મકોડી ખાય, ત્યારે તારવું[૪] સલામત જાય.

કીડી ચોખો લઈ ચાલી, ને વચમાં આવી દાલ, બે બે વાતો ક્યમ બને, કાં શેથો, કાં તાલ.

કીડી મકોડીનો ઉસ્તાદ.

કીડી સચકે[૫] આરે પારે, ને મકોડા ખાય એક્કી વારે. (અથવા) કીડી સચકે આરે ગારે, ને તીત્તર ખાય એકજ દહાડે.

---

૧. Long's *Eastern Proverbs and Emblems*, p. 91.

૨. *Ibid*, p. 157. ૩. લશકર. ૪. વહાન.

૫. સંગરેહ—એકઠું કરે.

કીડી સચકે ને મકોડી ખાય, ને સચકી સચકીને મરી જાય, ત્યારે
આગલું હોય તેને દીવાલી થાય. ૧૩૪૦

કીડી સોનૈયે ચહડી.

કીડી સંચરે, તીત્તર ખાય.

One soweth, another reapeth. (અંગ્રેજી કેહવત.)

કીડીઓનું કટક (એક ચાલે તેમ બીજી ચાલે.)

કીડીના દરમાં ભરાવું.

કહાં છુપું ? ચ્યુંતીકા બિલ નહિ મીલતા. (હિંદુસ્થાની કેહવત.)

કીડીનું એક કોગલે પુર. ૧૩૪૫

યાને, એક કોગલા જેટલું પાણી કીડી ઊપર પડે તો તે તેનાં મનસે
એક પુર આવ્યા બરાબર છે.

The dew is like a flood to the ant. (કાશમીરી કેહવત.[૧])

(ફારસી કેહવત.) در خانۂ مور شبنمی طوفان است

કીડીને કણ, ને હાથીને મણ, (અથવા, હારો.)

કીડીને ખાંડ નાખે, ને માણસનું ખુન કરે.

કીડીને ચાલવા વગ નહિ (એવું ઠઠમાર લોક.)

કીડીને પર થયાં.

કીડીને પાંખો આવી તે મરવાની નિશાની. ૧૩૫૦

જ્યારે કીડીને પાંખો આવેછે, અને તે ઊડેછે, ત્યારે તેને કાગડા ખાઈ
જાયછે.

The ant's wings produce its own death. (બંગાલી કેહવત.[૨])

Da Dios alas a la hormiga para que se pierda mas
aina.[૩] (સ્પૅનીશ કેહવત.)

(ફારસી કેહવત.) مورچہ پر بر آورد

ચ્યુંતીકે જો મોત આતે હુએ તો પર નિકલતે હુએ. (હિં. કે.)

---

૧. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 60. ૨. Long's *Eastern Proverbs and Emblems*, p. 71.

૩. God gives wings to the ant that she may perish the sooner.

કીડીને સસરવા જેટલી જગો નહિ (એટલું લોક.)

કીડીનો કુંજર[1] કરવો, (અથવા, ડુંગર કરવો.)

He changes a fly into an elephant. (અંગ્રેજી કેહવત, ગ્રીક ઉપરથી આવેલી.)

Never make a mountain of a molehill. (અંગ્રેજી કેહવત.)

Far d'una mosca un elefante.[2] (ઇતાલ્યન કેહવત.)

Van een' vlieg een' olijfant maaken.[2] (દચ કેહવત.)

रंकं करोति राजानं राजानं रंकमेवचः॥ (સંસ્કૃત કેહવત.)

કીડીનાં મોહપર લાડવો.

કીડીનાં મોહમાં કાલંગડું.[3]

બકરીજે મોંમે કારીંગો કીં સમાએ? (કચ્છી કેહવત.)

કીધેલું હોય તો કરે, નહિ તો વમાસણમાં પડે. ૧૩૫૫

જેણે એક કામ કીધેલું હોય તેને તેવું કામ કરવું મુશકેલ પડતું નથી; પણ જેણે એક કામ નહિ કીધેલું હોય, તેને તેવું કામ કરવું મુશકેલ થઇ પડે છે, અને તેને કેવી રીતે બજાવવું તેનાં તે વમાસણમાં આવી પડે છે.

કીધાં કરતુક જોય.

કીરપારામ સારનાર, ને કરપારામ સરાવનાર.

કીસબ ચોર તો સઉ હોય.

કીસીકા ઘર જલો, કીસીકા પુત મરો, બંદાકુ તો ખેર સલા. (અથવા) કીસીકા ઘર જલો, કીસીકા પુત મરો, બંદા ખાવે ઓર સોવે. (અથવા) કીસીકા ઘર જલો, કીસીકા પુત મરો, ને બંદા બેઠા તાપે. (અથવા) કીસીકા ઘર જલો, કીસીકા પેટ બલો, અપના તો ભલા હો. (અથવા) કીસીકા બલો, કીસીકા જલો, મેરા તો થંડા હુવા.

કીસીકા મહો ચલે, કીસીકા હાથ ચલે. ૧૩૬૦

He that strikes with the sword shall be beaten with the scabbard. (અંગ્રેજી કેહવત.)

---

[1] હાથી. [2] To make an elpehant of a fly. [3] તરબુજ.

કીસીકી વેહલ, કીસીકા બેલ, ને બંદેકા ડચકારા.

કીસીને લાધે લોભ મિયાં, કીસીને લાધે ઘોરા ગારી, કીસીને લાધે ખુરી ખુરાઇ, કીસીને લાધે ટેક ભારી.

કીસીને લાધે નેસતી સોદા, કીસીને લાધે મતલબ સારી, કીસીને લાધે જુલમકી ટોકરી, કીસીને લાધે ગરજકી યારી.

કુકડા જીજી, તો કે' જીજી.

કુકડા જોર મરાવું. ૧૩૬૫

કુકડી માતી થાય તેમ દુમ સંકોચાતી જાય.

કુકડીનું મ્હોડું ઢેફલે.

કુકડીનું મ્હોત એક ઢેફલે.

મુરગીકુ તકલીકા હી ધાવ બસ હએ. (હિંદુસ્થાની કેહવત.)

કુકડીજો ડેફલે મોત. (કચ્છી કેહવત.)

કુકડો હોય ત્યાંજ શું વાહણું[1] વાય?

Though the cock crows not, morning will come.(અફ. કે.[2])

મુરગા બાંગ ન દેયગા તો સોબહ હી ન હુવેગા? (હિંદુસ્થાની કેહવત)

કુકરૂં ગુચવાવવું. ૧૩૭૦

કુંકાને પગલે ને—ને ઢગલે.

કુડા કાન કોહવાડા, ને સચ્ચા બેલી રામ.

કુનબી સરખા દાતા નહિ, ઓર મારે વિના દેતા નહિ.

કુત,[3] ને સઘલી માછલીનું મુત.

કુતરા જેવું કડકણું મોહ, ને હરણા જેવું હૈયું, આપણુને ન પરવડે. ૧૩૭૫

કુતરાને કાન કીડા.

કુતરાનાં મોહડાંમાં મશાલ.

"કુતરાનાં મોહડાંમાં હાડકું" ની મતલબે વપરાયછે.

---

૧. સહવારનું પોહર.

૨. Long's *Eastern Proverbs and Emblems*, p. 185.

૩. માછલીની એક જાત.

કુતરી બીલાડી વહડી, કુતરીએ મારી ચાંચ, ને બે હડીઆંમ પાંચ.

કુતરી ભોટીલાને ખાય.

કુતરીનું ધાવેલું. ૧૩૮૦

ચાને, હલકા ખવાસનું.

કુતરૂં કરડે, ને વલી ખાસડાંનો માર.

A slap in the face for knocking one's head against the wall. (તેલુગુ કેહવત.[૧])

(ફારસી કેહવત.) یکی نقصان مایہ دیگر شماتت ھمسایہ

કુતરૂં કહે કે હું સદીસું[૨] કાશી જઇને આંઉં, પણ માહરી જાત વાંકી (તે મહને જવા નહિ દીયે.)

કુતરૂં ખેંચે ગામ ભણી, ને શીયાલ (અથવા, કોહલું) ખેંચે સીમ ભણી.

The bullock pulled towards the sun, and the buffalo towards the shade. (તેલુગુ કેહવત.[૩])

કુતરૂં નાન જોય, પણ ડાંગ નહિ જોય.

કુતરૂંખી પોતાની ગોથાણુ સમારે. ૧૩૮૫

કુતરો જોય ધણીને આવતો, બીલાડી જોય ધણીને ખાટલે પડતો.

કુતરાં પોશ, બીલાડાં પોશ, ને જમાઈનાં જણ્યાંને વાડમાં ખોશ.

કુતરાં બીલાડાંનો મેલ.

Zij leven te zamen als honden en katten.[૪] (ડચ કેહવત.)

The snake and mongoose's love. (બંગાલી કેહવત.[૫])

The friendship between fire and water. (તેલુગુ કેહવત.[૬])

---

૧. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 148.
૨. એક દિવસમાં.
૩. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 71.
૪. They agree like cats and dogs.
૫. *Proverbs from East and West*, p. 9.
૬. Long's *Eastern Proverbs and Emblems*, p. 40.

કુતરાં, બીલ્લાં, ને બાહમણાં, ખાવે થોડાં ને વહડવે ઘણાં.

બાહમણ, કૂકુર,[૧] ભાંટ, જાતી જાતી ખાંટ.[૨] (બિહાર કેહવત.[૩])

કુતરાં-બોલી બોલાવવી. ૧૩૯૦

કુતરાંની ઊંઘ.

કુતરાંની કુમક, ને ગધેડાંની અસવારી.

કુતરાંની દોસ્તી, રીઝયું તો મહો ચાટે, ને ખીજ્યું તો ડાપું ભરે.

If you kiss a dog it licks your whole face. (તેલુગુ કેહવત.[૪])

The ass's friendship is kicking. (અફગાન કેહવત. [૫])

A bear's friendship. (કાશમીરી કેહવત.[૬])

રીઝેંગે તો પથરહી ફેંક મારેંગે. (હિંદુસ્થાની કેહવત.)

કુતરાંની પુછડી છ મહિના નલીમાં (અથવા, ભોંયમાં) રાખે, (અથવા, સો વરસ ભોંયમાં દાટે,) તોપણ વાંકીને વાંકી.

You may as well try to make a stone go right.

Place does not alter race. (અંગ્રેજી કેહવતો.)

Lupus pilum mutat non mentem. (લૅતીન કેહવત.)

If a dog's tail be set in a *kandil*, there even it will remain a dog's tail. (કાશમીરી કેહવત.[૭])

Though you put oil on a dog's tail, it will never become straight. (રશ્યન કેહવત.[૮])

دم سگ راست نشود

اگر صد سال درمشکی کنی دوغ—همان دوغ وهمان

دوغ وهمان دوغ (ફારસી કેહવતો.)

---

૧. કુતરો. ૨. કન્યાખોર.

૩. Christian's *Behar Proverbs*, p. 112.

૪. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 116.

૫. Long's *Eastern Proverbs and Emblems*, p. 40.

૬. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 77. ૭. *Ibid*, p. 83.

૮. Long's *Eastren Proverbs and Emblems*, p. 32.

कुत्राचें शेपुट कितीही दिवस नळकांड्यांत ठेवलें तरी अखेरीस वांकडे ते वांकडे. (મરાઠી કેહવત.)

नलिका गतमपी कुटिलं नभवाति सरलंशुनःपुछं. (સંસ્કૃત કેહવત.)

કુત્તેકી દુમ બારે બરસ ગારી, ફિર ટેઢી કી ટેઢી.

કુત્તેકી દુમ હજાર બરસ નલેમે રખો તોભી ટેઢી કી ટેઢી. (હિં. કે.)

કૂકુરકે પોંછ બારહ બરસ ગાડીં, તબ હૂ ટેઢ કે ટેઢ. (બિહાર કેહવત.[1])

કુતરાંનું પુછડું ને બીલાડીના કાન, ને તાણ્યા તાણ. ૧૩૯૫

કુતરાંનું ભેજું છે કે શું?

કુત્તેકા મગઝ ખાયા હએ. (હિંદુસ્થાની કેહવત.)

કુતરાંને મોહતે મરવું.

Thou wast whelp'd a dog; and thou shalt famish, a dog's death. (શેકસપીઅર, "તાઇમન ઑાવ ઍથન્સ.")

કુતરાંને રોટલીનો તુકડો (અથવા, બુકો) નાખેલો ભલો.

Cast a bone in the devil's teeth, and it will save you. (અંગ્રેજી કેહવત.)

(ફારસી કેહવત.) دهن سگ بلقمہ دوختہ بہ

કુતે જે મોંમે ટુકર વિઝો ભલો. (કચ્છી કેહવત.)

કુતરાંનાં મહોડાંમાં હાડકું આવ્યું.

કુતાર પરણે, ને સુઇ છુંદાએ. ૧૪૦૦

કુત્તેકુ ખીર, ઔર ગધેકુ ચપાતી.

કુદરત કરાવે કલ્યાણ કામ.

કુદાવી પાહડ, વટાવી ડુંગરા, ટેકરે આવ્યા જ્યાં ને ત્યાં.

કુબેરનો ભંડાર.

કુંભાર કદી સાજે હાંલ્લે નહિ ખાય. ૧૪૦૫

The cobbler's wife goes the worst shod.

The tailor's wife is worst clad.

1. Christian's *Behar Proverbs*, p. 161.

Who is worse shod than the shoemaker's wife?

A shoemaker's wife and a smith's mare are always the worst shod. (અંગ્રેજી કેહવતો.)

Les cordonniers sont tojours les plus mal chaussés.[1]

(ફ્રેંચ કેહવત.)

Alfaiate mal vestido, sapateiro mal calcado.[2] (પો. કે.)

To the potter a broken vessel. (કાશમીરી કેહવત.[3])

(ફારસી કેહવત.) کوزه گر از کوزه نو آب نمیخورد

કુંભાર કરતાં ગધેડાં ડાહ્યાં.

कुंभारा पेक्षा गाढव शाहणें. (મરાઠી કેહવત.)

કુંભારની કુંડી ને ગાંછા[4]ની શુલી.

કુંભારની ચાકે ચહડ્યાં (પણ કાંઇ ઠેકાણું નહિ લાગતું.)

દુખમાં પછાડા મારવા છતાં કાંઇ વલે નહિ ત્યારે બોલાયછે.

કુંભારની ચાકે પીંડો છે, ઘડો ઉતરે કે ઘાઘર.

કુંભારનું મન હાલ્લાંમાં. ૧૪૧૦

કુંભારનો નીમાડો નિવડે વખાણુ.

કુંભારનો મીછામ દુકડો.

કુંભારનાં ઘડ્યાં, ને સ્ત્રીનાં જણ્યાં, જો બધાં જીવતાં હોય, તો દુનિયામાં માંય નહિ.

કુંભારનાં ઘેરનું હાલ્લું છે કે બદલી નખાય?

કુમલો વાંસ (અથવા, કુમલું ઝાડ) વાલે તેમ વલે. ૧૪૧૫

A young twig is easier twisted than an old tree.

Bend the twig and bend the tree. (અંગ્રેજી કેહવતો.)

---

૧. Shoemakers are always the worst shod.

૨. The tailor ill-dressed, the shoemaker ill-shod.

૩. *Dictionary of Kashmiri Proverbs,* by Rev. J. Hinton Knowles, p. 114. ૪. તોપલી, કંડીયા વીગેરે બનાવી ગુજરાન ચલાવનાર.

Piega l'albero quando è giovane.[૧] (ઇતાલ્યન કેહવત.)
Den Baum muk man biegen, weil er jung ist.[૨] (જ. કે.)
Det skal aarle kröge, som god Krog skal vorde.[૩]
Barn eryg vil boies i Tide.[૪] (દેનીશ કેહવતો.)
Jong Rijs is te buigen, maar geen oude boomen.[૫] (દ. કે.)
We bend the tree when young. (બલગેરીઅન કેહવત.[૬])
Bow down his neck while he is young. (ECCLESIASTICUS, XXX. 12.)
If a tree won't bend when it is young, will it bend when it is full grown? (તેલુગુ કેહવત[૭].)
कोवळें झाड जसें वांकवावें तसें वांकतें. (મરાઠી કેહવત.)
નીલી કાઠી જીં વારીજે તીં વરે. (કચ્છી કેહવત.)

કુમળું દહી જેવું (માણસ.)
યાને, નાજુકાઈનું ડોલ ઘાલનાર.

કુમારાનું સળિ, ને પરણેલાની વહુ.

કુર ત્યાં ધુલ.

કૃષ્ણને સોલસો ગોપી, તોય બાલ બ્રહ્મચારી.

કુલકો દીપક પુત્ર હએ, મુખકો દીપક પાન, ઘરકો દીપક અસતરી, ઘડકો દીપક પ્રાણ. ૧૪૨૦

કુલડીમાં ગોલ ભાંગવા જેવું (સેહલું.)
કિયા કુલહીયામે ગુર ફોરના હએ. (હિંદુસ્થાની કેહવત.)

કુલડીમાં હાથી ઘાલવો.

---

૧. Bend the tree while it is young.
૨. The tree must be bent while it is young.
૩. The branch must be bent early that is to make a good crook.
૪. A child's back must be bent early.
૫. Young twigs may be bent but not old trees.
૬. Long's *Eastren Proverbs and Emblems*, p. 32.
૭. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 162.

કુલ–દેવ કોઈ દહાડે દીવો ન પામે, ને પારકા દેવને પૂંજા.

કુલમાં દીવો ઊઠવો.

To light a lamp in the house is like the flowering of the lotus on the lake. (કાશમીરી કેહવત.[૧])

કુલે કોદરી આવી. ૧૪૨૫

મીજાજ કરનાર માણસને એમ કેહવાયછે.

કુવા ઊંડા, ને દોરડાં ટુંકાં.

કુવા કાંઠે લાંઘણું.

કુવા પછવાડે કેવડો, વાયે વાંકો થાય, જેનો પરણ્યો ન હાથમાં, તેનો જનમારો એમ જાય.

કુવાની ઘટમાલ ચાલી જાયછ.

કુવાની છાંયા કુવામાં સમાય. ૧૪૩૦

કુવાને મહોડે ઢાંકણું, કંઇ જગને મોહડે છે?

People will talk, let them say what they like. (અં. કે.)

A hundred covers for a hundred vessels, but what shall be given (to stop) a hundred mouths? (કા. કે.[૨])

A jar's mouth may be stopped; a man's cannot.
(ચીનાઈ કેહવત.[૩])

You may close a well, but you cannot shut the mouth of another. (બડઘ[૪] કેહવત[૫].)

دروازهٔ شهر می توان بست—نتوان دهن مخالفان بست

قفل بدهان نمیتوان زد (ફારસી કેહવતો.)

---

૧. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 138. ૨. *Ibid*, p. 25.

૩. *Proverbs from East and West*, p. 6.

૪. બડઘ એ નીલગરી તરફ વસનારી એક જાત છે.

૫. Long's *Eastern Proverbs and Emblems*, p. 92.

કુવામાં પડી કુતરી, ને સમ ગયા ઉતરી, (અથવા, ગાલ ગઇ ઉતરી.)
કુવામાં હશે તો હભાડામાં આવશે.

Nothing comes out of the sack but what was in it.

What is in the pot will come on the plate. (અં. કે.)

જો હાંડીમે હોગા, સો રકાબીમે આવેગા.

જો હાંડીમે હોગા સો ડોઇમે નિકલ આવેગા. (હિંદુસ્થાની કેહવતો.)

જે કરવામેં રહે સે ટાંટીસે બહે. (બિહાર કેહવત.[1])

هرچه در دیغ است بچمچه بر می آید

(ફારસી કેહવતો.) ازکوزه همان تراود که دروست

કુંવારી કન્યાને સો વર ને સો ઘર.
કુંવારી તે રાંડતી હશે? ૧૪૩૫
કુસકીની કમોદ કરે (એવી ઘરને જાલવનારી ઓરત.)
કુહમારડી સઊના પગ ધુવે, ને પોતે ખઙ્યા પગે સુવે.

છોરી સબકે પાંઉ ધુવે, અપને ઘોતી લજાએ.

નાઇ સબકે પાંઉ ધુએ, અપને ઘોતે લજાએ. (હિંદુસ્થાની કેહવતો.)

કેટલા? તો કે' માથાંના નીમાલા જેટલા.
કેડે આગ, ને કેડે લાગ.
કેડે છોકરું, ને ગામમાં ઢંઢેરો. ૧૪૪૦

The butcher looked for his knife when he had it in his mouth. (અંગ્રેજી કેહવત.)

He seeks his son whom he bears on his shoulder.

(ત્યુનીસ્યન કેહવત, મૅા. દુનેન્તની મુસાફરીની ચોપડીમાંથી.)

Il cherche son âne et il est monté dessus. (ફ્રૅંચ કેહવત.[2])

Putting a child in a cradle and looking for it all over the village. (તેલુગુ કેહવત.[3])

---

૧. Christian's *Behar Proverbs*, p. 112.

૨. He looks for his ass and sits on its back.

૩. Carr's *Telugu and Sanskrit Proverbs*, p.60.

He sought his own ass, though he was sitting on it (ચીનાઇ કેહુવત[1].)

یار در خانه و من گرد جهان میگردم — آب در کوزه و من تشنه لبان می گردم (ફારસી કેહુવત.)

काखेंत कळसा व गांवांत वळसा. (મરાઠી કેહુવત.)

ગોદમે (યા, બગલમે) લરકા, શેહરમે ઢંઢોરા. (હિંદુસ્થાની કેહુવત.)

કુછણુમેં છોકરો ને ગોઠમેં ઢંઢેરો. (કચ્છી કેહુવત.)

"કેમ ધાલે રે કાંસા[2]?" "એ તો ખાતી રે ગુડ માસા." "ધણી વિના કેમ ખાય રે ભાઇ?" "તો આદત પડી કેમ જાય રે ભાઇ?"

The frog cannot out of her bog. (અંગ્રેજી કેહુવત.)

A pig cannot stay out of the dirt, a thief cannot keep his fingers still.[3]

કેમ રે બાઇ ભુલી, રાતનાં ખાધી થુલી?

કેમ રે ભાઇ હાથમાં લાકડી? તો ગોરી વહુને ગોફણો[4] ને રાખડી.

કેર[5] ને તો પેર નહિ, ને તમુને ને હમુને મેર નહિ.

કેરી, કોકમ, ને કાકરી, દેવલ, દુક્કર, ને પાદરી (જ્યાં હોય ત્યાં મલે.) ૧૪૪૫

કેરી તો છે મિઠી, પણ ધણીમુઈ જટાલ.

કેરી પાકે, ને માણુસ થાકે.

ઉનાલામાં કેરી પાકેછે તે વખતે માણુસને ગરમીને લીધે ધણી સુસ્તી લાગેછે, અને સેહજ મેહનતમાં થાક ચહડી આવેછે.

કેલ અને વાધણુ, એકવાર ફૂલે, અને એકવાર જણે.

કેલ પર કેલાં એકજ વાર લાગે.

કેલ ફૂલે એકજ વાર, ને આંબા ફૂલે વારંવાર. ૧૪૫૦

---

૧. Long's *Eastern Proverbs and Emblems*, p. 13. ૨. કાસ્યા.

૩. *Hill Proverbs of the Inhabitants of the Chittagong Hill Tracts*, by Capt. Thomas Herbert Lewin, p. 12.

૪. રૂપાંની ઘુંઘરીઓવાલું અંબોરામાં લટકાવવામાં આવતું એક ઘરેણું.

૫. કેલનું ઝાડ.

કેલ ફુલે એકજ વાર, ને વાઘણ જણે પણ એકજ વાર.

કેલ સાથે વ્યાય, તે કદી નહિ વ્યાય, ને વાઘણ સાથે વ્યાય તે બાર વરશે વ્યાય, ને કાગણ સાથે વ્યાય તે વરશો વરશ વ્યાય.

કેલના ગાભની, ને માણસનાં પેટની, જાણ નહિ પડે.

કેલવઇને કણ થવું.

કેસરી[1] મુછ, ને ભોરીંગ મણી, શુરા શરણાગત, સતી નારી, ને કર્પી ધન, મુવે જશે પર હાથ. ૧૪૫૫

કેસુરી[2]માં રંગ નહિ, ને બોલ્યામાં ઢંગ નહિ.

કેહ દે મછ્યારી તેરી મછીકા મૂલ.

કેહ રે મોહડાં શું શું ખાઉં ને માટી વગરની કાંહ કાંહ જાઉં?

કેહ રે મોહડાં શું ભાવે?

કેહતા તો દેવાના, પણ સુનતાબી દેવાના? ૧૪૬૦

O talker, if you have not got understanding, O hearer, haven't you? (કાશમીરી કેહવત.[3])

(ફારસી કેહવત.) ابلہ گفت و دیوانہ باور کرد

કેહતે સો કરતે નહિ, ઓર મુહકે બરે લબાર, કાલા મુહ લે જાવેગે, સાંઇકે દરબાર.

કેહતાં તો કેહવાયું, પણ આખી રાત નહિ સેહવાયું.

કેહ્યા કંઇ ને કરે કંઈ, તેને ઘાલો ચુહલા મહી.

કેહવાય નહિ, ને સેહવાય નહિ.

કો પજ્યા, તો કે' પજ્યા તાહરા બાપ, તાહરી બોંહસે ચહડ્યા તે. ૧૪૬૫

કોઇ અન્નનું ભુખ્યું, ને કોઈ માનનું ભુખ્યું.

---

૧. સિંહ. ૨. એક જાતનું ફુલ.

૩. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 25.

કોઇ આજ, કોઇ કાલ, કોઇ માસ છ માસે; કોઇ વર્ષે દસ બાર, કોઇ પચીસ પચાસે; કોઇને થાય સાઠ, કોઇ પોણોસો હેંસી; જે જાયું તે જાય, નથી રહેવાનું બેસી.

કોઇ કીસીકા નહિ.

મા ન માકા જાયા, સબ લોગ પરાયા. (હિંદુસ્થાની કેહવત.)

કોઇ[૧] દસા, કોઇ બીસા,[૧] ને બંદા તો સાડી બતીસા.

કોઇ ધને મોહ્ડું, ને કોઇ મને મોહ્ડું. ૧૪૭૦

કોઇ નહિ પરણે તેને ખેતરપાલ પરણે.

કોઈ પૈસો ટકો લેવો, ને ફુડીઆ પટલેણ કેહવો.

કોઇ પોતાને મોહડે પોતાને ચોર નહિ કહે.

કોઇ પોતાનો વાંસો[૨] ને વાંક દેખે નહિ.

Every cook praises his own broth. (અંગ્રેજી કેહવત.)

Niemand sieht seine eigene Fehler.[૩] (જરમન કેહવત.)

El corcobado no vee su corcoba, y vee la de su companon.[૪] (સ્પૅનીશ કેહવત.)

He finds fault with the world and forgets that he himself is in the wrong. (કાશમીરી કહેવત.[૫])

It is only with the eye of others that we see our own defects. (ચીનઈ કેહવત.[૬])

No one sees his own faults. (બંગાલી કેહવત.[૭])

The defect in the eyelashes is not apparent to the eyes. (તામીલ કેહવત.[૮])

---

૧. વાણિયાની એક જાત. ૨. બરડો.

૩. No one sees his own faults.

૪. The hunchback does not see his own hump, but sees his companion's.

૫. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 173 ૬. Long's *Eastern Proverbs and Emblems*, p. 40.

૭. *Ibid*, p. 4. ૮. *Proverbs from East and West*, p. 23.

De splinten in eens anders oog zien en de balk in zijn eigen niet.[૧] (ડચ કેહવત.)

(ફારસી કેહવત.) کس نگوید که دوغ من ترش است

કોઇ મલે લુટવા, ને કોઇ મલે કુટવા. ૧૪૭૫

કોઇ માયનાં પેટમાંથી શિખી નથી આવ્યું.

No man is born wise or learned. (અંગ્રેજી કેહવત.)

કોઇ મુજે નહિ મારે તો મએ સારે જેહાનકુ મારૂં.

કોઈ રૂડે રાજી, ને કોઈ ભુંડે રાજી.

કોઇ સુંઘે, કોઇ ખાય, કોઇ પીએ હુક્કો, તમાખુનું વ્યસન કરી, ઠેર ઠેર થુકો.

કોઇ હોંસે ખાય, ને કોઇ ઓંહસે ખાય. ૧૪૮૦

કોઇની દાહડી બલે, ને કોઇને ઊજરડું (અથવા, તાપણું,) થાય. (અથવા) હોરાની દાહડી બલે, ને બીબી કહે કે મહને તાપણું થયું.

One man's beard is on fire, and another man warms his hands by it. (કાશમીરી કેહવત.[૨])

If my beard is burnt, others try to light their pipe at it. (તરકીશ કેહવત.[૩])

Puesque la casa se quema, calentémonos todos.[૪] (સ્પૅ. કે.)

When one man is crying out that his beard was on fire another followed him asking him for a light for his cigar. (તેલુગુ કેહવત.[૫])

કિસીકા ઘર જલે, કોઈ તાપે. (હિંદુસ્થાની કેહવત.)

---

૧. To peer out the mote in another's eye and not the beam in your own.

૨. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 60.

૩. Long's *Eastern Proverbs and Emblems*, p. 77.

૪. Since the house is on fire, let us warm ourselves.

૫. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 135.

કોઇની વાત ચાલે, ને કોઇની લાત ચાલે.

કોઇનું બલે પેટ ને પાસું, ને કોઇને આવે ખડખડ હસું.

કોઇનું બુરૂં ચાહવાથી આપણું સારૂં નહિ થાય.

Curses like chickens come home to roost. (તરકીશ કેહવત.[૧])

કોઇનું મોહ ચાલે તો કોઇના હાથ ચાલે. ૧૪૮૫

Palavra fóra da boca, pedra fóra da mao.[૨] (પો. કે.)

કિસીકા મુંહ ચલે, કિસીકા હાથ. (હિંદુસ્થાની કેહવત.)

કોઇને ગોલ, ને કોઇને ખોલ.

કોઈને દૂખી કરીને પોતે સુખી નહિ થાય.

Qui tourmente les autres, ne dort pas bien.[૩] (ફ્રૅંચ કેહવત.)

A cada malo su dia malo.[૪] (સ્પૅનીશ કેહવત.)

જો કોઈ કલપાઇ હએ, સો કયસે કલપાએ હએ. (હિંદુસ્થાની કેહવત.)

કોઇને નરસે આપણું નરસું, ને કોઇને સારે આપણું સારૂં.

કોઇનો મેહલ (અથવા, અવાસ) જોઈને આપણી ઝુંપડી નહિ તોડી પાડ્યે.

કોઇનાં પેટમાં કાંઇ પેશી નિકલાયછ? ૧૪૯૦

કોચરાનું સાલ.

કોચલાંમાં વાંદરાનો હાથ છે તે ચોખા જવા કેમ દેશે?[૫]

કોચીનો સાહુકાર.

કોટ, ને દહીનો ગોટ, ને વારી ને સુન્નાની થાલી.

કોટ મેદાનમાં ધગરી ઢીંગાણું કરે. ૧૪૯૫

કોઠી ધોઇને કાદવ કાહડવો. (અથવા) કોઠી ધોવે કાંઇ નિસરે?

કોઠી હોય તો ઢાંકણુ ધણાંએ.

---

૧. *Proverbs from East and West*, p. 32.

૨. A word from the mouth, a stone from the hand.

૩. He who torments others does not sleep well.

૪. To every evil door his evil day.

૫. આ કેહવત એક ઈંગરેજી કેહવત ઊપરથી આવેલી માલમ પડેછે. એની સમજણને માટે જોવો "પ્રાણી વિધ્યા" વાલમ ૧ લું, સર્ક ૧૬.

કોઠીએ કણુ,[1] ને માથે રણુ, તેથી ભલું મરણુ.
કોઠીમાં ઘાલ્યાં જીવે નહિ.
કોઠીમાં તલ ઘાલ્યા તે કંઇ કોઠીના બાપના થયા? ૧૫૦૦
કોઠે કોઠેની બુદ્ધ.

Many men, many minds. (અંગ્રેજી કેહવત.)
One science only will one genius fit,
So vast is art, so narrow human wit. (પોપ.)
Tante teste, tanti cervelli.[2] (ઈતાલ્યન કેહવત.)
Saa mange Hoveder saa mange Sind.[3] (ડેનીશ કેહવત.)
Autant de têtes, autant d'avis.[4] (ફ્રેંચ કેહવત.)
સિર સિર અકલ, ગુર ગુર બિદ્યા. (હિંદુસ્થાની કેહવત.)
(ફારસી કેહવત.) هر سری و سودای

કોડી ચોર તે પાડી ચોર.

He that will steal a pin will steal a better thing.
He that will steal an egg will steal an ox. (અં. કેહવતો.)
Wer ein Kalb stiehlt, stiehlt eine Kuh.[5] (જરમન કેહવત.)
કાડી ચોર વોહ પાડી ચોર. (હિંદુસ્થાની કેહવત.)
काडी चोर तो पांडी चोर. (મરાઠી કેહવત.)
(ફારસી કેહવત.) هرکه جوی بدزدد بدیناری نترسد
ચોર જૈસને હીરાકે, વૈસને ખીરા[6] કે. (બિહાર કેહવત.[7])

કોડી હરામ, બચકા હલાલ.

To strain at a gnat, and swallow a camel. (અંગ્રેજી કેહવત.)

---

૧. અનાજ. ૨. So many heads, so many brains.
૩. So many heads, so many minds.
૪. So many men, so many minds.
૫. Who steals a calf steals a cow.
૬. કાકડી.
૭. Christian's *Behar Proverbs*, p. 9.

Guardon-se da mosca, e comeo a aranha.[1] (પો. કે.)

Bundles lawful, but cowrie prohibited.(કાશમીરી કેહવત.[2])

કોડીની પાડી ને સોની સવાઇ કરવી.

કોડીની સત્તા, ને લાખની મતા. ૧૫૦૫

કોડીયાં જેટલું કપાલ, ને વચ્ચે ભમરો.

કોડે[3] મુવાં ને કુતરે તાણ્યાં, (અથવા, ખાધાં.)

કોણ કહેછે કે રાપણીનો ઘા?

Nearest the heart comes first out. (અંગ્રેજી કેહવત.)

કોણ પકાવે, ને કોણ ખાય?

ચુરીયાને વરે ખીચડી પકાવી, ને જમી ગીયો પરિયાસ, વાજાં દુરિયા ધુરિયા. (વાઘરી ભીખારડાઓ એમ બોલેછે.)

કોણ પાપસે અવતરે, બડે બાપકે પુત; પામર માગે પામરી,[4] ન મલે ઘરમે સુત. ૧૫૧૦

કોણ વસ્યું ને કોણ વસે, ને ધરતી બેઠી હસે.

કોણના જોડા કોણના પગમાં.

કોણના બાપની ગુજરાત?

કોણના બાપની દીવાલી?

કોણની માએ સવા શેર સુંઠ ખાધીછ? ૧૫૧૫

કોણની લાડી કોણનાં દેહરાં ઝારે.

કોણે કહ્યું'તું કે બેટા બાવલ્યે ચહડજો?

કોતક વિના હસવું ન આવે.

કોથલામાં ઘાલીને પાનછેરીનો માર મારવો.

કોદરા વાવીને ઘહુંની આશા રાખવી. ૧૫૨૦

કોપરું ખાઇને કાટલી આપવી.

---

૧. He avoided the fly and swallowed the spider.

૨. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 37. ૩. હોંસે. ૪. કપડની એક જાત.

કોમતાઈ રૂ, ને તેલ્યાં કોપરાં (પરખવાં મુશકેલ.)
કોરત ને સોરત.

જેમ સોરતીમાં કોણનું નસીબ ખુલેછ તેની ખબર રેહતી નથી, તેમ કોરતમાં કોણની તરફેણ કજ્યો ચુકશે તેની ખબર પડતી નથી.

ક્રોધનાં કડવાં ફ્લ.
કોરા વાગા ખખડે, ને ઘરની બાયડી ફ્ફડે. ૧૫૨૫
કોરે કાગલેનો મતું.
કોરે ભાણે આશીર્વાદ કરવો.
કોરાં કાગજપરનો વલ્લાયો.

યાને, વગર સમજનું, જેમાં કંઇ રામ નહિ હોય એવું, માણસ.

કોલસાની દલાલીમાં હાથ કાલા.

He that handles pitch will be defiled.

Lay hold of the yakur plant and your hand will smell.
(કાશમીરી કેહવત.[1])

(ફારસી કેહવત.) دیگ سیہ جامہ سیہ میکند

કાલકકી કોઠરીમે જો જાયગા ઉસે ટપકા લગેગા.

કોયલોંકી દલાલીમે હાથ કાલે. (હિંદુસ્થાની કેહવતો.)

કોલાની બુધ કુલે, ને ગણે ગણે ને ભુલે. ૧૫૩૦
કોલાબું ગેપ.
કોલાબે જવું.
કોલી લુટે, કોઠી લુટે, લુટે ચોર, ચકાર; ભર વસતીમાં ભેખ લુટે, થઇ વેસ્યાના યાર.
કોસો, પોસો, ધુલ ધમાસો.
કોહ્યો સારનાર, ને કીકો સરાવનાર. ૧૫૩૫
કોહલ, કપોલ,[2] ને કાફ્રી, ને ચોથી અંધી લાકડી.

---

૧. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 240. ૨. વાણિયાની એક જાત.

જૈસેંકો તૈસેં, સોકટીકો બેંગન.
જૈસેંકો તૈસા, બાબુકો ભેંસા. (હિંદુસ્થાની કેહવતો.)
शठे शाठ्यं समाचरेत् ॥[૧] (સંસ્કૃત કેહવત.)

જેવી કુવા કાંઠે ઠીકરી, તેવી માએ વનાની દીકરી.

જેવી તમારી ઢોલકી, તેવો હમારો તંબુરો.

જેવી દિયાનત, તેવી બરખત.
જૈસી નૈયત, વૈસી બરકત. (હિંદુસ્થાની કેહવત.)

જેવી ભાઇની હીંગ, તેવો બેહનનો વઘાર.

જેવી મતિ, તેવી ગતિ. ૩૩૧૦
જૈસા દુધ, વૈસા બુધ. (હિંદુસ્થાની કેહવત.)
या मतिः सा गति भवेत. (સંસ્કૃત કેહવત.)

જેવી વેલાત તેવી રક્ષા.

જેવી સોબત, તેવી અસર.
Tell me the company you keep, and I'll tell you what you are.
Tell me with whom thou goest, and I'll tell thee what thou doest. (અંગ્રેજી કેહવતો.)
Dis-moi qui tu hantes, je te dirai qui tu es.[૨] (ફ્રૅંચ કે.)
Accostati a' buoni e sarai uno di essi.[૩] (ઈતાલ્યન કેહવત.)
Dize-me com quem andas, dirte-hei que manhas has.[૪] (પોરચુગીઝ કેહવત.)
Zegt ons met wie dat gij verkeert, en heb ik uwen raad geleerd.[૫] (ડચ કેહવત.)

---

૧. Deceit must be practised towards the deceitful. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 467.
૨. Tell me the company you keep, and I will tell you who you are.
૩. Associate with the good, and you will be one of them.
૪. Tell me with whom thou goest, and I'll tell thee what thou doest.
૫. Tell me the company you keep, and I'll tell you what you are.

Near putrid fish you will stink, near the epidendrum you'll be fragrant.[1]
Keep company with good men, and good men you'll learn to be; but you must shoulder false gods if you follow sorcery.. (ચીનાઈ કેહવતો.[2])

(ફા. કે.) هر چیز که در کان نمک رفت نمک شد

જેડી સોબત તેડી અસર. (કચ્છી કેહવત.)

सहवासतः पुण्यगुणा भवंति सहवासतो दोषगुणा भवंति ॥[3]

संसगर्जा दोषगुणा भवंति ॥[4] (સંસ્કૃત કેહવતો.)

संगत गुण कीं सोबत गुण. (મરાઠી કેહવત.)

જેવી સંગત, તેવી બુદ્ધિ.

જેવું આંગણું, તેવા ચોક.

જેવું કામ, તેવું દામ. ૩૩૧૫

Wie die Arbeit, so der Lohn.[5] (જરમન કેહવત.)

જૈસા દામ, વૈસા કામ. (હિંદુસ્થાની કેહવત.)

જેવું તેવું ભાવે નહિ, ને મનગમતું આવે નહિ. (અથવા) જેસા તેસા ભાવે નહિ, ને મનગમતા આવે નહિ.

જેવું દરદ, તેવો ઈલાજ.

Ai mali estremi, estremi rimedi.[6] (ઈતાલ્યન કેહવત.)

દુખ હએ ઉસકા ઈલાજભી હએ. (હિંદુસ્થાની કેહવત.)

જેવું બીજ વાવે, તેવું ફલ પામે. (અથવા) જેવું બીજ, તેવું ફલ.

---

૧. Scarborough's *Chinese Proverbs*, p. 6. ૨. *Ibid*, p. 5.

૩. By association good qualities are acquired, by association bad qualities are acquired. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 480.

૪. Vice and virtue spring from association. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 474.

૫. As the labour, so the pay.

૬. For extreme ills extreme remedies.

જેવું વાસણ, તેવું ઢાંકણ.

Zoo pot, zoo deksel.[૧] (ડચ કેહવત.)

જેવો જમાનો, તેવી વાત. ૩૩૨૦

જેવો દેશ, તેવો વેશ.

Do in Rome as Rome does.*

When you are at Rome, do as Rome does.

So many countries, so many customs. (અંગ્રેજી કેહવતો.)

Every land hath its own Laugh, and every corn its own caff. (સ્કૉચ કેહવત.)

Tant de gens tant de guises.[૨]

A Rome comme à Rome.[૩] (ફ્રેંચ કેહવતો.)

Tanti paesi, tante usanze.[૪] (ઈતાલ્યન કેહવત.)

Ländlich, sittlich.[૪]

So mancher Mensch, so manche Sitte.[૪] (જરમન કેહવતો.)

En cada tierra su uso.[૫] (સ્પૅનીશ કેહવત.)

Suus est mos cuique genti.[૬] (લૅટીન કેહવત.)

Customs vary in every place. (ચીનાઈ કેહવત.[૭])

That which is polite in one country may be abusive in another. (તામીલ કેહવત.[૮])

(ફારસી કેહવત.) هر ملکی را هر رسمی

જેસા દેસ, વેસા ભેસ. (હિંદુસ્થાની કેહવત.)

જૈસન દેશ, તૈસન ભેસ. (બિહાર કેહવત.[૯])

---

૧. Like pot, like cover. ૨. So many peoples, so many customs.

૩. At Rome do as Rome does.

૪. So many countries, so many customs.

૫. Every country has its custom. ૬. Every nation has its own customs. ૭. Scarborough's *Chinese Proverbs*, p. 463.

૮. Percival's *Tamil Proverbs*, p. 185.

૯. Christian's *Behar Proverbs*, p. 70.

यस्मिन् देशे यदाचारः पारंपर्यो विधीयते ॥ [१] (સંસ્કૃત કેહવત.)

जसा देश, तसा भेष. (મરાઠી કેહવત.)

જેવો પોતે હોય તેવો બીજાને લેખે.

Ill doers are ill thinkers.

You measure every man's honesty by your own.

Don't measure other people's corn by your own bushel. (અંગ્રેજી કેહવતો.)

Caracao sem arte, nao cuida maldade.[२] (પોરચુગીઝ કે.)

Hij beoordeelt een ieder naar zich zelven.[३] (દચ કેહવત.)

Himself a thief, he trusts not others. (તામીલ કેહવત.[४])

(ફારસી કેહવત.) کافر را بکیش خود پندارد

आपल्यावरून जग ओळखावें. (મરાઠી કેહવત.)

જેવો બીબીનો ગોસ્સો, તેવો મિયાંનો ઠોંસો.

A good wife makes a good husband.

To give one a Rowland for his Oliver. (અંગ્રેજી કેહવતો.)

(ફારસી કેહવત.) جواب ترکی بترکی

જૈસા મુને, વૈસા થપરે. (હિંદુસ્થાની કેહવત.)

જેવો સંગ, તેવો રંગ.

જેવો હરમાન, (અથવા, દેવ,) તેવી પૂંજા. (અથવા) જેવો દેવ તેવી પાત્રી. ૩૩૨૫

Like saint, like offering. (અંગ્રેજી કેહવત.)

A tal santo, tal offerta.[५] (ઈતાલ્યન કેહવત.)

જૈસા દેવતા, વૈસી પૂંજા. (હિંદુસ્થાની કેહવત.)

તસ પૂજા ચાહી જસ દેવતા. (બિહાર કેહવત.[६])

---

१. In every country that custom prevails which has come down from generation to generation. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 453. २. An innocent heart suspects no guile.

३. He measures others by his own standard.

४. Percival's *Tamil Proverbs*, p. 353.

५. Like saint, like offering. ६. Christian's *Behar Proverbs*, p. 79.

જેવાં ભાઇનાં મોશાલાં, તેવાં બેહનનાં ગીત.

One never loseth by doing good turns.

No song, no supper.

Such a welcome, such a farewell.

A slight gift, small thanks. (અંગ્રેજી કેહવતો.)

Gratiar gratiam parit.[૧] (લૅતીન કેહવત.)

Point d'argent point de Suisse.[૨] (ફ્રૅંચ કેહવત.)

When the mother gave her daughter a *kuncham* of grain the daughter set before her mother a dishful of food. (તેલુગુ કેહવત.[૩])

જૈસા તેરા દેના લેના, વૈસા મેરા ગાના બજાના.

જૈસા તેરા નોંપાની, વૈસા મેરા કામ જાની. (હિંદુસ્થાની કેહવતો.)

જેસાકુ તેસા મીલા, ખીરમાં પડી ખાંડ, તું જાતની નાયકની, ને હું જાતનો ભાંડ. (અથવા) નર્મદાના કિનારા પર ખાધી ખીર ને ખાંડ, તમે જાતની વેશ્યાઓ, ને હમે જાતના ભાંડ. (અથવા) ખીરમેં મેલી શક્કર દુધમેં મીલાઈ ખાંડ, તું જાતકી કંચની મેં જાતકા ભાંડ.

Like to like, and Nan to Nicholas.

Like will to like. (અંગ્રેજી કેહવતો.)

Qui se ressemble s'assemble.[૪] (ફ્રૅંચ કેહવત.)

Simili con simili vanno.[૪] (ઈતાલ્યન કેહવત.)

"Gleich und Gleich gesellt sich gern," sprach der Teufel zum Köhler.[૫] (જરમન કેહવત.)

Elk zijns gelijk, 't zij arm of rijk.[૬] (ડચ કેહવત.)

Like loves like. (ગ્રીક કેહવત.)

---

૧. Kindness produces kindness. ૨. No money, no Swiss.

૩. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 120.

૪. Like will to like.

૫. "Like will to like," as the devil said to the coal burner.

૬. Like will to like, be they poor or rich.

Krage söger vel sin Mage.[૧]
Sammen söge Sellige, et skabbet Og og et sandigt Dige.[૨] (ડેનીશ કેહવતો.)
A foolish king and an ignorant minister.[૩]
Little ants seek small ants ; big ants seek great ones.[૪]
Men associate with men, camphor and sandal-paste blend together. (તામીલ કેહવતો.[૫])
Dented covers for dented saucepans ; and like men for like men. (કાશમીરી કેહવત.[૬])
Water runs towards water. (તેલુગુ કેહવત.[૭])
જૈસેકો તૈસા મીલે, જ્યું બામનકો નાઇ, ઇસને કહે આસીરવાદ, ઉન આરસી કાહાર દેખાઇ.
જેસેકો તેંસે, સુકતીકો બેગન. (હિંદુસ્થાની કેહવતો.)
જૈસનકે તૈસન, સુકટી કે બૈગન. (બિહાર કેહવત.[૮])
भार्या मे नर्त्तकी चैत्रमहं च यत्रनाधमः ।
जामाता षड्‌कश्चैव योग्यं योग्येन युज्यते ॥[૯] (સંસ્કૃત કેહવતો.)
जशास तसा भेटे मनींचा संशय फिटे. (મરાઠી કેહવત.)
જેસેકુ એસા મીલા, ધારીકુ[૧૦] મીલા નાઇ, ઉનને તુરતુરી બજાઈ, જો ઉનને આરસી બતાઈ.

---

૧. The crow will find its mate.
૨. Like seeks like—a scabbed horse and a sandy dike.
૩. Percival's *Tamil Proverbs*, p. 450. ૪. *Ibid*, p. 306.
૫. *Ibid*, p. 294. ૬. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 75.
૭. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 230.
૮. Christian's *Behar Proverbs*, p. 79.
૯. This my wife is a dancing girl, and I am the lowest of Yavanas; [so are] my son-in-law and wife's brother-in-law : like joins with like. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 455. ૧૦. ધારી—જોગી.

જેસેકુ તેસે મીલે, બમણકુ નાઇ, ઉસને બતાયા ટીપણા, તો ઇસને આરસી બતાઇ.

જેહાન ખખડે, ને દુનિયા વટવટે (એવો ગજબનાક બનાવ.) ૩૩૩૦

જૈસી દૌર સમુદરકી, વૈસી મનકી દૌર, મનકી મનહીમેં રહી ભઇ ઔર કી ઔર.

જો કહું તો મા મારી જાય, ન કહું તો બાપ કુત્તા ખાય.

આટેકા ચેરાગ, ઘર રખું તો ચુહા ખાય, બાહેર રખું તો કાગ્વા લે જાય. (હિંદુસ્થાની કેહવત.)

જો ગધેડે મુલક લેવાય, તો ઘોડાને કોણ પુછે?

If wishes be horses beggars would ride. (અંગ્રેજી કેહવત.)

Si souhaits fussent vrais, pastoureaux rois seraient.[1] (ફ્રેંચ કેહવત.)

જો ગાજે ભડ,[2] તો કુવા કાંઠે ખડ.

જો દરશન દેખા ચાહીએ તો દરપણ માંજત રહીએ, જો દરપણ લાગે કાઈ,[3] તો દરશન કાંહસે પાઇ. ૩૩૩૫

જો નામ દેશે માહરૂં, તો નાક વહડાશે તાહરૂં.

જો મનમેં બસે, સો સપને દિસે.

मनीं वसे तें स्वप्नीं दिसे. (મરાઠી કેહવત.)

જો મત પાછે ઉપજે, સો મત આગે હોએ, કામ અપના ન બીગડે, દુરજન હસે ન કોએ.

જો માંગે ભીખ, તો તમાકુ ખાવા શિખ.

मागतां येईना भिक तर तंबाकु खायाला शीक. (મરાઠી કેહવત.)

જો મેં એસો જાણતી, કે પીત કરે દુખ હોએ, નગર ઢંઢેરો ફેરતી, કે પીત ન કીજો કોએ. ૩૩૪૦

જો વરસે આરૂદરા, તો બારે મહિના પાધરા.

---

૧. If wishes were true, shepherds would be kings.

૨. એક નક્ષત્ર. ૩. કીટ.

જો વરસે ઓત્રા, તો ધાન નહિ ખાય કુતરા.

ઓત્રા નક્ષત્રમાં જો વરસાદ આવેછે, તો એટલું તો ધાન્ય પાકેછે, કે તેને કુતરા પણ ખાઈ શકતા નથી.

ચઢત બરસે અરદરા, ઉતરત બરસે હસ્ત, કતેક રાજા દાંડે, રહે અનંદ ગિરહસ્ત. (બિહાર કેહવત.[૧])

જો વરસે ચીત્ત,[૨] તો ભાંજે ભીત.

ચિતરા બરસે માટી મારે, આગે ભાઈ ગેફઇકે કારે.[૩] (બિ. કે.)

જો વરસે પુરવા, તો કણબી બેઠા ઝુરવા.

જો વરસે મઘા,[૪] તો ધાન થાય ઢગા,[૫] (અથવા, ઘરમાં બેસી—ધા.) ૩૩૪૫

જો વરસે સાંત, તો વાગે ન તાંત.

સાંત નામે નક્ષત્રમાં જો વરસાદ આવેછે, તો તેથી રૂનો પાક તદ્દન બગડી જાયછે, જેથી રૂ નહિ મલવાને લીધે પીંજારો પોતાની તાંત ચલાવી શકતો નથી.

જો વરસે હસ,[૬] તો પાકે અઢારે (અથવા, તમામ) વસ.[૭]

હથિયા બરિસે ચિતરા મેંડરાએ, ઘર બૈસે ધનહા રિરિયાએ.[૮] (બિ. કે)

જો વરસે હાથીયો, તો મોતીએ પુરાય સાથીયો.

હાથીયાનાં નક્ષત્રમાં વરસાદ એટલો તો જોશબંધ આવેછે, કે તેથી મોતીનાં જેવાં પાણીનાં મોટાં બુંદો વરસતાં માલમ પડેછે.

જોઇએ એ કરો, પણ કરમમાં ત્રણ પવાલાં.[૯]

જોગનો ભોગ. ૩૩૫૦

જોગી ચાલ્યા જાતરા, ને મેલી આયા માતરા.

---

૧. Christian's *Behar Proverbs*, p. 211. ૨. એક નક્ષત્ર.

૩. Rain in *chitra* destroys the fertility of the soil, and is likely to produce blight. Christian's *Behar Proverbs*, p. 219. ૪. એક નક્ષત્ર.

૫. ઢગલાબંધ. ૬. એક નક્ષત્ર. ૭. અઢારે વસ—અઢાર જાતનો અનાજ.

૮. If *hathiya* rains and (the clouds of) *chitra* hover about, the paddy cultivator sits at home and utters cries of joy. Christian's *Behar Proverbs*, p. 219. ૯. માપતાં.

જોગી જુગત જાને નહિ, કપરે રંગે તો કયા હુએ.

'Tis not the habit that makes the monk. (અંગ્રેજી કેહવત.)

L'habit ne fait pas le moine.[1] (ફ્રેંચ કેહવત.)

De kap maakt de monnik niet.[2] (ડચ કેહવત.)

Are all religious teachers who have assumed the garb?

(તામીલ કેહવત.[3])

در عمل کوش هرچه خواهی پوش

درویش صفت باش و کلاه تتری دار (ફારસી કેહવતો.)

જોગી વજીર, ત્યાં તુમડું.

જોગીને વાહલાં તુમડાં, ને ભોગીને વાહલો ભોગ, દાકતરને વાહલાં ગુમડાં, વૈદને વાહલો રોગ.

જોગે ધરાઈ, ભોગે ધરાઇ, કાખમાંનો છેડલો મુક માહરા ભાઇ. ૩૩૫૫

જોડાનાં માહજમથી તે પાગડીના ગાભા સુધી.

યાને, સદનતર.

From top to toe. (અંગ્રેજી કેહવત.)

Cap-à-pie.[4] (ફ્રેંચ કેહવત.)

જોડીમાં જુ પડે, ને કચેરીમાં કચરો પડે.

જોડીમાં જુ પડે, ને ઝાઝા સ્નેહ તે તુટવાના, ને આછા ચીર તે ફાટવાના.

ઘણી મિત્રાચારી હોય, અને તેમાં ખલલ પડે ત્યારે બોલાયછ.

જોણું, રોણું, ને વગોણું, એ ત્રણે ભેલાં હોય.

જોબનીયું મારૂં ધોબી ભયું, ને ધોયા ચારો દેશ, બિન સાબુ બિન પાણી, રામા ઉજલા થયા કેશ; જોબન માહરૂં જતું જાણતે તો મોઘું કરતે મુલ, ચાપુ ચાપુ[5] બેચતે, જેમ માલી બેચે ફુલ. ૩૩૬૦

જોબન ચંદ રોજકા ચટકા. (મનોર સ્વામી.)

---

૧. The gown does not make the monk.

૨. It is not the cowl that makes the friar.

૩. Percival's *Tamil Proverbs*, p. 256.

૪. From head to foot. ૫. ચમટી ચમટી.

જોર જાલમનું, ને ઉજ્જમ આલમનો.
જોરાવરીના રામ રામ.
જોરાવરીની પુઇ, ને કુવે પડીને મુઇ.
જોરાવરીની માણુક, ને હાથમાં ધરી સાનક.
જોરે જીત્યો, ને મારી પીટયો. ૩૩૬૫
જોરે જોરે ઊપાઇ, ને નામ પાડ્યું રૂપાઇ.
જોવામાં ને સાંભલવામાં ઘણો ફેર હોયછ.
  દેખને ઓર સુન્નેમેં ચાર ઉંગલકા ફર્ક. (હિંદુસ્થાની કેહવત.)
  (ફારસી કેહવત.) شنیده کی بود مانند دیده
  कानास व डोळ्यास चार बोटांचें अंतर. (મરાઠી કેહવત.)
જોષી જોષ જુએ, ને જોષીનાં હાલ્લાં કુતરાં ધુએ.
જોષી જોષ જુવેછ તો તેની છોકરી કેમ રંડાયછ?
જોષી, ડોશી, ને વટેમાર્ગુ એ ત્રણ ફોકટીયાં. ૩૩૭૦
જોષી ધુલ મત ખોલ્યે.
જોષીનું પાટલે, ને વૈદનું ખાટલે.
  લાકડાંના પાટલા ઉપર ચાક વગેરેએ લખીને જોષ જોવાનો ચાલ
  હિંદુસ્થાનમાં જાએજ છે.
જંગલનું પાતરૂં હુંદી શીકારે (એવી સારી આંટવાલું.)
જંગલમાં ગીયા, ને ઝાંખરા તોડી લાવ્યા.
જંગલમાં મોર નાચે, ને જંગલ જુવે. ૩૩૭૫
  સાધારણ રીતે "જંગલમાં મોર નચાવવો" બોલાય છે.
  What is the use of the peacock strutting in the jungle?
  (મલઈ કેહવત.[૧])
  Moonlight in the jungle, and rain in the plains. (તા કે.[૨])

---

૧. Long's *Eastern Proverbs and Emblems*, p. 7.
૨. Percival's *Tamil Proverbs*, p. 228.

Like moon-light in the jungle. (તેલુગુ કેહવત.[૧])

જંગલમેં મોર નાચા, કિને દેખા? (હિંદુસ્થાની કેહવત.)

જંગલમાં મંગલ.

જંગલમેં મંગલ. (હિંદુસ્થાની કેહવત.)

जंगलांत मंगल. (મરાઠી કેહવત.)

જંગલમાં મંગલ, ને વસ્તીમાં કડાકા.

જંગલમેં મંગલ, બસ્તીમેં કડાકા. (હિંદુસ્થાની કેહવત.)

જંડો કોડા બાંધતો પરવડે નહિ.

જાંગલો જાય, ને કુતરો ભસે.

The moon does not heed the barking of dogs. (અં. કે.)

La luna non cura dell' abbaiar de' cani.[૨]

Cane abbaia, e bue pasce.[૩] (ઈતાલ્યન કેહવતો.)

Lasz die Leute reden und die Hunde bellen.[૪]

Was kzümmert's den Mond, wenn ihn die Hunde anbellen?[૫] (જરમન કેહવતો.)

Ærlig Mand er ei disværre, at en Hund göer ad ham.[૬] (ડેનીશ કેહવત.)

The dogs bark, but the caravan goes on. (કા. કે.[૭])

As the dog barked at the elephant. (કેનેરીસ કેહવત.[૮])

As a dog barked at the moon. (તામીલ કેહવત.[૯])

---

૧. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 8.

૨. The moon does not heed the baying of dogs.

૩. The dog barks and the ox feeds.

૪. Let people talk and dogs bark.

૫. What does the moon care if the dogs bay at her?

૬. An honest man is not the worse because a dog barks at him.

૭. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 84. ૮. *Eastern Proverbs and Emblems*, p. 20.

૯. Percival's *Tamil Proverbs*, p. 237.

The dog barks—still the caravan passes. (તરકીશ કે.[૧])

What does a wild jackal care for the threats of a police officer ?[૨]

Like dogs barking at a mountain.[૩]

Like dogs barking at the moon. (તેલુગુ કેહવતો.[૪])

از فریاد خر کسی نرنجد

(ફારસી કેહવત.) ابر را بانگ سگ ضرر نکند

કુત્તા ભુંકે, કાફલા સીધારે. (હિંદુસ્થાની કેહવત.)

જાંગલો મરે, ને હરરાજ થાય. ૩૩૮૦

જ્યારે કોઈ માણુસનાં મરી જવાથી, અથવા આફતમાં આવી પડવાથી, તેની દોલત તેનાં સગાં વાહલાં અને તેની આસપાસનાઓમાં લુટાઇ જાય, ત્યારે આમ બોલાયછે.

જાંયે જવું.

યાને, જીવથી જવું, જાન ખોહવો.

---

૧. Long's *Eastern Proverbs and Emblems*, p. 25.
૨. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 8.
૩. *Ibid*, p. 123. ૪. *Ibid*, Supplement, p. 31.








ઝટ મંગણી, ને પટ બેહા, (અથવા, વેહવાર.)

ચટ મંગની, પટ બિયાહ. (હિંદુસ્થાની કેહવત.)

ઝડકામણનું ઝડકામણ, ને વાએ ઉડ્યું જાય, આપો પેલા બ્રાહ્મણને તે રોટલા કરી ખાય.

ઝરદી હલદી ના તજે, ખટરસ તજે ન આમ, સજન ગુણકુ ના તજે, ગુણકુ તજે ગુલામ.

ઝવેર, જોરૂ, ને જર, એનો ઇતબાર નો કર. ૩૩૮૫

No relying on wine, women, and fortune. (અંગ્રેજી કેહવત.)

ઝવેરની અંદર પણ જાલ રેહછ.

ઝાઝા રસોઈયાએ રસોઇ નહિ સુધરે.

Many cooks spoil the soup. (અંગ્રેજી કેહવત.)

Mony cooks ne'er made gude kail. (સ્કૉચ કેહવત.)

Viele Köche verderben den Brie.[1] (જરમન કેહવત)

Olla de muchos mal mejida y peor cocida.[2] (સ્પૅનીશ કે.)

---

૧. Many cooks spoil the broth.

૨. The stew mixed by many is ill-seasoned and worse cooked.

Dove sono molti cuochi, la minestra sarà troppo salata.[૧] (ઈતાલ્યન કેહવત.)

Veel koks verzouten de brij.[૨] (ડચ કેહવત.)

Jo flere Kokke, jo værre Saad.[૩] (ડેનીશ કેહવત.)

Seven steersmen, eight sailors, one is uniform, the other is not. (ચીનાઈ કેહવત.[૪])

બારહ દોમ તેરહ નાઈ સે બજાયે સિંગ સહનાઈ. (બિહાર કે.[૫])

ઝિઝે હથ રસોઈ ન સુધરે. (કચ્છી કેહવત.)

બોહત અતીત મઠી ખરાબા. (હિંદુસ્થાની કેહવત.)

ઝાઝા રાંકે ખોલ મોંઘો. (અથવા) ઝાઝી રાંપે ખોલ મોંઘો.

ઝાઝા હાથ જમ પરખી માહા.

Viele Hände machen bald ein Ende.[૬] (જરમન કેહવત.)

ઝાઝા હાથ દુશમન પરખી નહિ પડે. ૩૩૯૦

ઝાઝા હાથ રળિયામણા, ને ઝાઝાં મહો અદીઠ.

ઝાઝી કીડીઓ સાંપને તાણે.

Many dogs soon eat up a horse. (અંગ્રેજી કેહવત.)

मुंगी हत्तीस मारते. (મરાઠી કેહવત.)

پشہ چو پر شد بزند پیل را — با ھمہ مردی

و صلابت کہ اوست * مورچگان را چو بود اتفاق —

(શેખ સાઅદી.) شیر ژیان را بدراننذ پوست

ઝાઝી ખેતીનો ધણી લથડે, કે ઝાઝી બેટીનો ધણી લથડે.

ઝાઝી જોરાવરી તે જીવને ભારી.

ઝાઝી દીકરીએ કુલ હીણુ. ૩૩૯૫

---

૧. Where there are too many cooks the soup will be too salt.

૨. Too many cooks oversalt the porridge.

૩. The more cooks, the worse broth.

૪. Scarborough's *Chinese Proverbs*, p. 17.

૫. Christian's *Behar Proverbs*, p. 93.

૬. Many hands make quick work.

ઝાઝું કરે તે પારકાંને વાસ્તે, થોડું કરે તે પોતાને વાસ્તે.

ઝાઝે કાગડે ઘુંડ વીંટયું. (અથવા) સાત કાગ વચ્ચે એક ઘુંવડ.

ઝાઝે જણ્યે ઝાઝી આગ.

ઝાઝે લાકડે ઝાઝી આગ.

ઝાઝે વરસાદ કણ હીણુ, ને ઝાઝે દીકરે કુલ હીણુ. ૩૪૦૦

ઝાઝો ડાહ્યો ભુખે મરે.

ઝાઝાં જણ્યાં તે શું શુલીએ દેવા?

ઝાઝાં ઝાંખરાંની વાર પણ સારી.

ઝાઝાં મલ્યાં, ને ખાવાનાં ટલ્યાં.

ઝાઝાં મહો મંગલીક. ૩૪૦૫

ઝાડ તેવાં ફૂલ. (અથવા) વણ તેવાં ફૂલ.

Such as the tree is, such is the fruit. (અંગ્રેજી કેહુવત.)

Telle racine, tell feuille.[1] (ફ્રેંચ કેહુવત.)

Wie der Baum, so die Birne; wie die Frau, so die Dirne.[2] (જરમન કેહુવત.)

Goede boom, goede vrucht.[3] (ડચ કેહુવત.)

Deilig er Frugten som Dyden er i Træet.[4]

Ond Rod giver ei godt Æble.[5] (ડેનીશ કેહુવતો.)

Nunca de má arvore bom fruto.[6] (પોરચુગીઝ કેહુવત.)

From the radish radish leaves. (કાશમીરી કેહુવત.[7])

जसे झाड तसे फळ. (મરાઠી કેહુવત.)

---

૧. Such as the root is, such is the leaf.

૨. As the tree, so the fruit; as the mistress, so the maid.

૩. Good tree, good fruit.

૪. As the virtue in the tree, such is the fruit.

૫. A bad tree does not yield good apples.

૬. Good fruit never comes from a bad tree.

૭. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 146.

ઝાડ તોડી પાડવાં.

યાને, સખત રીતે ઠપકો આપવો.

ઝાડને નામે ફલ વેચાય.

Having named the tree, you may sell fruit. (તેલુગુ કે.[૧])

झाडावरुन फळ ओळखावें.

नावावर सगळें विकतें. (મરાઠી કેહવતો.)

ઝાડજે નામે ફડ વકાને. (કચ્છી કેહવત)

ઝાડને નામે ફલ વેચાય, ડાકણ પેહલી ઘરનાંને ખાય.

ઝાડે ચહડ્યા બમણા દેખાય. (અથવા) ચંપે ચહડ્યા બે દેખાય. ૩૪૧૦

કોઈ "ઝાડે" અથવા "ચંપે" ને બદલે "ઓરડીએ" પણ કહે છે.

પેર ચરહે યુંહી દેખાઈ દેતા હએ. (હિંદુસ્થાની કેહવત.)

ઝાડે ચહડ્યા, વડે ચહડ્યા, હલમલાઇનો હલવો, હરામનું ખાઇને મુવા, ત્યારે ઓઢાવ્યો ઉપર ફાટો કટકો.

ઝાડે ચહડ્યો, વડે ચહડ્યો, પણ અઘડી હેઠ ને હેઠ.

ઝાડે ઝાડ મલે, તો માણસે માણસ નહિ મલે ?

ઝીણું મઈ (અથવા, મરી) જેવું.

ઝીણું ચાઇ જેવું. ૩૪૧૫

नाचणी पेक्षा लहान. (મરાઠી કેહવત.)

ઝીણો સદરો ને જાડી કસ્તી, ને થોડી રીત તેની ઘણી મસ્તી.

ઝુવાકની પાદશાહી સવા પોહરની.

A wicked man's reign is of an hour's duration. (કા. કે.[૨])

ઝુવાકી દોર ચલાવવો.

ઝેહર ખાઇ જીવવા માગે.

(ફારસી કેહવત.) میکشد زهر اگر اندک ور بسیار است

૧. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 298.

૨. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 105.

ઝેહર ખાવાની અરધી નહિ (એવું મુફલેસ.) ૩૪૨૦

विष विकत घेण्यास देखील पैसा नाहीं. (મરાઠી કેહવત.)

ઝેહર ખાવાની ફુરસદ નથી.

No time for dying and no leisure for shaving (he is so busy), and yet he has not one cowrie's income. (કાશમીરી કેહવત.[1])

ઝેહર પારખ્યાં ક્યારે, કે ખાય ને મરે ત્યારે.

If poison be swallowed it will kill. (તામીલ કેહવત.[2])

ઝેહરના લાડવા કંઇ ખવાયા?

ઝેહરના લાડવામાં (અથવા, મસાણના લાડવામાં) એલચીનો સવાદ નહિ હોય.

ઝેહરનું પારખું લેવાય નહિ. ૩૪૨૫

ઝેહરનો ઉતાર કહો, તો કે' નાગવેલીનાં મૂળ્યાં.

ઝેહરનો ઉતાર ઝેહર.[3]

One nail drives out another. (અંગ્રેજી કેહવત.)

Un clou chasse l'autre.[4] (ફ્રેંચ કેહવત.)

Un chiodo caccia l'altro.[4]

Il veleno si spegne col veleno.[5] (ઈતાલ્યન કેહવતો.)

Poison is the medicine of poison. (તામીલ કેહવત.[6])

विषस्य विषमौषधं ॥[7] (સંસ્કૃત કેહવત.)

विखाला विख मारतें. (મરાઠી કેહવત.)

---

૧. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 138. ૨. Percival's *Tamil Proverbs*, p. 532.

૩. એને મળતી જુદી જુદી ભાષાઓની બીજી કેહવતો માટે જુઓ કેહવત ના૦ ૧૯૪૮, સફે ૧૯૩. ૪. One nail drives out another.

૫. Poison quells poison.

૬. Percival's *Tamil Proverbs*, p. 532.

૭. Poison is the remedy for poison. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 465.

ઝોલીની ટેવ જનાજે જાય, (અથવા, દોરીએ જાય.)[૧]

યાને, અચગીની આદત માણુસ મરે ત્યારેજ જાય. પારસીઓમાં માણુસના ગુજરવા પછે ઘરના જે એલાહેદા ભાગમાં તેને મેલવામાં આવે છે તેને "દોરી" કહે છે.

ઝંખવાયો ભુખે મરે.

ઝાંઝર વેચીને શેઠાણી કેહવડાવવું. ૩૪૩૦

---

૧. એને મલતી જુદી જુદી ભાષાઓની કેહવતો માટે જુઓ કેહવત ના૦ ૩૦૮૧, સફે ૨૮૮–૨૮૯, તથા કેહવત ના૦ ૩૪૪૮, સફે ૩૩૫.








ટકમરની ટીલી જેવું હેત.

ટકા કરવા.

યાને, પૈસા એકઠા કરવા.

ટકા ખરચીને તલે પડવું.

ટકા ગુમાવવા. (અથવા) વસા ગુમાવવા.

ટકાના તેર, ને ઉપર બે માંગ્યા. ૩૪૩૫

ટકાની ઘોડી, ને તેર દોરામણ.

ટકાની ડોસી, ને ઢબ્બુ મુડામણ.[1]

ડોકડેજી ડોસી ને ઢીંગલો મથો મુંઢાણી. (કચ્છી કેહવત.)

टकेकी मुरगी, छे टके मेहसुल. (હિંદુસ્થાની કેહવત.)

ટકાનું ત્રણ શેર.

યાને, અતિસ્ય સસતું; પુષ્કલ મલે એવું.

दीडकीला तीन शेर. (મરાઠી કેહવત)

ટકાનું તીત્તર, કોઠી ભરીને તલ ખાધા, ને વેચ્યું ત્યારે ટકો ને ટકોજ.

ટકાનું માણસ. ૩૪૪૦

યાને, હલકું માણસ.

ટકે ટકે નાન, ને પૈસાની હજારો રાંડ.

---

૧. એને મલતી જુદી જુદી ભાષાઓની બીજી કેહવતો માટે જુઓ કેહવત ના૦ ૬૭૦, સફે ૫૪–૫૫.

ટકો લે, પંચમાં ગણ.

ટટ્ટુ મારે, તેજી[1] કંપે.

તાજી માર ખાએ, તુરકી તરાસ પાએ. (હિંદુસ્થાની કેહવત.)

ટપ કીધે બાવો ન થાય.

It is not the cowl that makes the friar. (અંગ્રેજી કેહવત.)

ટાટા ઉપર ચિત્રામણ (નહિ શોભે.) ૩૪૪૫

ટાણે એ નાણે નહિ.

ટાણે મીંડે છે.

ટાણે તે મીંડે સોભે. (કચ્છી કેહવત.)

ટાહડ જાય રૂએ, ને આદત જાય મુવે.[2]

El lobo pierde los dientes, mas no los mientes.[3] (સ્પે. કે.)

Lupus pilum mutat, non mentem.[4] (લૅતીન કેહવત.)

Chi l'ha per natura, fin alla fossa dura.[5] (ઈતાલ્યન કેહવત.)

The ill may go, but the habit will stick.[6]

If a beggar be placed in the midst of a grove of pear trees, there even, he will beg. (કાશમીરી કેહવતો.[7])

The fire-place takes the crookedness out of the stick.[8]

The faggots of the funeral pile alone remove the [evil] qualities with which a man is born.[9]

The crow is black when it is born, and black when it is grown. (તેલુગુ કેહવતો.[10])

(ફારસી કેહવત.) علت برود و عادت نرود

---

૧. અરબી ઘોડો. ૨. એને મલતી જુદી જુદી ભાષાઓની બીજી કેહવતો માટે જુઓ કેહવત નાο ૩૦૮૧, સફે ૨૮૮-૨૮૯. ૩. The wolf loses his teeth, but not his inclination. ૪. The wolf changes his hair but not his nature.

૫. What belongs to nature lasts to the grave. ૬. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 88.

૭. *Ibid*, p. 135. ૮. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 94.

૯. *Ibid*, p. 258. ૧૦. *Ibid*, p. 104.

ટાહડ ટાહડ કર્યે નહિ, ને ટાહડનાં માર્યા મર્યે નહિ.

ટાહડ વાગવી. ૩૪૫૦

યાને કોઈને વીષે દિલમાં બલત્રા ઉપજવા. "એને તો માહરે નામે ટાહડજ વાગેછ" એવી રીતે કેહુવત વપરાય છે.

ટાહડ વાગે સઉને, નહિ વાગે વહુને.

ટાહડી રાબ[૧] સારી, પણ કકડતી ખીચડી માઠી.

ટાહડું ટાહડું બોલે, (અથવા, ધીરૂં ધીરૂં બોલે,) ને કાલજું કોરે.

ટાહડું પાણી ને પુઠનો વા, પછવાડે ફરીને જોય તો કોહવાડીનો ઘા.

ટાહડું મીઠું રાખવું. ૩૪૫૫

ટાહડું હીમ જેવું.

ટાહડે ચુહલે ઊંની રાખ, ને જે આવે તે કુટે કાખ.

ટાહડાં પાણીએ કાસર (અથવા, ખોસ) ગઈ, (અથવા, કાહડવી.)

ટાહડાં પાણીમાં ગલી જઇએ (એવું ઝીણું ઘરેણું, વગેરે.)

ટીટોડીની કાની તવલવું. ૩૪૬૦

ટીપે ટીપે પથ્થર ઘસાય.

Continual dripping wears away stones.

Constant dropping wears the stone.

Water falling day by day

Wears the hardest rock away. (અંગ્રેજી કેહુવતો.)

Goutte à goutte la pierre se creuse.[૨] (ફ્રૅંચ કેહુવત.)

A goccia a goccia s'incava la pietra.[૨] (ઈતાલ્યન કેહુવત.)

Gutta cavat lapidem consumitur annulus usu.[૩] (લૅતીન કે.)

Stetes tropfen höhlt den Stein.[૪] (જરમન કેહુવત.)

---

૧. આટાને પાણીમાં ઉકાલી બનાવેલું એક પકવાન.

૨. Drop by drop wears away the stone. ૩. The drop hollows the stone, the ring is worn by use.

૪. Constant dropping wears the stone.

La gotera dando hace senal en la piedra.[૧]

La piedra es dura, y la gota menuda, mas cayendo de continuo, hace cavadura.[૨] (સ્પેનીશ કેહવતો.)

ટીપે ટીપે સરોવર ભરાય, ને કાંકરે કાંકરે પાલ બંધાય.[૩]

Penny and penny laid up will be many.

Drop by drop the lake is drained. (અંગ્રેજી કેહવતો.)

Concordia res parvæ crescunt.[૪] (લૅતીન કેહવત.)

Goutte à goutte emplit la cuve.[૫]

Les petits ruisseaux font les grandes rivières.[૬]

Goutte à goutte la mer s'egoute.[૭] (ફ્રૅંચ કેહવતો.)

Piuma à piuma si pela l'occa.[૮] (ઈતાલ્યન કેહવત.)

Grao a grao enche a gallinha o papo.[૯] (પોર્ચુગીઝ કેહવત.)

If you eat little by little, you may consume a mountain. (તામીલ કેહવત.[૧૦])

Nine storied terraces rise by a gradual accumulation of bricks. (ચીનાઈ કેહવત.[૧૧])

Drop by drop the pot fills, a word at a time makes a wise man.[૧૨]

---

૧. The gutter by dropping wears the stone.

૨. The stone is hard, and the drop is small, but a hole is made by the constant fall. ૩. એને મળતી જુદી જુદી ભાષાઓની બીજી કેહવતો માટે જુઓ કેહવત નાo ૧૫૬૯, સફે. ૧૪૦–૧૪૧.

૪. With concord small things increase.

૫. Drop by drop fills the tub.

૬. Little brooks make great rivers.

૭. Drop by drop the sea drains itself.

૮. Feather by feather the goose is plucked.

૯. Grain by grain the hen fills her crop.

૧૦. Percival's *Tamil Proverbs*, p. 304.

૧૧. Scarborough's *Chinese Proverbs*, p. 15.

૧૨. *Hill Proverbs of the Inhabitants of the Chittagong Hill Tracts*, by Capt. Thomas Herbert Lewin, p. 21.

ટીપે ટીપે સરોવર ભરાય, ને ઢીકે ઢીકે જીવ જાય.

ટીલક, ટોપી, ને ટુંટિયું સાથે આવ્યું.

ટીલાં ટપકાં હાથના ચાલા, ધોતી પોતી છતના લાલા. ૩૪૬૫

ટુંક ગરદન્યાથી ફસાયા તો કાંણુની મદદ લેવી.

ટુંક ગરદન્યો મહા પાપી.

ટુંકરી પુંજી, ને ખસમ ખાઇ ગયા. (અથવા) ટુંકી પુંજી ખસમને ખાઈ.

ટુંકી ગરદન ને લાંબી પેશાની, બરા હરામજાદાની નિશાની.

કોતાહ ગરદન, તંગ પેશાની, હરામઝાદેકી યેહી નિશાની. (હિં. કે.)

ટુંકી વાર જોઇ સઉ કોઇ કુદે. ૩૪૭૦

યાને, એક ગરીબ માણસની નબલી હાલત જોઈને સઉ કોઈ તેની ઉપર અનઘટતો લાભ લેવા નિકલેછે.

Where the hedge is lowest, commonly men leap over.

A low hedge is easily leapt over. (અંગ્રેજી કેહવતો.)

Où la haie est plus basse on saute dessus.[1] (ફ્રેંચ કેહવત.)

Wo der Zaun am niedrigsten ist, steigt man über zu aller Frist.[2] (જરમન કેહવત.)

Dove la siepe è bassa, ognun vuol passare.[3] (ઈતાલ્યન કે.)

Waar de hegge het laagste is, wil elk er over.[4] (દચ કે.)

Enhver vil gjerne over Gierdet hvor det er lavest.[5] (દે. કે.)

ટુંકડેથી ડામવું.

To nip in the bud. (અંગ્રેજી કેહવત.)

Doe raad voor't kwaad, eer't verder gaat.[6] (દચ કેહવત.)

---

૧. Where the hedge is lowest men jump over.
૨. Where the hedge is lowest, men leap over.
૩. When the hedge is low every one will cross it.
૪. When the hedge is lowest every one goes over.
૫. Every one tries to cross the fence where it is lowest.
૬. Take counsel before it goes ill, lest it go worse.

That which was not nipped in the bud will have to be felled with an axe when matured.[૧] (તામીલ કેહવત.)

ટુંકું ને ટચ.

Short and sweet. (અંગ્રેજી કેહવત.)

ટુટેગા તો તાઈકા, ને ફુટેગા તો બાઈકા.

ટોટોખી ફુલવે, ને તાલવુંખી લગાડે.

ટોપ મારવી. ૩૪૭૫

ટોપખાં જમાદાર.

ટોપને મોહડે પીંજારો.

ટોપને મોહડે બાંધવું.

ટોપનો ગોલો.

ટોપમાર હોરો. ૩૪૮૦

ટોપી પેહરી લેવી. (અથવા) જેને ટોપી બંધ બેસે તે પેહરે.

If the cap fit, wear it. (અંગ્રેજી કેહવત.)

ટોપીમાં ત્રણ ગુણ, નહિ વેરો નહિ વેઠ, બાવો બાવો સઊ કરે, ને સુખે ભરે પેટ.

ટોલ ટપા, ઢોલ ધપ્પા.

ટોલીયાનું મ્હોં કાલું.

ટોલ્લો મારવો. ૩૪૮૫

યાને, કોઈ બાબદ વિષે અજ્ઞાન હોવા છતાં તે જાણતા હોઈએ તેવી રીતે ડફાંસ મારવી.

ટાંકા ઢીલા થવા.

ટાંચણી પડે તો ઝીલાઇ રહે (એવું ઠઠમાર લોક.)

ટાંચણી પડે તો સંભલાય (એવી ચુપકીદી.)

You could have heard a pin drop. (અંગ્રેજી કેહવત.)

ટાંટિયાની કહડી થવી.

---

૧. Percival's *Tamil Proverbs*, p. 500.





ઠગબાજીએ ઘર ન ભરાય. 3490

Ill-gotten goods seldom prosper.
Cheating play never thrives. (અં. કેહવતો.)
Unrecht Gut thut nicht gut.[1] (જરમન કે.)

ઠઠ્ઠે ગીયું ગાડું, ને ડઠ્ઠા રાવણ ધંટે.

ઠાક ઠોક, ને બોહની રોક.[2]

ઠાકરને ચાકર ઘણા, ને ચાકરને ઠાકર ઘણા.

ઠાકોર ગયા, ને ઠગ રહ્યા.

ઠાઠા ઠુઠા સીત્તેર ફંદા, માંજરા ફંદા હેંસી, ઠુંક ગરદન્યા સવાસો ફંદા, ને કાંણેકા તો પારજ નહિ. 3495

ઠામ જાય ત્યારે ઠીકરૂં મલે.

ઠામ[3] તેવી ઠીકરી, ને માએ તેવી દીકરી.[4]

As is the mother such is the child, as is the yarn such is the cloth. (તામીલ કેહવત.[5])

---

1. Ill-gotten goods seldom prosper. 2. રોકડી.

3. ધાતુ, મટોડી, વગેરેનું વાસણ.

4. એને મલતી જુદા જુદા ભાષાઓની બીજી કેહવતો માટે જુઓ કેહવત ના૦ ૨૫૭૯, સફે ૨૪૧. ૩. Percival's *Tamil Proverbs*, p. 349.

Durag's stick (according to her height); and as mother, so daughter. (કાશમીરી કેહવત.[૧])

જૈસા સુત વૈસી ફેંટી, જૈસી મા વૈસી બેટી. (હિંદુસ્થાની કેહવત.)

ઠામ[૨] ધીર્યે, પણ નામ નહિ ધીર્યે.

ઠામ લેય ત્યારે ઠીકરૂં આપે.

ઠારો તેવું ઠરજો, ને બાલો તેવું બલજો. ૩૫૦૦

ઠાલી ઠકરાઈ, ને ભેટ બીછાનાં.

ઠાલી ઠોસાબાજી, ને પાતાલ પતરાજી.

ઠાલો ચણો વાગે ઘણો.[૩]

Loud the shallow brook doth brawl,
Silent flows the stream that's deep.
Noise an emptiness betrays,
Fullness gives no hollow sound.
Fools half-empty pitchers seem,
Wise men are the clear, full pools.[૪]

(ફારસી કે.) صدای دهل از خالي بودن شکم است

ઠાલો ઠણુકો, ને વાગે રણુકો.

ઠાલો લાડ લડે, ને સોપારીના કટકા વગર આખી રાત રડે. ૩૫૦૫

ઠાલો લાડો, ને બોચીમાં ખાડો.

ઠાલાં ઠોઠાં, ને ગડબડ ગોટાં.

ઠીકરી ઘડાને ફોડે.

યાને, દેખાઇતી રીતે વગર બીસાદની અને નાઘલી સરખી ચીજ હોય, પણ તે પોતાથી વધારે મોટી ચીજને નુકસાન કરી શકે છે,

---

૧. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 62. ૨. ઠેકાણું; ઘર. ૩. એને મલતી જુદી જુદી ભાષાઓની બીજી કેહવતો માટે જુઓ કેહવત નાં૦ ૧૭૪૪, સફે ૧૫૭-૧૫૮.

૪. *Sacred Books of the East*, Vol. X, p. 131.

અને ધોક્કો લગાડી શકે છે. એ ઉપરથી, દેખાઈતી રીતે નજીવી જેવી ચીજને વિષે બેદરકાર નહિ રેહવા અને તેને ધિક્કારની નજરથી નહિ જોવાની તરફેનમાં, આ કેહવત વપરાય છે.

ઢિકરિઓસે ઘડા ફૂટેલા. (બિહાર કેહવત.[1])

ઢીંગણી બલા.

ઢીંગણાં કદનાં અને લુચ્છી ચાલ ચલણનાં માણસના સંબંધમાં વપરાયછે.

ઢીંગુજી ગેણ્યું. ૩૫૧૦

ઢીંગુજી ઠસ.

ઢુંઢાની રાંડ, ને ઠમકો ભારી.

ठेस लागल्या शिवाय अक्कल येत नाहीं. (મરાઠી કેહવત.)

ઢોકર ખાતાં મરણ નિપજે.

જીંદગીની નાપાયદારી બતાવવા માટે વપરાયછે.

હનીકા મારા મરતા હએ. (હિંદુસ્થાની કેહવત.)

ઢોકર ખાય ત્યારે શિખે.

ઢોઢ નિશાલ્યા, ને વટરણા ઘણા, (અથવા, લેખણો ઘણી.) ૩૫૧૫

ઢંઢણ પાલ, ને મદન ગોપાલ.

ठंण ठंण पाळ, मदन गोपाळ. (મરાઠી કેહવત.)

ઢાંગડ ઢીંગડે ભરી વરણી, સાસુ કુમારી ને વહુ પરણી.

---

૧. Christian's *Behar Proverbs*, p. 96.








ડગલા દોટી થાયછે, ને શિયાળો તો વહી જાયછે.

Whilst the grass grows the steed starves.

(અંગ્રેજી કેહવત.)

Mentre l'erba cresce il cavallo muore di fame.[1] (ઈતાલ્યન કેહવત.)

Indessen das Gras wächst, verhungert der Gaul.[1] (જરમન કેહવત.)

Eer hat gras gewassert is, is de hengst dood.[1] (ડચ કે.)

Medens græsset groer döer Horsemoder.[2] (ડેનીશ કેહવત.)

ડગલાની તો કરજો પેર, ભટનો ડગલો પેહરી જાઉં ઘેર.

ડગલે ડગલે રાતી કોર, ને પેહરાવે શ્રી રણછોડ. ૩૫૨૦

ડગલે ડગલે રાતી પતી, તે ડગલો મેં પેહર્યો નથી.

ડફગરની દુકાનમાં બીલાડી મુઈ, તો કે' ગંધ મલતી ગંધ.

ડબ્બો ઉડવો.

ડભોઇ મલતું તેલ તલાવ.

---

૧. While the grass grows the steed starves.

૨. While the grass is growing the mare dies.

ડાકણ પણ એક ઘેર મુકે. ૩૫૨૫

ડાકણ પેહલી ઘેરનાંને ખાય.

ડાટયા ભુલે, પણ લખ્યા નહિ ભુલે.

ડાટેલી ખાન ઉખેરવી.

યાને, ભુલાયલા કજ્યા પાછા જગાડવા.

To rip up old sores. (અંગ્રેજી કેહવત.)

Like irritating a healed sore. (તેલુગુ કેહવત.[1])

ડાભ[2]ની અણી ઉપર પાણી કેટલી વાર?

आलत्या वरचे पाणी. (મરાઠી કેહવત.)

ડામ્યે, પણ ડામવા નહિ દેઈએ. ૩૫૩૦

ડાહપણદારની પુછડી.

ડાહપણનું ડોલ ઘાલનારના સંબંધમાં વપરાયછે.

ડાહ્યો કાગડો.

ડાઓ કાગડો બીંપગે બઝે. (કચ્છી કેહવત.)

સ્યાના કવ્વા — ખાતા હએ.

સ્યાના કવ્વા હડીપર બૈઠતા હએ. (હિંદુસ્થાની કેહવતો.)

(ફારસી કેહવત.) کلاغ بهر دو پا بدام می افتد

ડાહ્યો ડોસો.

ડાહ્યો દીકરો દેશાવર ભોગવે, ને ડાહી વહુ ચુહલાંગરૂં સેહવે.

Gude bairns get broken brows. (સ્કૉચ કેહવત.)

ડાહ્યો દોહરો, ને વર્યાવનો હોરો. ૩૫૩૫

વર્યાવ ગામ સુરતની પાસે આવેલુંછે. ત્યાંના હોરા લોકો ઘણા અપટ હોયછે. એ ઉપરથી ડાહપણનું ડોલ ઘાલનાર માણસના સંબંધમાં આ કેહવત વપરાયછે.

---

૧. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 297.

૨. ઘાસની એક જાત.

ડાહ્યાં સારાં, કે ઘેલાં સારાં; અધ-ઘેલાં માઠાં.

Es ist besser mit 'nem ganzen Narren handeln, denn mit 'nem halben.[1] (જરમન કેહવત.)

वेडा पतकरतो किंवा शाहणा पतकरतो. (મરાઠી કેહવત.)

ડાહરી માહરી એવી સારી, જાણે બચકામાંથી હવડે કાહડી.

ડાહરીની ડાહરી, ને સાવરણીની સાવરણી.

ડાહી જાણીને ગોતરે[2] બેસાડી, તો નાલિયેર ફોડી ખાધું.

ડાહી પણ તે ઓરત, ઘેલો પણ તે માટીડો. ૩૫૪૦

ડાહી બાઇને તેડાવો, ને દુધમાં મીઠું નખાવો. (અથવા) ડાહી બાને તેડાવો, ને ખીરમાં મીઠું નખાવો.

ખરી બહુકો બુલાઓ જો ખીરમેં લુન ડાલે.

ભુલ ગઈ નાર, હીંગ દાલ દે ભાતમેં. (હિંદુસ્થાની કેહવતો.)

खीरी मध्ये मीठ घालायचें. (મરાઠી કેહવત.)

ડાહી સાસરે નહિ જાય, ને ઘેલીને શિખામણ દેય. (અથવા) ડાહી સાસરે ન જાય, ને ઘેલીને શિખ દીયે, ગજવાંમાં સદા કાણું, ને બાવાને ભીખ દીયે.

He tells me my way, and does not know his own.(અં. કે.)

ડાહીના ઘેલા, ને ઘેલીના ડાહ્યા.

वेड्याचा शाहणा आणि शाहण्याचा वेडा. (મરાઠી કેહવત.)

ડાહેલી બીજ્યો.

ડાંગ માર્યાં પાણી છુટાં નહિ પડે. (અથવા) ડાંગ મારવે કંઇ દરિયાનાં પાણી છુટાં પડે? ૩૫૪૫

Blood is thicker than water. (અંગ્રેજી કેહવત.)

Blut ist dickzer als Wasser.[3] (જરમન કેહવત.)

---

૧. It is better to deal with a whole fool than half a fool.

૨. ગોતર—છઠી અથવા રાંદેલ.

૩. Blood is thicker than water.

Can water be divided by a stroke? (તામીલ કેહવત.[1])
You cannot cut water, you cannot divide relationship.[2]
લાઠી મારે પાની નહીં જુદા હોતા. (હિંદુસ્થાની કેહવત.)
लाटेवर कीती काठ्या मारल्या तरी दोन होणार नाहींत.
पाण्यावर काठी मारल्यानें पाणी दुभागत नाहीं. (મરાઠી કેહવતો.)

ડીંગમારની ચોકી.

પોતાનો હક નહિ હોય તે છતાં ખોટી રીતે ભપકામાં પોતાનું કામ કાહડી લેનારના સંબંધમાં વપરાયછે.

ડીંગ્યા રે તું ડીંગ માર, ડીંગ મારતાં ન બીહું, સવા મણનું કાલીંગડું, ને દોઢ મણનું બીયું![3]

The garden is three spans square, the gourd in it is six spans long. (તામીલ કેહવત.[4])
એક હાથકે કકરી, નવ હાથ કે બીયા. (બિહાર કેહવત.[5])

ડુંગર આગલ તરણું (શા લેખમાં?)

ડુંગર ત્યાં દાએરો, મુલ્લાં ત્યાં મસીદ, રાંડ વગરના ભાયડા, તે પડ્યા ત્યાં નચીંત.

ડુંગર દૂરથી રળિયામણા, ને પાસે જાય તો બીહામણા, (અથવા, આગળ જઈએ તો અલખામણા.) ૩૫૫૦

'Tis distance lends enchantment to the view,
And robes the mountain in its azure hue. (કૅમ્પબૅલ.)
Far birds have fine feathers. (સ્કૉચ કેહવત.)
Vache de loin a lait assez.[6] (ફ્રૅંચ કેહવત.)

---

૧. Percival's *Tamil Proverbs*, p. 404.
૨. *Hill Proverbs of the Inhabitants of the Chittagong Hill Tracts*, by Capt. Thomas Herbert Lewin, p. 10.
૩. એને મળતી જુદી જુદી ભાષાઓની બીજી કેહવતો માટે જુઓ કેહવત ના૦ ૧૯૧૪, સફે ૧૭૮. ૪. Percival's *Tamil Proverbs*, p. 377.
૫. Christian's *Behar Proverbs*, p. 93.
૬. A cow from afar gives plenty of milk.

From a distance black pepper is sweet: near at hand sugar is bitter. (કાશમીરી કેહવત.[૧])

Mountains are smooth at a distance, but rugged when near. (તેલુગુ કેહવત.[૨])

A mountain in the distance appears smooth, but as we approach it, the surface becomes rugged. (તા. કે.[૩])

ડુંગર ડુરથી રડીઆમણા, પાસે વેજે ત પાણા. (કચ્છી કેહવત.)

દૂરકા ઢોલ સોહાને.

ડુંગર દૂરહીસે અછે લગતે હએ, અગર નઝદીક જાઓ તો કાટને દોડતે હએ. (હિંદુસ્થાની કેહવતો.)

दुरून डोंगर साजरा, जवळ येतां काजरा. (મરાઠી કેહવત.)

दूरस्थाः पर्वता रम्यास्समीपस्थास्तु बर्बराः ॥[૪] (સંસ્કૃત કેહવત.)

(ફા. કે.) آواز دهل شنیدن از دور خوش است

ડુટી ઊપરનો બાલ, નહિ તોલ્યામાં કે નહિ બોલ્યામાં.

ડુબતો માણસ ફીણને વલગે.

A drowning man will catch at a rush.

He that is carried down the torrent catcheth at every thing. (અંગ્રેજી કેહવતો.)

Un homme qui se noie s'attache à un brin d'herbe.[૫]

(ફ્રેંચ કેહવત.)

Chi si affoga, s'attaccherebbe a' rasoj.[૬] (ઈતાલ્યન કેહવત.)

ડુબતેકો તિનખેકા આસરા બહોત હએ. (હિંદુસ્થાની કેહવત.)

ડોલ ને વરડું કુવામાં પડ્યું.

---

૧. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 62. ૨. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 210.

૩. Percival's *Tamil Proverbs*, p. 368.

૪. Mountains are beautiful at a distance, rugged when near. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 416.

૫. A drowning man clings to a blade of grass.

૬. A drowning man would catch at razors.

ડોસી, જોષી, ને વટેમાર્ગુ, એ ત્રણ ફોકટયા; વૈદ, વેશ્યા, ને વકીલ, એ ત્રણ રોકડ્યા.

ડોસી ડોસી ક્યાં જાવોછ? તો કે' ઊંટ લેઇ જાય ત્યાં. ૩૫૫૫

Vognen faaer et gaa, hvor Hestene drage ham.[1] (દે. કે.)

ડોસી તલવાર ઘસતી'તી, ને અરધીયાને વાહરવા કરતી'તી, ને વડો દીકરો વહરાઈ ગયો, ને અરધીયો તો રહી ગયો.

કોઈનું બુરૂં ચાહીએ તો આપણુંજ બુરૂં થાય તે દર્શાવવા બોલાયછે.

ડોસી તાહરો દીકરો દ્વારકાં જાયછ, માહરૂં મન જતી રહું જતી રહું થાયછ.

ડોસી તાહરો દીકરો ધુલમાં લોટેછ, તો કે' ગતમાં લોટેછ, (અથવા, લાભમાં લોટેછ.) (અથવા) ડોસી તાહરો દીકરો દડમાં લોટેછ, નહિ એતો મુવો ગતમાં લોટેછ.

એક વેપારીનો છોકરો રસ્તેથી જતો હતો, તેણે એક રાહદારીના પૈસા તેના હાથમાંથી હેઠલ પડતા જોયા. જે ઉપરથી તે છોકરો પોતાના હાથમાં તેલનું એક વાસણ હતું તેની સાથે જમીનપર અલોટયાં મારવા લાગ્યો, કે તેની ગડબડમાં પેલા રૂપિયા તે ઉપાડી લેય.

Unless there is someting to be gained by it, the Setti will not venture into the river. (તેલુગુ કેહવત.[2])

બનીયેકા બેટા કુછ દેખહીકે ગીરતા હએ. (હિંદુસ્થાની કેહવત.)

ડોસી તેવું અફ્ગાન, જેવો આબ તેવો નાચ. (અથવા) ડોસી તેવું અફ્ગાન, સ્વાન તેવા ફરેસ્તા.

જૈસી રૂહ, વૈસે ફિરેસ્તે. (હિંદુસ્થાની કેહવત.)

ડોસી ને અસવાર, સાથેનાં સાથે. ૩૫૬૦

અંતે ડોસી ને હઠવારો સીરખા ના સીરખા. (કચ્છી કેહવત.)

---

१. The waggon must go whither the horses draw it.

२. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 328.

ડોસી બેઠી ખાય, ને ડોસો કંઈ ન કમાય, તો ડોસો મરી જાય તો ઘરમાં મોકળું થાય.

ડોસી બોલતી ના! તો કે' નહિ રે બાપા!

Forbid a fool a thing, and that he'll do. (અંગ્રેજી કેહવત.)

ડોસી મર્યાનો ભો નથી તેટલો પહરેજી પાલ્યાનો ભો છે.

ડોસી મરે તે સારૂં, પણ જમ પલકે તે ખોટું.

ડોસી મુઇ, ને વહુ વ્યાઇ, પાછાં ત્રણનાં ત્રણ. ૩૫૬૫

ડોસી મુકુંછ તો કોથલી જાયછ, ને કોથલી મુકુંછ તો ડોસી જાયછ.

ડોસી મુવાનો ભો નથી, પણ જમ પલક્યાનો ભો છે.

ડોસી મુવે જણાય કે ગીયે જણાય.

For it so falls out,
That what we have, we prize not to the worth
Whiles we enjoy it; but being lack'd and lost,
Why, then we rack the value, then we find
The virtue that possession would not show us,
Whiles it was ours.

(શેક્સપીઅર, "મચ એદો અબાઉત નથીંગ," અંક ૪થો, પ્રવેશ ૧લો.)

The worth of a thing is best known by the want of it.

When the well is dry we know the worth of water.

The cow knows not the value of her tail till she has lost it. (અંગ્રેજી કેહવતો.)

Man darf nur sterben um gelobt zu werden.[૧] (જરમન કે.)

L'amico non è conosciuto finchè non è perduto.[૨] (ઈ. કે.)

De koe weet niet waar haar de staart toe dient, voor dat zij die kwijt is.[૩] (ડચ કેહવત.)

---

૧. One has only to die to be praised.
૨. A friend is not known till he is lost.
૩. The cow does not know the value of her tail till she has lost it.

Koen veed ikke af, hoad hendes Hale duer til, for hun har mistet den.[1] (ડેનીશ કેહવત.)

Bem perdido, he conhecido.[2] (પોરચ્યુગીઝ કેહવત.)

After death the man receives greater honour. (કા. કે.[3])

The value of a father is known after his decease, that of salt when exhausted. (તામીલ કેહવત.[4])

When the buffalo dies, it comes out how much milk she gave. (તેલુગુ કેહવત.[5])

मनुष्याची किंमत त्याच्या मागें समजते. (મરાઠી કેહવત.)

(ફારસી કેહવત.) قدر نعمت بعد زوال

ડોસીએ ડાટ વાળ્યો.

ડોસીના દીકરાએ વાઘ પકડ્યો. ૩૫૭૦

ડોસીનું મરવું, ને દુકાલનું પડવું.

ડોસીને મારીને ડાહ્યા ગણાયા.

ડોસીનાં ઘરમાં સિંહ (અથવા, વાઘ) પેઠો.

ડોસો કુંવારો મરે, પણ કંઇ ડોસી કુંવારી નહિ મરે.

ડોળ પાદશાહનું, ને દુકાન ભાડભુંજાની. ૩૫૭૫

ડંખે નહિ, ને દાંત મારે.

---

૧. The cow does not know the value of her tail till she has lost it.

૨. A good thing is known when it is lost.

૩. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 145. ૪. Percival's *Tamil Proverbs*, p. 25.

૫. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 278.





# ઢ



ઢગલે ઢેડ, ને પૈસે (અથવા, ટકે) શેર.[1]

ઢમ ઢોલ, ને માહે પોલ, ઉપર વાગા, ને માહે નાગા.

ઢાંકે ધડકલો ફાટો, ને મકલો પીંજારો નાહઠો.

ઢાઢી[2]ને ઘેર વેહા, ને મનમાં આવે તેમ ગાય. ૩૫૮૦

ઢાલ તલવાર તો વેચી ખાધી, ને કટારી પર નજર કીધી.

ઢાલ હોય તો આડી ધરાય.

ઢીક મારવી તો છાતીની મારવી, પીઠની શું મારવી?

ઢીકા પાટું ખાવે, તારે પુરી અકલ આવે.

ઢીંગલે પાનછેર. ૩૫૮૫

યાને, ઘણું સસતું; પુગ્કલ મલે એવું.

ઢીંગલે પઇશેરી. (કચ્છી કેહવત.)

पैसा पासरी. (મરાઠી કેહવત.)

---

૧. જુઓ આગે સફા ઉપર કેહવત નાં૦ ૩૫૮૫.

૨. હલકા હિંદુની એક જાત.

ઢીમડાની ભાજી, ને તાહરી કમર કુટી ભાંજી.
ઢીલા મગ ને ખાખરા, ને રણછોડજીની જાતરા.
ઢીલી દોરી મુકવી.
ઢીલી નાલને ખીલોજ ભલો.

Herradura que chacotea, clavo le falta.[1] (સ્પૅનીશ કેહવત.)

ઢીલાં ઢોલ વગાડે, ને સારી શાઅદી ખરાબ કરે. ૩૫૯૦

ઢેડ ચમાર સાથે મળ્યા.

एक माहार आणि एक चांमार. (મરાઠી કેહવત.)

ઢેડ ઢેખડે રાજી.

Little things attract little minds.

Poor folks are glad of pottage. (અંગ્રેજી કેહવતો.)

A dog is pleased with a bone, in like manner the low are pleased with their own little act. (તામીલ કેહવત.[2])

Dogs are generally fond of bones, and men of their relatives.[3]

कोल्हा कांकडीस राजी. (મરાઠી કેહવત.)

दिव्यं चूतफलं प्राप्य न गर्वं याति कोकिलः ।
पीत्वा कर्दमपानीयं भेको बकबकायते ॥[4] (સંસ્કૃત કેહવત.)

ઢેડ થોડા, ને કાહડ ઘણા. (અથવા) ઢેડ ઘણા, ને કાહડ્યા થોડા.
ઢેડ ફજેતો.
ઢેડ મુવે અભેખડ ઓછું. (અથવા) ઢેડ મુવો, ને અભેખડ ટળ્યું. ૩૫૯૫

माहार मेला विटाळ फिटला. (મરાઠી કેહવત.)

---

૧. The horseshoe that clatters wants a nail.

૨. Percival's *Tamil Proverbs*, p. 392.

૩. *Hill Proverbs of the Inhabitants of the Chittagong Hill Tracts*, by Capt. Thomas Herbert Lewin, p. 6.

૪. The cuckoo feels no pride in the possession of a delicious mango; a frog is set a-croaking by a gulp of muddy water. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 441.

ઢેડ વાણિયા, ભાઈ ઢેડ વાણિયા.

ઢેડના છોકરાનો કોણ ધણી થાય?

ઢેડની આમલી (અથવા, બોરડી) ખાટી તો શું મિઠી તો શું.

ઢેડની છોડીનો કોણ ધણી થાય?

ઢેડની નજર કરવડા ઉપર. ૩૬૦૦

ઢેડનું ગાડું આગલ કાહડવું.

ઢેડનો વિવાહ ધક્કે પાટુએ.

ઢેડનાં ઢોકલાં, ને જમાઈનાં છોકરાં.

ઢેડવાડાની આમલી, ખાટી હોય કે મોલી, શા કામની?

ઢેડવાડામાં તરક પેઠો. ૩૬૦૫

ઢેડવાડામાં વલમી ડાહી.

ઢેડવાડે ગયા, ને હાડકાંનો ધરવ ન થયો.

ઢેડાએ ઢીક મારી, તો કે' નાહી નાખ્યું. (અથવા) ઢેડે ઢીક મારી, તો નાહી નાખવું.

ઢેડાના હાથમાં હવાલદારી આવી. (અથવા) ઢેડાને હવાલદારી મલી.

ઢેડાને ત્યાં ધન. ૩૬૧૦

ઢેડીનું ધન, ને પીંજારીનું પન.

ઢેડીને હવાલદારે તેડી.

ઢેડીને હવાલદારે બોલાવી, તો બધું ગામ અભડાવ્યું.

ઢેડીનો ધાવેલો.

યાને, હલકા ખવાસનો.

He sucked evil from the dug. (અંગ્રેજી કેહવત.)

ઢેફું ભાગ્યે ધુલ થાય. ૩૬૧૫

ઢેફાં ભાંજીને ધુલ કરવી (તેમાં શો ફાયદો?)

Dalla neve o cotta o pesta non caverai altro che acqua.[1]

(ઈતાલ્યન કેહવત.)

---

૧. From snow whether cooked or pounded you will get nothing but water.

ઢેફાંમાર વરસાદ.

Raining cats and dogs. (અંગ્રેજી કેહવત.)

ઢેબરીએ અમીર, ને ઢેબરીએ ફકીર.

ઢોર ચોરનો વિશ્વાસ નહિ કર્યે.

ઢોર હાંકી ગોવાળ્યો જાય, કોઈ બેસી રહે, કોઈ ઘાસ ખાય. ૩૬૨૦

ઢોરની (અથવા, ઢેડાની) કાની ખાવું.

યાને, અતીશય ખાવું.

ઢોરનું છાણુ પણુ કામમાં આવેછે, પણુ માણુસનું વચન સિવાય કાંઈ આવતું નથી.

ઢોરનો જામીન બગાય.

ઢોરનાં ચાવ્યામાં કુચો પડે, માણુસના ચાવ્યામાં નહિ પડે.

ઢોલ્ર જેવું પેટ. ૩૬૨૫

ઢોલ મારી, ને ધુલ ઉડી ગઈ.

ઢોલ (અથવા, ધપ્પો) મારીને માફ માગવી.

A plaster is but small amends for a broken head.

You break my head, and then bring me a plaster.

(અંગ્રેજી કેહવતો.)

He braks my head an' syne puts on my hoo (સ્કૅાચ. કે.)

Quebrasteme la cabeza, y ahora me untas el casco.[1]

Despues de descalabrado untarle el casco.[2]

(સ્પૅનીશ કેહવતો.)

ખલો[3] હણી પટારેસે જટકણું. (કચ્છી કેહવત.)

लात मारुन पाया पडायचें. (મરાઠી કેહવત.)

ઢોલ વાગ્યું ઢાંક્યું ન રહે.

ઢોલ વાગે ત્યાં સઊ જોવા મલે.

---

૧. You have broken my head, and now you bring plaster.

૨. After breaking my head you bring plaster. ૩. જોડો.

ઢોલને ધપકારે નહિ બીધો, ને સુપડાંને થપકારે બીધો. ૩૬૩૦

ઢોલિયો તલાઈએ શોભે, ને વાસણ કલ્લાઈએ શોભે.

ઢોલીને ઘેર વિવાહ, તે છંદે છંદે નાચે.

ઢોલીને ધચ કરવું.

ઢાંકણી ઘડતાં આવડે નહિ, ને વરઘનું બેઆનું આપ. (અથવા) ઢાંકણી ઘડતાં આવડે નહિ, ને નવરંગીનું બેઆનું માગે.

ઢાંકણીમાં પાણી ઘાલીને બુડી મરવું. ૩૬૩૫

S'annegherebbe in un cucchiar d'acqua.[1] (ઈતાલ્યન કેહવત.)

ચપની ભર પાનીમેં ડુબ મરો. (હિંદુસ્થાની કેહવત.)

ઢાંક્યું આવતું હશે તો ઉઘાડું આવશે.

૧. He would drown in a spoonful of water.








તક તેવો તડાકો.

When you see an opportunity, act. (ચી. કે.[1])

તકદીર આગલ તદબીર નહિ ચાલે, (અથવા, તદબીરનું વલે નહિ.)

Do falta dicha, por demas es diligencia.[2]

(સ્પૅનીશ કેહવત.)

(ફારસી કેહવત.) تقدیر چو سابق است تدبیر چه شود

તકદીર વિના તદબીર લૂલી.

તકે મલે તે પલની. ૩૫૪૦

તગારીકી તેરી, ને સાનકકી મેરી.

તણ (અથવા, ત્રણ) પચ્ચીસે તાલેવંત.

તણખલાનો પણ મેરૂ કરે પરમેશ્વર.

તણખલીએ સોપારી ભાંજે એવું.

---

૧. Scarborough's *Chinese Proverbs*, p. 129.

૨. Where luck is wanting, diligence is useless.

તણખલે ડુંગર આડો. ૩૬૪૫

તીન્કેકી ઑાટ પહાર. (હિંદુસ્થાની કેહવત.)

તણખલે ડુંગર બલી મુવો.

તણખલે નીમાલા બલે.

તણખલે બલી મરવું.

તથી વગરનો માસ નહિ, ને કણબી વગરનું ગામ નહિ.

તન તાવી નાખવું. ૩૬૫૦

તન તંબુર, મન સારંગી, સુરત લાગી તાર, રૂમ રૂમ શુર ઉઠત હે, લેલે નામ તુમહાર.

તનખા હરામ, ઓર બચકા હલાલ.[1]

તનખાં હોય તો તોડીએ રે, પ્રીત ન તોડી જાય, કાગજ હોય તે બાંચીએ રે, કરમ ન બાંચા જાય.

તનભર સોના પેહનતી, ગલે મોતનકો હાર, કોઈ દિન એસો આયો, કે નારી ઘરઘરકી પનીયાર.

તને તો મીંયાઉં, પણ તાહરા બાપને પણ મીંયાઉં.[2] ૩૬૫૫

તને માન છે કે તાહરી છડીને?[3]

તપ કીધે બાવો ન થાય.

તપખીરની ચમટી જેટલું.

યાને, જુજબી; ઘણુંજ થોડું.

તપને અંતે રાજ્ય, ને રાજ્યને અંતે નરક.

તપસી સરખા પણ વખતે લપસી પડે. ૩૬૬૦

તપીલું ચહડાવવું.

યાને, ઉસકેરી આપવું.

---

૧. જુઓ કેહવત નાૅ ૧૫૦૩, સર્ફે ૧૩૪.
૨. જુઓ "કઉતકમાલા અને બોધવચન," સર્ફે ૧૩૪.
૩. જુઓ "કઉતકમાલા અને બોધવચન," સર્ફે ૨૨૯.

તપોધમનાં કુલાં ધુએ કાંઇ મહાદેવ પ્રસન્ન નહિ થાય.

તમ સુખીએ હમ સુખી, ને હમ સુખીએ તમ, જે કોઇનું માઠું ચાહે, તેને નહિ વિસરે જમ.

તમનું ઘર આબાદ, તો જીવ હમારો શાદ.

તમાકુ તે એક વાર, ભાંગ વાર બીજી, તપકીર તે વારંવાર, એ ફજેતી તીજી. ૩૬૬૫

તમાકુ, ને તાડી, એ વીંધાં ભોંય પાડી.

તમાખુનું પાતરૂં માગું તો નહિ આલે, જો એક ઝુરો ચોરૂં તો પંદર દાહડા ચાલે. (અથવા) તમાખુનો તાંતરો, માંગું તો ન આલે, એક ઝુરો ચોરૂં, તો પંદર દાહડા ચાલે.

તમાચો મારીને મહો રાતું રાખવું, (અથવા, લાલ કરવું.)

તપાન્ચેહ મારે મુંહ લાલ રખતે હએ. (હિંદુસ્થાની કેહવત.)

તમારા પગની પુનઇએ.

आपला पायांचा प्रताप. (મરાઠી કેહવત.)

તમારે મોહડે શાકર. ૩૬૭૦

May roses be to yonr mouth. (કાશમીરી કેહવત.[1])

તુમારે મુંહમે ઘી શકર. (હિંદુસ્થાની કેહવત.)

तुझ्या तोंडात साखर पडो. (મરાઠી કેહવત.)

તમારે રોટલાનું કામ કે ટપટપનું?

તમાશાનું તેડું નહિ, ને એશકનું મૂલ નહિ.

તમાશાનું તેડું નહિ, ને બાવલ્યાને ખેડુ[2] નહિ.

તમાશો ને તમાચો.

તમુને વાહલો તમારો, ને મહને વાહલો પેલો, આધું પાછું શીદને જોવો, સરખે ભાગે મેલો. ૩૬૭૫

---

૧. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 40. ૨. ખેડનાર.

લાગે ઉસકુ આગે, ને આજે ઉસકુ લાગે.

તરક, નરકકી એક જગત, વાકો કચુ[1] કહો નહિ જાએ, સુરો કચુ કામકો નહિ, ઔર લીલો બોત ગંધાએ.

તરકડી[2] સતી થઈ.

ત્રણ કાચા[3] સારા, ત્રણ પાકા[4] સારા, ત્રણ ગયલા[5] સારા, ને ત્રણ આવેલાં[6] સારાં.

ત્રણ ખુણાંની ટોપી, જેમ ફેરવો તેમ ફરે. ૩૬૮૦

ત્રણ ખુણાંની ટોપીનો વિશ્વાસ નહિ.

મરેઠા માટે બોલાયછે.

ત્રણ ગુનાહ તો ખોદાએી માફ કરે.

Even a river will forgive three offences. (તે. કે.[7])

તીન ગુનાહ ખુદાભી બખ્શતા હએ. (હિંદુસ્થાની કેહવત.)

ત્રણ ચલાણી ચુહલે ચહડી, ને ચાંદા દેખી પાછી વલી.

નકામો ફેરો ખાઇને પાછું ફરવા ઉપર બોલાયછે.

ત્રણ ટેખલ, ને હલ મેખલ.

ત્રણ ત્રીકટ, ને મહા વિકટ. ૩૬૮૫

ત્રણ ત્રેવીસની ગરજ સારે.

ત્રણ પાંચ કરવી.

યાને, કજ્યો કરવો.

ત્રણ બલે ડુંગર આડો.

To stumble at a straw, and leap over a block. (અં. કે.)

ત્રણ બોલાવ્યા, તેર આવ્યા, જુઓ એની રીત, બાહરવાલા ખાઇ ગયા, ને ઘરનાં ગાય ગીત.

તીન બોલાયે, તેરે આયે, દેખો ઘરકી રીતાં, બાહરકે આકર ખા ગયે, ઔર ઘરકી ગાવે ગીતાં. (હિંદુસ્થાની કેહવત.)

---

૧. કાંઇબી ચીજ. ૨. મુસલમાની. ૩. નાર, ચાર, ને હવાલદાર. ૪. પાન, પટેલ, ને પ્રધાન. ૫. તાવ, તામસ, ને તલાટી. ૬. વાહન, વરસાદ, ને વિવાહ. ૭. Carr's *Telugu Proverbs*, Supplement, p. 18.

ત્રણ મહિનાનો વાલ તુવર, ને ચોથે મહિને બોલે કુંવર. ૩૬૯૦

ત્રણ વીસે સાઠ.

ત્રણ હોય સાજા, તો એક થાય આજા.

ત્રણુમાં તરાર (અથવા, તકરાર) પડે, કે ત્રણુમાં રણ પડે.

એવો વિચાર છે કે ત્રણનો આંકડો યાતો ટંટા ઊભા કરાવેછે, યાતો ફાયદો હાંસલ કરાવેછે.

તરણા આડો ડુંગર.

તરણાનો મેરૂ ને મેરૂનું તરણું. ૩૬૯૫

તરણું ન ચોરે બાવો બ્રહ્મચારી, પતિવ્રતા તે આ નારી, ખતરા પડાવે બાવો દુધાધારી, ને વચ્ચે મરાયો જાય ઘરબારી. (અથવા) તન્નુું નહિ ચોરે તે બ્રહ્મચારી, પતિવ્રતા તે ઘરનારી, ચોરી કરે તે જટાધારી, ને માર્યો જાય તે ઘરબારી.

તરણે ચોર તે તરખલે ચોર.

તરત દાન ને મહા પુણ.

He doubles his gifts who gives in time.

He giveth twice that gives in a trice. (અંગ્રેજી કેહવતો.)

Qui tôt donne, deux fois donne.[1] (ફ્રૅંચ કેહવત.)

Bis dat qui cito dat.[1] (લૅતીન કેહવત.)

Chi dà presto, dà il doppio.[1] (ઈતાલ્યન કેહવત.)

Quien da presto, da dos veces.[1] (સ્પૅનીશ કેહવત.)

Bald geben ist doppelt geben.[2] (જરમન કેહવત.)

If you give, give quickly ; if you trade, ready money.[3]

Pay at once, delay is bad. (તામીલ કેહવતો.[4])

તુરત ડાન મા પુન. (કચ્છી કેહવત.)

તુરત દાન મહા પુન. (હિંદુસ્થાની કેહવત.)

---

૧. He gives twice who gives in a trice.

૨. To give quickly is to give doubly.

૩. Percival's *Tamil Proverbs*, p. 28. ૪. *Ibid*, p. 55.

तुर्त दान महा पुण्य. (મરાઠી કેહવત.)

(ફા. કે.) در کار خیر حاجت هیچ استخاره نیست

તરત બુદ્ધિ તરકડો.

તરપંડીના ત્રણ, ને એક ગધેડીનો. ૩૭૦૦

તરવાડબાઇ પાડમોર પધાર્યાં.

ત્રવાડીના ત્રણસે કુવા, તોય ત્રવાડી તરસે મુવા.

તરવારો, ભરવારો, ખેશ[૧]વારો, ને પતરવારો (એ બરાબર.)

તરવું ઘણું, ને ચરવું થોડું.

તરસ ટાણે કુવો ખોદાય નહિ. ૩૭૦૫

તરસ લાગે ત્યારે કુવો ખોદાવે.

Digging a well at the time of fire. (કાશમીરી કેહવત.[૨])

ताहाण लागल्यावर आड खणनें. (મરાઠી કેહવત.)

તરસ વેડે ભુખ ના મટે.

તરસ્યો ખોદે કુપ જળ, પ્રગટ પીએ નહિ ગંગ.

તરસ્યો હાથી ઢીંચણ સમું પાણી પીએ.

તરસા ચાહે પાની કટોરા, ભુખા ભોજનકી થાલ, થકા ચાહે ધરમશાલા, નંગા ચાહે ઓધન દોશાલા. ૩૭૧૦

તરસાડીના ત્રણ દેસાઈ, મોહન, મકન, ને દાજીભાઇ.

તરસારાંનો તાપ, ને મતરાયો બાપ.

જેમ તાડનું તરસારૂં બલે તેનો કંઈ તાપ લાગતો નથી તેમ મતરાયા બાપનું હેત પણ હોતું નથી.

ત્રાગું કરે ત્રેવડ ન રહે.

ત્રીજ ને તેરસ એકઠાં ન મલે.

---

૧. એક જાતનું ઓઢણું.

૨. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 155.

ત્રીજે ઘેર તડાકો, ને બ્રાહ્મણ વાડે ભડાકો. ૩૭૧૫

તરીઆ ઝાટક કરવું (અથવા, થવું.)

તરીઆ પાવ નાખવા.

તરીઆરૂં ટાહ્ડું કરવું.

ત્રીયા જોબન ત્રીસ લગી, ધોરી નવ ધરાં; પુરૂષ જોબન જ્યાં લગી, કે ઘીએ પેટ ભરાં.

ત્રીયા! ઓત ન તાણયે, તાણે તુટ જાય, તુટયા પછી જો સાંધીએ, બિચમાં ગાંઠ પડ જાય. ૩૭૨૦

તરે તરણું ને તુમડું, તરે ગાય ને વહાન, તરે ભાગ્યશાલીનું પુણ, નહિ તરે પાપી ને પાહન.

ત્રેવડ ત્રીજો ભાઇ છે.

ત્રાંબાકો મંજન મટી, જલકો મંજન વા, રાધા પૂછે કૃષ્ણકો, વાકો મંજન ક્યા?

ત્રાંબીઆની ડોસી, ને ઢબુ (અથવા, ઢીંગલો) મુડામણ. (અથવા) ત્રાંબીઆની ડોસી, ને ઢીંગલું માથું બોડામણી, ને કુવામાં પડી, તે છ દોકડા કઢામણી.[1]

ત્રાંબાંની ટપેલી (અથવા, તોલડી) તેર વાનાં માગે. ૩૭૨૫

ત્રાંબાંની તપેલી જેમાં ખોરાક રંધાયછે તેમાં રાંધતી વેલા મરી મસાલો વગેરે ઘણાંએક વાનાંની જરૂર પડેછે. એ ઉપરથી જ્યારે કોઈને ઘર ચલાવતાં ઘણો ખરચ કરવો પડે ત્યારે, અથવા તો જ્યારે કોઈ પોતાનાં બાપીકાં ઘરથી જુદો પડે ત્યારે, આ કેહવત વપરાયછે.

ત્રાંબાંની મેખ, ને તમાશા દેખ.

ત્રાંબાંનો તાવ, ને રૂપાંનો રોગ.

ત્રાંબાંનો રૂપિયો ખોવાય નહિ.

---

૧. જુઓ કેહવત નાં૦ ૩૪૩૭, સફે ૩૩૪.

નથુભાઇની જાનમાં, ને ખાવા પીવા કાનમાં.

A la boda de Don Garcia lleva pan en la capilla.[૧] (સ્પૅ. કે.)

નદી કિનારેનાં રૂખડાં,[૨] વન સીંચ્યા સીંચાય, એક દાહડો ન સીંચાય તો જડ મૂળથી જાય, (અથવા, સમુખડાં[૩] જાય.) ૪૯૫૫

નદી કિનારે રૂખરા જબ તબ હુએ બનાસ. (હિંદુસ્થાની કેહવત.)

નદી ત્યાં ઓવારા હોયજ.

નદી નાવ સંજોગ છે, કોનું છે ન કોઇ.

નદી નાવનો સંજોગ.

તુલસી આ સંસારમેં, ભાત ભાતકે લોગ,

સબસે હીલમીલ ચાલ્યે, નદી નાવ સંજોગ. (તુલસીદાસ.)

નદી પછીના[૪] ઓવારા. (અથવા) નદી પછવાડે ઓવારા છેજ.

Achter iederen berg ligt weer een dal.[૫] (ડચ કેહવત.)

નદી વંકી વલામણે, ને કરસણ વંકી સાલ, પુરૂષ વાંકો પાઘડીએ, એમ નેણાજ વંકી નાર. ૪૯૬૦

નદી સબસે બાંકી, સિપાહીસેબી બાંકી?

A river never flows straight. (તામીલ કેહવત.[૬])

નદીએ નાહવે પુણ્ય હોય તો માછલાં નિત્ય નાહ્યછે.

નદીનું મૂલ ને ઋષિનું કુલ જોવું નહિ.

નપુંસકને શૂર ન ચહડે.

નનામાં નવ ગુણ. ૪૯૬૫

નનામા તે નનામા.

નફ્ટ નોકરી.

अधमा सेवका वृत्तिः ॥[૭] (સંસ્કૃત કેહવત.)

---

૧. Carry bread in your hood to Don Garcia's wedding.

૨. ઝાડ. ૩. સમુલગાં, સામટાં. ૪. પછવાડેના.

૫. Behind every mountain lies a vale.

૬. Percival's *Tamil Proverbs*, p. 84. ૭. Servitude is the lowest occupation. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 372.

નફ્ફટ સસરો, નિર્લજ્જ વહુ, આવરે સસરા કાહણી કહુ.

નફ્ફટ સાસુ, ને નફ્ફટ વહુ, ને નફ્ફટે લજાવ્યાં સઉ. (અથવા) શોખ સાસુ, ને નફ્ફટ વહુ, એહુએ કુલ લજાવ્યાં સઉ.

નફ્ફટને નાક નહિ, ને શોખને શરમ નહિ. ૪૯૭૦

નફ્ફટને (અથવા, નાગાને) કુલ્લે બાવલ્યો ઉગ્યો, તોકે' ભલે મહને છાંયડો થયો.

નફ્ફા દિસતા હએ, મુદલ ઘુસતા હએ.

નબલા જોઇને લડવું નહિ.[1]

To look at, it is like a musk rat, but to dig into walls it is like a bandicoot. (તેલુગુ કેહુવત.[2])

Kleine Feinde und kleine Wunden sind nicht zu verachten.[3] (જરમન કેહુવત.)

નબલાઇનું નખ્ખોડ જવું.

માતેલાં કદનાં માણસો વિષે બોલાયછે.

નબલાની વહુને સૌ ભાભી કહે.[4] ૪૯૭૫

નબલાને બોલાવી ખૂણે પેસવું, ને સારાને બોલાવી ચોરે ચહડવું.

નબલી વારે છીંડાં ઘણાં, (અથવા, છીંડું પડે.)

નબલે દાહડે આડું સુઝે.

નબલે દાહડે જોડાબી ડંખે.

નબલે માટીએ રાંડ શૂરી, (અથવા, જોરાવર.) ૪૯૮૦

નબલે હાકમે રૈયત જોરાવર.

નબલો પુરૂષ સ્ત્રી પર શૂરો.

નબલો બલદ, ને બગાઇ ઘણી.

---

૧. જુવો કેહુવત નાο ૪૬૨૬, સફે, ૪૩૨.

૨. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 161.

૩. Little enemies and little wounds are not to be despised.

૪. જુવો કેહુવત નાο ૧૯૬૩, સફે, ૧૮૪.

નબલો માટી રાંડ પર શૂરો.
નબલાં ઢોરને બગા ઘણી. ૪૫૮૫
નભરવશ ના રહીએ, મરને કોટી હોય જર, લખ્યો લેખ લલાટે, ના ફેરવે કભી ઇશ્વર.
નમતે ત્રાજવે સઉ બેસે.

Now I have a sheep and a cow, everybody bids me good-morrow. (અંગ્રેજી કેહવત.)

નમન નમનમેં ફેર (અથવા, ભેદ) હએ, કપટી નમે નીધાન, ચુગલ ચારીઆ દુપટ[1] નમે, (અથવા, દગલબાજ દુપટ નમે,) ચીત્તા, ચોર, કમાન. (અથવા) નમન નમનમેં ભેદ હએ, કપટી નમે નીદાન, દગલબાજ દુના નમે, જ્યું ચીત્તા, ચોર, કમાન. (અથવા) નમન નમનમેં ભેદ હએ, ઓર કપટી નમે નીધાન, ચોર ચુગલ્યા જાદા નમે, ઔર ચિતમેં હોય કમાન.
નમનતાઇ ખોદાનાં ઘેરથી ઊતરેલી છે.
નમ્યો તે પરમેશ્વરને ગમ્યો. ૪૫૯૦
નમી આપ માબાપને માન, બાલ તું જ તણાં થશે સમાન.
નમીણીને મીણું, ને દુબરવાડે છીણું.
નમે તે પેટ ભરીને જમે. (અથવા) નમે તે જમે.

As you salute, you will be saluted. (અંગ્રેજી કેહવત.)

નમે તે સઉને ગમે.
નમે સો ભારી. (અથવા) ભરભર તરાજુ જોખે નમે સો ભારી. ૪૫૯૫

A fruit-bearing tree bends; the virtuous are lowly.
(તામીલ કેહવત.[2])

नमंति फलिनो वृक्षा नमंति गुणिनो जनाः ॥[3] (સંસ્કૃત કેહવત.)

---

૧. બેવડો. ૨. Percival's *Tamil Proverbs*, p. 231.
૩. Fruitful trees bend down, men of wisdom stoop. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 423.

નમો નારાયણ, તો કે' તાહરે ઘેર ધામો.
ન્યાત જમાડે, પણ નામ નહિ બદલાય.

If a man has got nick-named "Bare-footed," the name will never leave him. (કાશમીરી કેહવત.[1])

ન્યાતથી નાગું, અને જમાતથી આઘું.
નર કંઇ કરણી કરે, તો નારાયણ થાય.
નર દેશ ગયો, પરદેશ ગયો, પણ ભાગ્ય વિના કોડી ન પાયો. ૫૦૦૦
નરક પર ચીર પટોરી ઢાંકે.
નરકમાં ઢખાલો નાખ્યે તો ઉલટા આપણે છાંટે ભરાઈએ.[2]

If one throws stones into mud, his own cloth and those of others will be spattered. (તામીલ કેહવત.[3])

ન કીચમે' ઢેલા ડાલે ન છીટ' પરે. (હિંદુસ્થાની કેહવત.)

નરકમાં રૂપિયો પડ્યો હોય તેબી લેય (એવો નીચ માણસ.)
નરડાં, ગરડાં, જાહજો પાલ, નહિ મરે તો દેવલાસણ લઈ ચાલ, દેવલાસણનો રૂડો ખુટયો, જઇ સાતેમની વાવે સુતો, સાતેમની વાવ કહે કે લીલો કરૂં, નહિ મરે તેને હું શું કરૂં.
નરડાં રરે,[4] ને નરડાં ખાય, ને ધણી મરે, ને દહાડો પાણી ન થાય. ૫૦૦૫
નરમ ઘી જેવું.
નરમ ઘેંસ જેવું.
નરમ નાન, ગરમ કવાબ, ને જુન્નો શરાબ, ગધેડાંને માણસ કરે. (અથવા) નરમ નાન, ગરમ કવાબ, ને જુન્નો શરાબ, ડોસીના છોકરાએ વાઘને પકડ્યો.
નરમ બોકલ્યાં જેવું.

---

૧. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 248. ૨. એને મલતી જુદીજુદી ભાષાઓની બીજી કેહવતો માટે જુઓ કેહવત નાં૦ ૧૯૩૦, સફે ૧૪૭.
૩. Percival's *Tamil Proverbs*, p. 286. ૪ રળે; કમાય.

નરમ માખણ જેવું. ૫૦૧૦

लोण्या प्रमाणे मऊ. (મરાઠી કેહવત.)

નરમ મીણ જેવું, (અથવા, મોમ જેવું.)

मेणा प्रमाणे मऊ. (મરાઠી કેહવત.)

નરમ રૂ જેવું.

નરમ રેશમ જેવું.

As soft as silk. (અંગ્રેજી કેહવત.)

रेश्मा प्रमाणे मऊ. (મરાઠી કેહવત.)

નરમ સીરે તપલા પડે, જીતી જાય સમર્થ.

નરમદાના જેટલા કંકર તેટલા શંકર. ૫૦૧૫

Where there is water, there is god. (કાશમીરી કેહવત.[1])

નરમદાને કિનારે ખાધી ખીર ને ખાંડ, તમે જાતની વેશ્યાઓ તો અમે જાતના ભાંડ.

નરમીથી દરનો સાંપ પણ બહાર આવે.

A hare may draw a lion, with a golden cord.

Kindness is the noblest weapon to conquer with.

More flies are taken with a drop of honey than a ton of vinegar. (અંગ્રેજી કેહવતો.)

On prend plus de mouches avec du miel, qu' avec du vinaigre.[2]

Plus fait douceur que violence.[3] (ફ્રેંચ કેહવતો.)

By a word to cause milk to flow from the breasts of a barren woman. (કાશમીરી કેહવત.[4])

---

૧. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 249. ૨. Flies are easier caught with honey than with vinegar.

૩. Gentleness does more than violence.

૪. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 99.

(ફારસી કેહવત.) زبان خوش مارزا از سوراخ برمی آرد

કે નરમીથી બહાર આવેછ દરનો સરપ. (મનસુખ)

નરસિંહ મેહતા ઘી લેવા ગયા.

નરસિંહ મેહતાની વેહલ.

નરો વા કે કુંજર વા, (અથવા, કુંજરો વા.) ૫૦૨૦

નરોદમાં[1] હવાલદારનું ઘોડું મરી ગયું તો ઢેડાંને તેડ્યાં.

નરંદની નરંદ નાતરે, (અથવા, સાસરે) જાય, ને માહરે હૈયે હરખ નહિ માય.

તેલી કે બૈલ લા કુમ્હૈની સત્તી. (બિહાર કેહવત.[2])

નન્દકા નન્દુ ભી ગલે લાગ લાગ રોએ. (હિંદુસ્થાની કેહવત.)

નરંદની નરંદનું નાથલીબાઇ નામ, ને હવે રહ્યું એક કાપડાનું કામ.

આ કેહવત નરસિંહ મેહતાના "માહમેરૂ" ઊપરથી આવેલી છે.

નરંદનીબી નરંદ હોયછ.

નનદો કે નનદ હોલા. (બિહાર કેહવત.[3])

નલિયું ને તલિયું. ૫૦૨૫

યાને, જેવી હાલતમાં હોય તેવીજ હાલતમાં, કાંઇપણ ફેરફાર વગર.

નવ કોળાં, ને તેર લાગા.

નવ ગજના નમસ્કાર.

નવ નડિયાદી, ને સાત પેટલાદી, ને એક ઉમરેઠી (બરાબર.)

નવ નેજાં પાણી ચહડે, પણ પથ્થર કોરો ને કોરો.

નવ સંધાય, ને તેર તુટે, ઉધમ ન સંધાય. ૫૦૩૦

નવ સાંધવા જતાં તેર તોડવાં.

નવ સાંધે, ને તેર તુટે.

---

૧ બીલીમોરાની પાસે આવેલું એક ગામ.

૨. Christian's *Behar Proverbs*, p. 143.

૩. *Ibid*, p. 146.

નવખંડ નાગનું ઊચ્છણ ગયું, ને અલાસ્યાંનું રાજ પેદા થયું.

(ફારસી કેહવત.) آدمیان گم شدند ملک خدا خر گرفت

નવટાંકી માટે નડિયાદ જાય.

નવડે પાંચડે પંચાણું, ને તલે પડે તે કંચાણું. ૫૦૩૫

નવનું તેર થવું.

નવનું તેર (અથવા, સાડીતેર) વેતરવું.

નવનું દોહડ કરવું.

નવમું રતન આંખ.

નવમો ઘડો (લેવો, આપવો, વગેરે.) ૫૦૪૦

નવરા ત્યારે તવરા, ને નહિ તો નીકોરા.

નવરા બેઠા કામ કરો, ખાટલો ઉખેડી વાણ ભરો.

નવરા રે તું કામ કર, ખાટલો ઉખેડીને વાણ ભર.

નવરા હાથ તણખલાં તોડે કે બાલ ઉપાડે.

નવરાની નિશાની. ૫૦૪૫

નવરાને નિમાજ, ને ભુખ્યાને રોજા.

નવરૂં, ને નકામું.

નવરે ઘેરે ડોસો થથરે, (અથવા, ઠઠણે.)

નવરો નાગર નિત્ય પડે કે નિંદા કરે.

નવરો બલદીયો મોચમ ખુંદે. ૫૦૫૦

નવરો બાબર શું કરે? ખાટલો ઉખેડે ને વાણ ભરે.

નવરો બ્રાહ્મણ દાલ ચાટે, (અથવા, પાટલા પુજે.)

નવરો બેઠો નખ્ખોડ વાલે.

By doing nothing we learn to do ill.

An idle person is the devil's play-fellow.

An idle brain is the devil's work-shop. (અંગ્રેજી કેહવતો.)

Fille oisive, à mal pensive.[1]
Qui ne fait rien, fait mal.[2] (ફ્રેંચ કેહવતો.)
Uomo ozioso è il capezzale del diavolo.[3] (ઈતાલ્યન કેહવત.)
Müsziggang ist des Teufels Nuhebansk.[4]
Nichts thun lehrt Uebel thun.[5] (જરમન કેહવતો.)
Een luiaard is des duivel's oorkussen.[6]
Niet doen, leert kwaad doen.[7] (ડચ કેહવતો.)
Nihil agendo male agere discimus.
Otia daut vitia. (લૅતીન કેહવતો.)
Satan finds some mischief still,
For idle hands to do.[8]
The devil tempts man, but the idle man tempts the devil.
(તરકીશ કેહવત.[9])

નવરો વાણિયો કાટલાં સાંકે, (અથવા, જોખે.) (અથવા) પરવારતો વાણિયો કાટલાં સાંકે, (અથવા, જોખ સાંકે.)

Will the grocer sit and weigh water? (કાશમીરી કે.[10])
(ફારસી કેહવત.) بقال بیکار پل وزن میکند
ખાલી બનિયા કયા કરે? ઇસ કોઠીકે ધાન ઉસ કોઠીમેં ભરે. (હિં. કે.)

નવરો વાણિયો વાલ ફાકે. ૫૦૫૫

ઠાલા બનીઆ બીનહર તોલે. (હિંદુસ્થાની કેહવત.)

---

૧. A girl unemployed is thinking of mischief.
૨. He who does nothing, does ill.
૩. An idle man is the devil's bolster.
૪. An idle brain is the devil's workshop.
૫. Doing nothing teaches doing ill.
૬. An idle man is the devil's play-fellow.
૭. To do nothing teacheth to do evil.
૮. Watts' *Divine Songs*.
૯. Long's *Eastern Proverbs and Emblems*, p. 78.
૧૦. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 31.

નવરો વાલંદ[૧] પાટલા મુંડે, (અથવા, પાડો બોરે.)

Being without work, the barber is said to have shaved his wife's head. (તામીલ કેહવત.[૨])

નવરો સલાટ પથરા ભાંજે.

કોઈ "પરવારતો સલાટ" પણ કહેછે.

નવરો હજામ પાટલા મુંડે. (અથવા) નવરો હજામ પાટલાનું માથું બોડે.

It is said that a barber who had nothing to do, shaved a cat. (તામીલ કેહવત.[૩])

रिकामा न्हावी कुडाला तुंबड्या लावी. (મરાઠી કેહવત.)

નવરાં ગામમાં ઢેડો હવાલદાર.

નવલખીનો દમામ, ને નવ ફુલ્લસના વાંધા. ૫૦૬૦

નવલશાહ ગોરી.

નવલશાહ હીરજી.

આ નામે એક જાણીતો પૈસાવાલો પારસી થઈ ગયોછે. જે ઉપરથી શેઠાઈનું ખાલી ડોલ ઘાલનારના સંબંધમાં મશકરી તરીકે આ નામ વાપરવામાં આવેછે.

નવલા જાતે બજાર કર્યે, ને સાથે ગલાસ લઈને ફર્યે.

એક માણુસ નબલી હાલતમાં આવવા છતાં, અને પૈસા ટકાની અડચણો ખમવા છતાં, પોતાની કોઇ માઠી આદત છોડે નહિ, ત્યારે આમ બોલાયછે.

નવલાએ નવઇ કીધી, ને નાહનજી હોરાએ બે રાંડ કીધી.

નવલાએ નવઇ કીધી, ને સોહલાએ બૈરી કીધી. ૫૦૬૫

નવસારી તે એવી સારી, કે ચૌટા વચ્ચે ખાડી, ઉંઠ, અદુસો, ને અન્નારી.

---

૧. હજામ.

૨. Percival's *Tamil Proverbs*, p. 562. ૩. *Ibid*, p. 493.

નવસારીમાં ટોપ પડી, ને કાલીઆવાડી ઉડી ગઇ.
નવસેં નાગ જાશે ગયા, ને કાંચડે રાજ આવ્યાં.[૧]
નવસેં નાગનું નખ્ખોદ ગયું, ત્યારે આંધલી ચાકણુને રાજ આવ્યું.[૧]
નવસો નદી ને તેરસો નાલાં, ને ભર જોબનમાં જાય કુમારાં. ૫૦૭૦
નવા રાજા, ને નવી પ્રજા.

નએ રાજા, અઓર નઈ પરજા.

નયા દાના, નયા પાના. (હિંદુસ્થાની કેહવતો.)

નાં રાજા નઇ પિરજા. (કચ્છી કેહવત.)

નવાઈનો એજન, ને હજારસો રેજન.[૨]
નવાણું ઓશડ છે, પણ સોમું ઓશડ નથી.
નવાણું ટકા ખાય.
નવાણું ટકા બાદ. ૫૦૭૫
નવાણું ત્યાં ભર્યા સો.

જહાં સો વહાં સવાસો. (હિંદુસ્થાની કેહવત.)

નવાણુંનો ધક્કો, લાગે ત્યારેં જાણે.
નવાણુંનો ધક્કો વાગ્યો.
નવાણુંનો ધક્કો, સૌથી ભુંડો.
નવાણુંનાં સાલમાં રોજા ઘણા પાલ્યા. ૫૦૮૦
નવાબ પુછે ક્યા ભરૂચ જાતી હએ, તોકે' ભરૂચ તો હએ, લેકીન આપહીજ જાતા હો.
નવાબી ઈનસાફ.

Sivford law ; first hang and draw, then hear the cause.

(અંગ્રેજી કેહવત.)

નવાબી દોર.

---

૧. જુઓ કેહવત ના૦ ૫૦૩૩, સફે ૪૬૩.
૨. ફ્રસ.

નવાલામાં જઇએ નહિ, ને નવ ધીક્ક ખાઇએ નહિ.

Non ischerzar coll' orso, se non vuoi esser morso.[૧]

(ઈતાલ્યન કેહવત.)

If you go where you ought not, you will receive a cuff that might have been avoided. (તામીલ કેહવત.[૨])

Seeing a rush don't pursue. (ચીનાઈ કેહવત.[૩])

Don't touch fire, and your hand won't be burnt.[૪]

If you go where you ought not, you will not escape scandal. (તેલુગુ કેહવતો.[૫])

چوکردی باکلوخ انداز پیکار—سر خودرا بنا دانی شکستی

(ફારસી કેહવત.)

प्रक्षाळनाद्धि पंकस्य दूरादस्पर्शनं वरं ॥[૬] (સંસ્કૃત કેહવત.)

નવી ગીલ્લી નવા દાવ, દુસરી ગીલ્લી દુસરા દાવ. ૫૦૮૫

નવી દોસ્તી નાચે ઘણી.

નવી નવી નાચણુ, ને નવા નવા વેશ, ને એ કોટક કીયા તાહરા જોશ શોર.

નવી નારંગી નવ દહાડા.

Au nouveau tout est beau.[૭] (ફ્રેંચ કેહવત.)

નવી ફોજદારી, ને મરઘી પર નગારાં.

નઈ ફોજદારી, અઓર મુરગીપર નક્કારા. (હિંદુસ્થાની કેહવત.)

નવી વહુ નવ દહાડા, ને તેજ કરે ત્રણ દહાડા. ૫૦૯૦

---

૧. Don't play with the bear if you don't want to be bit.

૨. Percival's *Tamil Proverbs*, p. 471.

૩. Scarborough's *Chinese Proverbs*, p. 30.

૪. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 226.

૫. *Ibid*, p. 275.

૬. Keeping away from the mire is better than washing it off. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 435.

૭. What is new is always fine.

નવી વહુ, ને એસ્તો રાજા, વખાણીએ તો વખણાય.

નવી વાત નવ દહાડા.

Niuna maraviglia dura più che tre giorni.[1] (ઈતાલ્યન કે.)

નયા નવ દીન, પુરાના સો દીન. (હિંદુસ્થાની કેહવત.)

નવું દોર જેવું.

Nyt er altid kiært, Gammelt er stundom bedre.[2] (દે. કે.)

નવું નવ દહાડા.

નવું પાણી જુન્નાં પાણીને ખેંચી જાય. ૫૦૯૫

નવે જનમે જનમવું.

નયે સરસે જનમ પાયા. (હિંદુસ્થાની કેહવત.)

નવે નવે લાખ, ને સાંભલે માહરી ડાબી જમણી કાખ.

નવે નામે નવી વાત.

નવો આવે, ને નવી વાતો લાવે.

New lords, new laws. (અંગ્રેજી કેહવત.)

A noveaux seigneurs nouvelles lois.[3] (ફ્રેંચ કેહવત.)

નવો જોષી, ને જુન્નો વૈદ (હોશીયાર હોય.) ૫૧૦૦

An old physician, and a young lawyer. (અંગ્રેજી કેહવત.)

An old barber, and a new washerman. (તેલુગુ કેહવત.[4])

નવો નાણાવટી, ને જુન્નો ગાંધી (બેઉ વખણાય.)

નવો નિશાલીયો નવ દહાડા, જાહજું કરે તો દસ દહાડા, અગ્યારમે દહાડે કોરડો, ને બારમે દહાડે ઓરડો. (અથવા) નવો નિશાલીયો નવ દહાડા, જાહજું કરે તો દસ દહાડા, અગ્યારમે દહાડે સોટી, ને બારમે દહાડે ઘી, ગોલ, ને રોટી.

---

૧. No wonder lasts more than three days.

૨. The new is always liked, though the old is often better.

૩. New lords, new laws.

૪. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 287.

A wonder lasts but nine days, and then the puppy's eyes are open.

Novelty always appears handsome.

Wonder lasts but nine nights in a town. (અંગ્રેજી કેહવતો.)

Granata nuova spazza ben la casa.[૧] (ઈતાલ્યન કેહવત.)

Neue Besen skehren gut.[૧] (જરમન કેહવત.)

Nieuwe bezems vegen schoon.[૧] (ડચ કેહવત.)

Nye Koste feie vel.[૧] (ડેનીશ કેહવત.)

A daughter-in-law is very diligent on her first arrival. (ચીનાઈ કેહવત.[૨])

(ફારસી કેહવત.) کوزهٔ نو دو روز آبرا سرد دارد

નયા નો દીન, પુરાના સો દીન. (હિંદુસ્થાની કેહવત.)

નંઈ લાડી નોંડી. (કચ્છી કેહવત.)

नव्याचे नव दिवस मेल्याचे तीन दिवस.

तेरड्याचा रंग तीन दिवस. (મરાઠી કેહવતો.)

નયી ધોબિનિયાં આવેલી ચિંકુટવે સાબુન લાવેલી. (બિહાર કે.[૩])

નવો નોકર હરણ મારે.

(ફારસી કેહવત.) ملازم نو تیز رو

નયા નોકર હરન મારે. (હિંદુસ્થાની કેહવત.)

નવો વેપારી, ને જુનો કસાઇ.

નવો વેરાગી, ગાં— ટીલો. ૫૧૦૫

નવો હિંદુ મુસલમાન થાય, ને અલ્લા બોલતાં શ્વાસ ન ખાય.

નવાં ઘરમાં ધુમાડો, (અથવા, ધુમાડો કાહડવો.)

Many will find fault with a home newly built. (તા. કે.[૪])

---

૧. New brooms sweep clean.

૨. Scarborough's *Chinese Proverbs*, p. 365.

૩. Christian's *Behar Proverbs*, p. 56.

૪. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 198.

નસાકરી, ને પૈસાની એ વતાગરી.[1]
નસાકરીના વાડા, ને ચાતરી પાયને જાડા.[2]
નસાકરીનાં ચોકર્યાંવાલી વાત. (અથવા) નસાકરીનો વર ચોકર્યું લાવ્યો તો આખી રાત સુતી નહિ. ૫૧૧૦
નસારીની નસાખરી, ને ભરૂચની ભડીયારી, ને સુરતની તો એવી સારી, કે ખુન કરીને કુટવા ચાલી.
નસીબ કાંઇ બજારમાં વેચાતાં નથી.

(ફારસી કેહવત.) بخت در بازار نفرو شند

جهان برگشتم و دردا به هیچ شهر و دیار—

(હરરી.) ندیدم که فرو شند بخت در بازار

નસીબ ચાર ડગલાં આગલનું આગલ.
નસીબ ફુટવું. (અથવા) કપાલ ફુટવું.

तिचें कपाळ फुटला. (મરાઠી કેહવત.)

નસીબ વા રે નસીબ વા! ક્યાં ઉઠીને જાય, નાકેથી ઉડી વચમાં બેઠો, ત્યાં પણ લુખ્ખું ખાય. ૫૧૧૫

If it should rain porridge, he would want his dish.
No fence against ill fortune. (અંગ્રેજી કેહવતો.)
If a man's fate is to have only eight-tenths of a pint of rice, though he traverse the country over, he cannot get a full pint. (ચીનાઈ કેહવત.[3])

بخت بد با کسی که یار بود— سگ گزد گر شتر سوار بود (ફારસી કેહવત.)

નસીબકી જાલ, ઓર સેતાનકો ખેલ, મગરેબકી જાલમેં પકડ ગયો શેર.

---

૧. મજુરડી. ૨. યાને, ઘણાજ પતલા.
૩. Scarborough's *Chinese Proverbs*, p. 112.

નસીબના બલિયા, પકાવી ખીચડી, ને થઇ ગયા થલિયા.

(ફારસી કે.) بخت که بر گردد اسپ تازی خر گردد

બખ્તોકે બલીઆ, પકાઈ ખીર હો ગઇ દલીઆ. (હિંદુસ્થાની કેહવત.)

નસીબનું લીલું.

નસીબમાં લખ્યું હોય તે થાય.

Det kommer vel der skee skal.[૧] (ડેનીશ કેહવત.)

While I expected one thing destiny ordained another.

(તામીલ કેહવત.[૨])

Both riches and honour are settled by fate, their time of arrival each man must await.[૩]

Every thing is fated, and nothing depends on man.[૪]

Nothing follows man's own calculations; his whole life is arranged by fate. (ચીનાઈ કેહવતો.[૫])

When fate meets you can bushes stop it? (તે. કે.[૬])

કિસમતકે લિખેકુ કોઇ મીટા નહી સકતા. (હિંદુસ્થાની કેહવત.)

कर्मणा बाध्यते बुद्धिर्न बुध्या बाध्यते ॥[૭]

न च दैवात्परं बलं ॥[૮]

यद्विधेर्मनसि स्थितं ॥[૯] (સંસ્કૃત કેહવતો.)

નસુકને દેવ નહિ નડે. ૫૧૨૦

નહરેણી તે નખજ ઉતારે, (અથવા, કાપે,) કાંઇ માથું મુડે?

નહરેણી તે નખ વાહરે, કાંઈ માથું વાહરે?

૧. That which must be, will be.

૨. Percival's *Tamil Proverbs*, p. 398.

૩. Scarborough's *Chinese Proverbs*, p. 111. ૪. *Ibid*, p. 112.

૫. *Ibid*, p. 113 ૬. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 348.

૭. The mind is ruled by fate, not fate by the mind. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 394.

૮. There is no power greater than that of fate. *Ibid*, p. 420.

૯. As Fate wills it. *Ibid*, p. 451.

નહરેણી તો નખજ કાપે.
નહરેણીથી તે નખજ લેવાય.
નહિ આડિયા, નહિ ઉભિયા, ને લેવોરે બીબી ખાટ! ૫૧૨૫
નહિ આવડે ભિખ, તો તમાકુ ખાવા શિખ.
मागतां येइना भिक तर तंबाखु खायला शींक. (મરાઠી કેહવત.)
નહિ આવડે ભિખ, તો વૈદું કરવા શિખ.
નહિ આવતી વહુને તેડાં ઘણાં.
નહિ આવે તેને નવ નોતરાં.
નહિ એરમાં, નહિ મેરમાં, નહિ વચલી આંગલીનાં પેરમાં. ૫૧૩૦
નહિ કરૂં નહિ કરૂં કેહતો જાય, ને મહિના પછી મન થાય.
નહિ કીધાં વાણાં, ને નહિ કીધી વડી, ને વગર પૈસે વહુ જડી.
નહિ કીસીકા હાકા ઢોકા, નહિ બનજ બેપારમેં ટોટા, ખાવે રોટા, સુએ ઓટા, ઈસ કારણે ધગડ મોટા.
નહિ ખાય કે નહિ ખાવા દીએ.[1]
(ફા. કે.) نہ خود خورد نہ کس دھد گندہ کند بسگ دھد
નહિ ખાય તેને ખા ખા થાય, ને ખાય તેને કોઇ આપે નહિ. ૫૧૩૫
નહિ ઘેરનો, ને નહિ બહારનો.
નહિ ચાલ્યાના ગાઉ ઘણા.
નહિ ઝાડ ત્યાં એરંડો રૂખી.[2]
નહિ ઝાડ, ત્યાં રાજા તાડ.[2]
નહિ ત્રણમાં, નહિ તેરમાં, નહિ છપ્પનના મેલમાં. ૫૧૪૦
Neither in three nor in thirteen. (કાશમીરી કેહવત.[3])
તીનમેં ન તેરામેં, ન સેરભર સુતલીમેં, ન મટકાભર સરસોમેં.(હિં. કે.)

૧. જુઓ કેહવત નાં૦ ૨૩૦૧, સફે ૨૧૮.
૨. જુઓ કેહવત નાં૦ ૪૯૪, સફે ૩૮. ૩. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 151.

નહિ દુધમાં, કે નહિ દહીમાં.
નહિ બેલી તેનો રામ બેલી.
નહિ બોલ્યામાં નવ ગુણ, ને બોલે તેનાં થાય ખુન.

Few words are best.

From hearing comes wisdom, from speaking repentance. (અંગ્રેજી કેહવતો.)

As much profit from silence as there is profit to the dinner from cooking. (કાશમીરી કેહવત.[1])

નહિ ભરતા સો તો નહિ ભરતા, પણ ભરતા સો ક્યું નહિ ભરતા?
નહિ મલ્યાનાં આંટયાં. ૫૧૪૫
નહિ મલે તો તમાચો મારીને મોહડું લાલ કરીને ફરે.[2]
નહિ મલે સુધ ને શેઆન, ને પઝા પઝા હીલવે કાન.
નહિ મામાના (અથવા, રાણા મામાના) કાંણા મામા (પણ સારા.) (અથવા) નહિ મામા પેકે હન મામા (પણ ભલા.)

Half a loaf is better than no bread.

A wooden leg is better than no leg.

Better a bare foot than no foot at all.

Better half an egg than an empty shell.

Better a dirty hog than no hog at all.

Of two evils choose the least. (અંગ્રેજી કેહવતો.)

Sma' fish are better than nae fish. (સ્કૉચ કેહવત.)

Besser einäugig als gar blind.[3] (જરમન કેહવત.)

Mas vale tuerto que ciego.[3] (સ્પૅનીશ કેહવત.)

Melhor he ser torto, que cego de todo.[4] (પોરચુગીઝ કેહવત.)

---

૧. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 219. ૨. જુઓ કેહવત નાં૰ ૩૬૬૮, સફે, ૩૫૮.

૩. Better one-eyed than stone-blind.

૪. Better be one-eyed than quite blind.

Beter een blind paard, dan een leege halter.[1] (દચ કેહવત.)

A blind brother-in-law is better than none at all.[2]

A squint-eye is better than a blind eye. (તેલુગુ કેહવતો.[3])

નહિ મિયામાં, ને નહિ મહાદેવમાં.

નહિ લેવા, નહિ દેવા, ને કરો વાઘોડીએ વિવાહ. ૫૧૫૦

નહિ લેવા, નહિ દેવા, ને વડોદરે વિવાહ.

નહિ વાટના, કે નહિ ઘાટના.

નહિ સ્વર્ગના, ને નહિ મૃત્યુના.

નહિ સુતર કે નહિ કપાસ, તો વણકર જોડે શીદ કંકાસ? (અથવા) ના ખેતર, ના કપાસ, ને વણકર જોડે શીદ કંકાસ?

નહિ હિંદુમાં, કે નહિ મુસલમાનમાં. ૫૧૫૫

નળ પછવાડે કલજુગ વલગ્યો.

નળના સરીખો નર નહિ, જેને દમયંતી રાણી, સત જાલવવાં નિસર્યાં, ત્યાં નહિ અન્ન, આગ, કે પાણી.

ના કરતીએ કીધી, ને ચોરે લીધી.

ના જાણે માહરી, સો બલા જાય.

ના દીઠાનું દીઠું, ને માર મોહડાંમાં મીઠું. ૫૧૬૦

ના ના કેહતો જાય, ને નવ રોટલી ખાતો જાય.

ના ને હાની વચ્ચે વેર. (અથવા) હા ને નાની વચ્ચે વેર, પેહલાંમાં મિઠાસ ને બીજાંમાં ઝેર.

Nei og ja giöre lang Trætte.[4] (ડેનીશ કેહવત.)

ના ને હાજો વેર. (કચ્છી કેહવત.)

---

૧. Better a blind horse than an empty halter.

૨. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 329.

૩. *Ibid*, p. 140.

૪. No and yes often cause long disputes.

ના માહરી મા, ને સો બલા જા. (અથવા) ના મોરી મા, ને સંધી બલા જા.

નાને નવ નોતરાં.

નાક ઉપર માખ નહિ બેસવા દેય, (એવો મગરૂર આદમી.) ૫૧૬૫

નાક ઉપર માખ બેસે તો નાક કાપી નાખે.

નાક કટા તો કટા, પણ ઘી તો ચટા.

નાક કટો દેવ, ને સહીડો પૂજારો. (અથવા) નકટો દેવ ને સયડો પૂજારો.

નાક કપાવું.

નાક કટી હુઈ. (હિંદુસ્થાની કેહવત.)

નાક કાટે મુબારક, કાન કાટે સલામત. ૫૧૭૦

નાક કાપતાં હોઠ બચ્યો.

નાક કાપીને કોણ અપસુકન કરે? (અથવા) નાક કાપીને અપસુકન કરવા.

નાક કાપીને પાટો બાંધે.

નાક કાપીને હાથમાં આપવું.

નાક કાપે તેનોબી તેટલોજ ગુણ, ને પાટો બાંધે તેનોબી તેટલોજ ગુણ. ૫૧૭૫

નાક ચોટલો કાપીને ગધેડે બેસાડવું.

નાક છે કે ખુપરો?

નાક છે કે નલિયું?

નાક છે કે નહિ?

આ અને એની ઉપરની બે કેહવતો બેહયા માણસના સંબંધમાં વપરાયછે.

નાક હએ કે નહિં. (હિંદુસ્થાની કેહવત.)

નાક નીચું ને પેટ ઊંચું. (અથવા) નાક કર્યું નીચું, તો પેટ થાય ઊંચું. ૫૧૮૦

નાક પકડવાથી મોહડું ઉઘડે.

નાક પર માખ બેઠી હોય તેબી નહિ ઉરાડે (એવું સાલેસ માણુસ.)
નાક પર માર્યું ખાસડું.
નાક વીંધાવા ગઇ, ને કાન વીંધાવી આવી.
નાક વીંધે તેવું ઝીણું ભાત. ૫૧૮૫
કોઈનાં છોકરાં જીવતાં નહિ હોય ત્યારે છોકરાંનો જનમ થતાંજ તેનું નાક ભાતે વીંધેછે, એવા વેહમથી કે તેમ કીધાથી છોકરૂં મરે નહિ.
નાકની વાટે દાણો ન ગલાય.
નાકને ઠેકાણે શિંગડાં વધાર્યાં.
નાકા લીટી તાણી.
નાકે છી ગંધાતી નથી.
નાકે નકતી, ને આંખે ગલતી, ને ગામના લોક કહે જે કાંય નહિ મરતી? ૫૧૯૦
दैव देतें व कर्म नेतें. (મરાઠી કેહવત.)
નાખમાં નીત નહિ, આંખમાં આસું નહિ.
આંસુ એક નહિ, કલેજે ટુક ટુક. (હિંદુસ્થાની કેહવત.)
નાખી થુક કંઇ ગલાય?
નાખી દે, કે મહને આપી દે.
નાખે દમ આવવો.
દમ નાખમેં આયા હયે. (હિંદુસ્થાની કેહવત.)
નાખે ધરમે, ને ખાએ કરમે. ૫૧૯૫
નાગ નામ, ને હાથી પર પેર, તેથી ભાર ન ઉપડે શેર.
નાગ[1], પાગ[2], ને પારખું[3], નાડી[4], ને ન્યાય, તરવું, તંતરવું[5], તસ કરવી[6], એ આંઠે આપકળા.[7]
નાગ,[8] ફાગ,[9] ને દીવાલી, એ ત્રણ આવે એક વારી.

---

૧. નાગ પકડવો. ૨. પાઘડી બાંધવી. ૩. પારખવું.
૪. નાડી જોવી. ૫. ગુસ્સો કરવો. ૬. ચોરી કરવી.
૭. પોતાથીજ બની શકે, પારકે હાથે નહિ થાય.
૮. નાગ-પાંચમ. ૯. હોલી.

નાગર, કાગડ, ને કુકડાં, ત્રણે જાત સજાત, કાછડ, કુછડ, ને કુતરાં, ત્રણે જાત કુજાત.

નાગર નર હારે નહિ, હારે હોય હજામ. ૫૨૦૦

નાગર, નાચેણ ને પાવડી, સીંગી ને સોનાર, પાંચે ન થાય આપણાં, ને છઠ્ઠા ખેડાવાલ.

નાગર બચ્ચા, કબુ ન બોલે સચ્ચા; બોલે સચ્ચા તો ઉસકા ગુરૂ કચ્ચા.

નાગર બચ્ચો કાલો નહિ, બ્રાહ્મણને ઘેર પાલો નહિ.

નાગર બચ્ચો કાલો નહિ, ને કુંવારાને સાલો નહિ.

નાગર ભરવે ધાધર. ૫૨૦૫

નાગરથી ઉજલો કોહઓ.

નાગરની કન્યા ઉઘાડી.

નાગરની કન્યા નાગી કરીને જોઇ લેવી.

નાગરનો નાહનો.

નાગા ઉપર ઉઘાડા પડ્યા, ને સારી રાત ટાહડે મુવા. ૫૨૧૦

નાગા થઇ ચંદરવા બાંધ્યા.

નાગા માણુસનાં કાંઇ કુલ્લાં કરાય?

નાગા સઉથી આઘા. (અથવા) નાગાથી પાદશાહ આઘો. (અથવા) નાગા બે નાગા, ને પાદશાહથી આઘા.

A shameless man is ready for anything. (ચીનાઈ કેહવત.[1])

નાગાની સોડે ઉંધાડો ગયો કે તું મહને ઢાંક.

As good beg of a naked man as of a miser. (અં. કે.)

Will lice attach themselves to a bald head? (તા. કે.[2])

Like one naked man asking another naked man for a cloth. (તેલુગુ કેહવત.[3])

---

૧. Scarborough's *Chinese Proverbs*, p. 213.

૨. Percival's *Tamil Proverbs*, p. 509.

૩. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 207.

(ફારસી કેહવત.) گدا بگدا رحمت خدا

આપહી મિયાં મંગતા, બહાર ખડે દરવીશ. (હિંદુસ્થાની કેહવત.)

नागव्या पाशीं उघडें गेलें, सारी रात्र हिवानें मेलें. (મરાઠી કેહવત)

નાગાને નખરાં, ને ઉઘાડાને બફારો. ૫૨૧૫

નાગાને બફારો ઘણો.

નાગાનાં ક્યાં કુલ્લાં કાપે?

Einen Nackten skann man nicht ausziehen.[૧] (જ. કે.)

નાગાનાં ગામમાં ધોબી વસ્યા, તોકે' આવી ફસ્યા, ભાઇ આવી ફસ્યા.

What shall washerman wash for the naked man?

(કાશમીરી કેહવત.[૨])

What has a naked mendicant to do with a washerman?[૩]

What friendship has a washerman with one who wears no clothes? (તામીલ કેહવતો.[૪])

What do washermen in a country of naked fakirs? (ચાનક.)

જાકે જહાં ન ગુન લહે, તાકે તહાં ન ઠાંવ,

ધોબી બસકે કા કરે દિગમ્બર કે ગાંવ. (બિહાર કેહવત.[૫])

નાગાનાં જણેલાં નાગાં નથી રેહતાં, કોઇ દિવસબી લંગોટી મલે.

નાગી જોઇને મુનીવર ચલે. ૫૨૨૦

An open door may tempt a Saint. (અંગ્રેજી કેહવત.)

नागवे पाहिले म्हणजे संन्याशाचें — (મરાઠી કેહવત.)

નાગી જોઇને સન્યાસી જાગે.

નાગી નાચણુના.

નાગી પેહરે ચીર, ને ભુખી ખાય ખીર.

---

૧. There is no stripping a naked man.

૨. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 154. ૩. Percival's *Tamil Proverbs*, p. 291. ૪. *Ibid*, p. 516.

૫. Christian's *Behar Proverbs*, p. 119.

નાગી પેહરે થાપણું, ને ભુખી ખાય ખી.
નાગું નહાવું, એઠું ખાવું, ને જુઠું ગાવું, તેને શાનું શરમાતું? ૫૨૨૫
નાગે કુલ્લે ફતેહખાન, (અથવા, ફતેહ.)
નાગો કુદે, જાગો કુદે, કે શંકર ઉપાધ્યો કુદે.
નાગો ગરજાણ્યુ ધણી કરે.
નાગો ધુમે, કે જાગો ધુમે.
નાગો ડણો, (અથવા, ચણો,) ને વાગે ધણો. ૫૨૩૦
નાગો થઈને ચંદરવો કોણ બાંધે?
નાગો નાતમાં નહિ, ને મેધો માહજનમાં નહિ.
નાગો નાહે ને નીચવે. (અથવા) નાગો નાહે શું ને નીચોવે શું?

નંગી કીઆ નહાયગી, કીઆ નિચુરેગી? (હિંદુસ્થાની કેહવત.)

નાગો પેહરે ચીર, ને ભુખ્યો ખાય ખીર.
નાગો સો ઘોડે લુટાય નહિ. ૫૨૩૫

કોઈ "સો લુટારાએ" પણ કહેછે.

નાગાં ને નાગાં, ને પાછલથી આધાં.
નાચ નચાવે તેમ નાચવો.

هرچه این می زند یامی نوازد آن می رقصد (ફા. કે.)

નાચતાં નહિ આવડે તોકે' આંગણું વાંકું, (અથવા, આંગલું વાંકું.)

When the devil couldn't swim he laid the fault on the water.

A bad workman quarrels with his tools. (અંગ્રેજી કેહવતો.)

An ill shearer never got a good hook. (સ્કૉચ કેહવત.)

Méchant ouvrier jamais ne trouvera bons outils.[1] (ફ્રેંચ કે.)

Vallestero que mal tira, presto tiene la mentira.[2] (સ્પૅ. કે).

---

૧. A bad workman never finds good tools.
૨. The archer that shoots badly has a lie ready.

Bésteiro que mal atira prestes tem a mentira.[1] (પો. કે.)
Heiren straffer Vandet, fordi han ei kan svömme.[2] (ડે. કે.)
The temple girl who could not dance said that the hall was not large enough. (તામીલ કેહવત.[3])
I would sing but the cat has eaten my *ghi*. (કા. કે.[4])
All unskilful fools quarrel with their tools. (ચી. કે.[5])
Not being able to dance, she abused the drum. (તે. કે.[6])
નાચે ન જાની અંગનવે ટેઢ. (બિહાર કેહવત.[7])
(ફા. કે.) رقص کردن نداند گوید کہ صحن کج است
नाचतां येईना आंगण वांकडें, रांधतां येईना ओलीं लांकडें. (મ. કે.)
નાચ ન જાણે આંગન ટેરા. (હિંદુસ્થાની કેહવત.)

નાચનારી થઇ ત્યારે કહે માહરૂં આંગણું વાંકું.
નાચનારીના પગ ઢાંક્યા ન રહે. ૫૨૪૦
નાચનારીનું આંગણું વાંકું.
નાચનારીને ઘુંઘટો નહિ.
નાચનારીનો પગ નહિ રહે, ને ગાનારીનું ગળું (અથવા, જીભ) નહિ રહે.
નાચવું કુદવું, ને નફ્ટ થવું, સઉથી ભુંડું તે ઘુણવા જવું.
નાચવા જવું, ને ઘુમટો તાણવો. ૫૨૪૫

નચલીં ત ઘુઘુટ કા. (બિહાર કેહવત.[8])
નચણુ વિઠી તડે ઘુઘટ કેડો? (કચ્છી કેહવત.)
નાચને નીકલી તો ઘુઘટ કીઆ? (હિંદુસ્થાની કેહવત.)

---

૧. The archer that shoots badly has a lie ready.
૨. The heron blames the water because he cannot swim.
૩. Percival's *Tamil Proverbs*, p. 62.
૪. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 66. ૫. Scarborough's *Chinese Proverbs*, p. 50.
૬. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 31.
૭. Christian's *Behar Proverbs*, p. 61. ૮. *Ibid*, p. 152.

નાચાર પાએ ગેથીગરી.
નાચારના વિચાર.
નાચારની હાય, કેઠી નહિ જાય.
નાચી ખુંદીને પગ સામું જોવું.
નાચેછે ડોસી ને ધુજેછે ટાંગ, જો જો રે માહરો પુતર ગાંગ! ૫૨૫૦
નાજુક નારી ને ફુલની કલી, ને રોટલી કરતાં ચોટલી બલી.
નાઠી રાંડ સો ગામ ભાગે.
નાડા સારૂ નડિયાદ જાય.
નાડે નરો તેને વૈદ શું કરે?
નાણાવટ, ને ડોસી હટ. ૫૨૫૫
નાણાવટી તે નરસંહીયો ખરો, બાકી દૈતની વેઠ.[1]
નાણે ન મલે તે ટાંણે મલે.
નાણું નાણાંને વધારે.

*Paisás* burst out of *paisás.* (કાશમીરી કેહવત.[2])

(ફારસી કેહવત.) کہ زر زر کشد درجہان گنج گنج

નાણું નાણુંકે વધાએ. (કચ્છી કેહવત.)

નાણું મુકવા ઠેકાણું મલે, પણ વાત કરવા ઠેકાણું નહિ મલે.
નાણાં તે કંઇ ઝાડે લાગ્યાં છે? ૫૨૬૦
નાણાં મલે, પણ તાણાં[3] ક્યાં મલે?
નાણાંથી કોઇ પુરો નહિ, ને અક્કલથી કોઇ અધુરો નહિ.
નાણાંનો વેશ.
નાણાંવાલો ગરીબનું ખાય, છ મહીને ઓડાવે ને બાર મહિને નાહે.

---

૧. નરસિંહ મેહેતો.

૨. *Dictionary of Kashmiri Proverbs,* by Rev. J. Hinton Knowles, p. 165.

૩. શુભ અવસર (લગન, નવજોત વગેરેના.)

નાત નાતનું વરે, ને મુસાભાઇનું વા ને પાણી. (અથવા) નાતે નાતનું વરે, ને મુસાભાઈનાં વા ને પાણી. ૫૨૬૫

નાત મેલી, જાત મેલી, બાવો કેલનું ડુંડું; પટેલને પરણાવા આવ્યો, મોહડું લઇને ભુંડું.

નાતનું નોતરૂં, ને પરવનું પાણી.

નાતરૂં, ને અજીઠું પાતરૂં.

નાતરે જવું, ત્યારે દિવસ શા માટે ગાલવા?

નાતરે જવું, ને કહે વલાવવા ચાલો. ૫૨૭૦

નાતરે જવું, ને દાહડા ભાગવા, (અથવા, દાહડા શા ભાગવા?)

નાતરે જવું, ને વેતર[1] ખોવું.

આ કેહુવત બે મતલબે વપરાછ. એક તો જ્યારે કોઈ ઘરડી સ્ત્રી નાતરૂં કરેછ ત્યારે, કે જ્યારે તેને કશું છોકરૂં થવાની આશા હોતી નથી. અને બીજું તો જ્યારે કોઈ સ્ત્રી જીવતું છોકરૂં અથવા છોકરાં મુકી નાતરે જાયછે ત્યારે.

નાતરેની તો પાટલાપરથીબી ઉઠે.

આગલના વખતમાં નાતરાંનાં આશીર્વાદ પાટલા ઉપર બેસાડીને સારવામાં આવતા હતા.

નાતરેની રાંડ, ચમટી ભરી ખાંડ, એમ આવી ને એમ ગઈ, તેમાં શાનું માન?

નાતરાંની જાનને વાસો કેવો? ૫૨૭૫

નાતરાંમાં ઢોલ નહિ, ને ખીચડીમાં ગોલ નહિ.

નાતે મરવું, ને નાતે તરવું.

નાથ વગરનો ગોધો.

A man under no restraint is a bear without a ring. (અં.કે.)

નાથને નાલિયેર, ને માતાજીને સોપારી.

---

૧. છોકરૂં.

નાથનો બળદીયો જેમ ચલાવે તેમ ચાલે. ૫૨૯૦

નાદાન દોસ્ત કરતાં દાનાવ દુશ્મન ભલો.

A courageous foe is better than a cowardly friend.

A friend's frown is better than a fool's smile. (અં. કેહવતો.)

Better is the hatred of the wise than the friendship of fools.[1]

The enmity of the learned is better than the friendship of the illiterate. (તામીલ કેહવતો.[2])

Enmity with a wise man is better than friendship with a fool. (તેલુગુ કેહવત.[3])

(ફારસી કેહવત.) دشمن دانا به از دوست نادان

اگر خصم جان تو عاقل بود

(શેખ સાઅદી.) به از دوستداری کہ غافل بود

નાદાન દોસ્તસે દાના દુશ્મન ભલા. (હિંદુસ્થાની કેહવત.)

નાદાન દોસ્ત દુશ્મનની ગરજ સારે.

(જલાલુદ્દીન રૂમી.) دوستی بی غیرت چون دشمنی است

નાદાન બોલે, ને દાનાવ કિયાસ કરે.

નાદાન બાત કરે, દાના કિયાસ કરે. (હિંદુસ્થાની કેહવત.)

નાદાન સાથ કીધા સ્નેહ, નાક ને કાન ગયાં બન્ને.

If you play with a fool at house, he'll play with you in the market. (અંગ્રેજી કેહવત.)

ભલે સંગ બેઠીએ, ખાઈએ નાગર પાન,

બુરે સંગ બેઠીએ, કટાઈએ નાક ઓર કાન.

મહોબ્બત અચ્છી બેઠીએ, ખાઈએ નાગર પાન,

બુરી મહોબ્બત બેઠકે, કટાઈએ નાક ઓર કાન. (હિં. કેહવતો.)

---

૧. Percival's *Tamil Proverbs*, p. 44. ૨. *Ibid*, p. 212.

૩. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 26.

નાદાન સાથે છી—, ને ડગલે ડગલે વાત. ૫૨૮૫

નાદાનકી દોસ્તી, જીવકા જાન, (અથવા, જોખમ.)

નાદાનકી દોસ્તી, જીકા ઝિયાન. (હિંદુસ્થાની કેહવત.)

નાદાનની દોસ્તીમાં જીવનો જાન.

The companionship of fools invariably leads to loss.
(તામીલ કેહવત.[૧])

બંદરકી દોસ્તી, જીકા ઝિયાન. (હિંદુસ્થાની કેહવત.)

નાધલા જીવને મોહટી જંજાલ.

નાધલી ગાય, થોડું ખાય, થોડી જગા રોકે, ને ઘણું દુધ આપે.

નાધલી ચલ્લી, ને મોહટો ફ્ફડાટ. ૫૨૯૦

નાધલી બગડી તે મોહટીથી.

The people follow the example of those above them.
(ચીનાઈ કેહવત.[૨])

નાધલે મોહડે મોહટી વાત.

लहान्या तोंडी मोठा घांस घेणें. (મરાઠી કેહવત.)

છોટા મુંહ બરી બાત. (હિંદુસ્થાની કેહવત.)

નાધલે મોહડે મોહટો વિચાર.

નાધલાં મોહટાંના એ કાન.

નાધલાંનોબી જીવ હોય. ૫૨૯૫

A sparrow is a little bird, yet it has liver and gall all complete. (ચીનાઈ કેહવત.[૩])

નાનડીયાને મસે, ને માડી ખાય રસે.

નાનપણામાં સૌ નાગું.

નાને કશાંનાં બહાનાં.

નાપાક શેતાનપર લ્યાનત હોજો!

(ફારસી કેહવત.) لعنت بکار شیطان

૧. Percival's *Tamil Proverbs*, p. 503.

૨. Scarborough's *Chinese Proverbs*, p. 7. ૩. *Ibid*, p. 24.

નાપાકજાદી, ને છોકરાંની દાદી. ૫૩૦૦

નામ કરતાં કામ વહાલું. (અથવા) કામ વહાલું, નામ નહિ વહાલું.

નામ કાહડવું.

યાને, સારા અથવા નઠારાં કામથી ઓલખાવું.

નામ ખોદાનું લેય, ને કામ શેતાનનાં કરે.

નામ ગણાવે શ્રાવક જતિ, અનાચાર ને સેવે રતી.

નામ ડુબવું—ડુબાડવું. ૫૩૦૫

નામ ત્યારે દાતારામ, ને કોડી દેતાં જાય પ્રાણ.

नाम असे उदार कर्ण, कवडी देतां जाई प्राण. (મરાઠી કેહવત.)

નામ ત્યારે નાહની વહુ, ને ઊંચી જોઇએ તો તાડ

નામ તારવું.

યાને, નામ વધારવું.

નામ તેનો નાશ છે.

All things that exist will vanish away. (તામીલ કેહવત.[1])

Heaven sent never the man but Earth provided a grave for him. (ચીનાઈ કેહવત.[2])

Man is a bubble. (ગ્રીક કેહવત.)

मृत्युर्वै प्राणिनां ध्रुवं[3]॥ (સંસ્કૃત કેહવત.)

નામ એટલાં તો નાશ છે, ધર્મજ એવો ધારવો,

શામલ કહે શું એંહકાર કર, ગંદી દેહનો ગારવો. (શામલ.)

હરએક બાત કે આખેર કુચ ઇન્તેહાભી હએ. (હિંદુસ્થાની કેહવત.)

નામ તેનો નાશ, ને કાગડા પામે વાસ. ૫૩૧૦

નામ તેવાં પ્રણામ.

---

૧. Percival's *Tamil Proverbs*, p. 377.

૨. Scarborough's *Chinese Proverbs*, p. 393.

૩. Death is certain to all living creatures. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 447.

નામ દેજે માહરૂં, ને નાક વઢાશે તાહરૂં.
નામ દેતાંને વાર, ને જુનો પાપી ત્યાર.[1]
નામ ન આવડે, તો નાનકી કહે.
નામ નહિ દેવું, (અથવા, લેવું.) ૫૩૧૫
નામ નિવારવું.
નામ નિશાન નાબુદ કરવું.
નામ પર છેકો મારવો.
નામ પર ધુલ નાખવી.
નામ પર મટોડું વાલવું. ૫૩૨૦
નામ પલાવકા, ઓર ધીકા જાત નહિ.
નામ પાડવું.
યાને, છોકરા છોકરીને અદરાવા માટેની ગોઠવણ કરી રાખવી.
નામ મોટા, ઘરમેં તોટા.
નામ રૂપનો નાશજ છે.
નામ બોલવું. ૫૩૨૫
નામ બોળવું.
યાને, આબરૂ ખોઈ નાખવી.
નામ મેલવવું.
નામ મોહડું, ને કામ નાહનું.
નામ મોહટાં, દર્શન ખોટાં.
નામ રહંતા ઠકરા, નાણાં નહિ રહંત, કીર્તિનાં બાંધ્યાં કોટડાં, તે પાડ્યાં નહિ પડંત. (અથવા) નામ રહંતા ખાંપલા, નાણાં નહિ રહંત, કીર્તિ ચણેલ કોટડાં, પાડ્યાં નહિ પડંત. ૫૩૩૦
નામ લઇએ તો દહાડો સારો જાય (એવું ભલું માણસ.)
નામ વધારવું. (અથવા) નામદારી વધારવી.

---

૧. તઇયાર.

નામ વાહલું કે કામ?

નામ સુનાબાઈ, ને હાથે કથીરના વાલા.

नांव सोनुबाई, हातीं कथलाचा वाळा. (મરાઠી કેહવત.)

નામ સેસમાં રાખવું. ૫૩૩૫

નામદાર ક્યાંની.[1]

નામનો નાશ, પણ જીવની આશ મટે નહિ.

નામરદ રડે મામને, ને મરદ રડે નામને.

નામીચો ચોર માર્યો જાય, નામીચો સાહુકાર રલી ખાય.

યાને, જે ધણીનું નામ ચોર તરીકે મશહુર હોયછે તે વગર ગુનાહે પણ કેટલીકવાર ફસી પડેછે, અને જે ધણી સાહુકાર તરીકે જાણીતો હોયછે, તે ગુનાહ કરવા છતાં પણ કેટલીક વખત ફાવી જાયછે.

He that hath an ill name is half hanged. (અંગ્રેજી કેહવત.)

Le bruit pend l'homme.[2] (ફ્રૅંચ કેહવત.)

Chi è diffamato, è mezzo impiccato.[3] (ઈતાલ્યન કેહવત.)

Die in een kwaad gerucht komt, is half gehangen.[3] (ડચ કેહવત.)

Buena fama hurto encubre.[4] (સ્પૅનીશ કેહવત.)

नामी शाह कमा खावे, नामी चोर मारा जावे. (હિંદુસ્થાની કેહવત.)

નામે અમીર, પણ હાલે ફકીર. ૫૩૪૦

His title is lord of the world, but when examined he is found empty. (તામીલ કેહવત.[5])

His name is *Kastûri* (musk), his house smells of bats. (તેલુગુ કેહવત.[6])

नांव महीपती तिळभर जागा नाहीं हातीं. (મરાઠી કેહવત.)

---

૧. લઇ પારસી માટે બોલાયછે. ૨. Repute hangs a man.

૩. He who hath an ill name, is half hanged.

૪. A good name covers theft.

૫. Percival's *Tamil Proverbs*, p. 456.

૬. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 41.

નામે જોઈએ તો ભારી પાડો, ને કામે જોઇએ તો શોધે ખાડો.
નામે નવસારી ભારી, પણ તે થાને ગંદેવી સારી.
નામે ફોક મુકવી.
નામે મોહટા, ને કામે ખોટા.
નામે મોહટા, ને દર્શને ખોટા. ૫૩૪૫
Great in name, but little to look at. (તેલુગુ કેહવત.[૧])
નામ બરા ઔર દરસન થોરા. (હિંદુસ્થાની કેહવત.)
નામે મોહટા, ને લક્ષણે ખોટા.
नांव मोठें व लक्षण खोटें. (મરાઠી કેહવત.)
નામે રડવું.
નામે શાહુકાર રલી ખાય, ને નામે ચોર માર્યો જાય.[૨]
નાયક વિનાનું ટોલું.
નાર, ચાર, ને ચાકર, ત્રણ કાચા ભલા; પાન, પટેલ, ને પ્રધાન, ત્રણ પાકા ભલા. ૫૩૫૦
નાર, ચાર, ને ચાકર એ ત્રણ કાચાં ભલાં, પાન, પટેલ, ને પ્રધાન એ ત્રણ પાકાં ભલાં, વહાણ, વરસાદ, ને વિવાહ એ ત્રણ આવ્યાં ભલાં, તાવ, તામસ[૩], ને તલાટી એ ત્રણ ગયલાં ભલાં.
નારાયણ આગળ નારદ શા લેખમાં?
નાલિયું મારવું, (અથવા, હાંકવું.)
નાલિયેર આપવું.
યાને, નોકરીથી બરતરફ કરવું.
નાલિયેર લેવું. ૫૩૫૫
યાને, નોકરી છોડી દેવી.
નાલિયેરનું પાણી નાલિયેરમાં રહે.

૧. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 220.
૨. જુઓ કેહવત ના૦ ૫૩૩૯, સફે ૪૮૭. ૩. ગુસ્સો.

નાલિયેરમાં પાણી જાલવવું, ને દીકરી જાલવવી બરાબર.

નાવ ગાડાં ઉપર, ને ગાડું નાવ ઉપર. (અથવા) નાવ પર ગાડી, ને ગાડી પર નાવ.[1]

નાવ હમારી જાંજરી, ઓતહી ભરા હે ભાર, હલકે થે સો પાર ઉતર ગયે, રહે કે જીન સર ભાર.

નાવડિયા રે નાવડિયા! ને તરમાં બેઠી ડોસી, માથે મેલ્યો ટોપલો, તો ડપમાં કેટલી બોસી? ૫૩૬૦

નાહક કુવા કાંઠે લાંઘણું શું?

નાહતાં બાલ નહિ ખરે.

નાહતાં મુ— તેને કોણ પકડે?

નાહન નહવાડવું.

યાને, કોઈનાં નાણાં ડુબાડવાં.

નાહન નાહવું. (અથવા) ચોખ્ખા થવું. ૫૩૬૫

યાને, દીવાલું કાહડવું.

નાહનજી ભોટનો (અથવા, ભટનો.)

નાહનપરૂં,[2] ને સુન્નાનું કલું.

નાહના સરખા અંબાઇદાસ, ને લુંગડાં પેહેરે સો પચાસ.

નાહના સોહલાના બલદીયા, ને ભીમા કચાતની વેહલ, નવાબ સાહેબના અમલમાં ગોલાબદાસ કરે સેહલ. (અથવા) ભાઇની ગાડી ને બાપના બેલ, ને બંદા બેઠા કરે સેહલ. (અથવા) સસરેકી ગાડી, સાલેકા બેલ, ને બંદા કરે સેહલ.

નાહનાને કશાંનાંબી બહાના. ૫૩૭૦

નાહનાને નાહની ને મોહટાને મોહટી ફિકર.

નાહનાભાઈ નાજુક.

---

૧. એને મળતી જુદી જુદી ભાષાઓની કેહવતો માટે જુઓ કેહવત ના૦ ૨૦૧૦, સફે ૧૮૯. ૨. સુરતમાં આવેલું એક પરૂં.

નાહનામાંથી મોહટું થાય.

Les petits ruisseaux font les grandes rivières.[1] (ફ્રેંચ કે.)

નાહની ચુક મોહટો બીગાડ કરે.

A little neglect may breed great mischief. (અં. કે.)

નાહની નાચણુ ને મોટી છી—. ૫૩૭૫

નાહની મોહટી કરતાં કુંવારા રહી જશો.

નાહની સાસુ મરતી નથી, ને વહુનો દહાડો ફરતો નથી.

નાહનું કાણું મોટું વહાણ ડુબાડે.

આ કેહવત અંગ્રેજી A small leak will sink a great ship ઊપરથી આવેલી છે.

Liden Tue valter ofte stort Las.[2] (દેનીશ કેહવત.)

નાહનું છોકરું કહે કે કુલડીમાં હાથ ઘાલી આપો.

નાહનું ઠામ ઝાઝું વપરાય. ૫૩૮૦

નાહનું ઢેફું ઘણું અફરાય.

નાહનું વાસણ ઘણું વપરાય.

Petit chose aide souvent.[3] (ફ્રેંચ કેહવત.)

નાહને કોલીએ વધારે જમાય.

Small trades make great profits. (ચીનાઈ કેહવત.[4])

નાહને દીવે અજવાળું, ને મોહટે ભડકે હોલી.

As many lamps so much light. (કાશમીરી કેહવત.[5])

નાહને ભડકે દીવાલી, ને મોહટે ભડકે હોલી, શેહરમાં લુટે સાહુકાર, ને વનમાં લુટે કોલી. ૫૩૮૫

નાહને ભડકે દીવો, ને મોહટે ભડકે હોલી.

---

૧. Little brooks make great rivers.

૨. A little stone may upset a large cart.

૩. A little thing often helps.

૪. Scarborough's *Chinese Proverbs*, p. 35.

૫. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 254.

નાહને મોહડે મોહટી વાત નહિ કર્યે.

નાહનો ડીઅર લાડકો, ઘીનો ભર્યો વાટકો, (અથવા, ઘીનો પળો વાટકો.)

નાહનો તો નાહનો, પણ રાઇનો દાનો.

નાહનો નાહનાનું કામ કરે, ને મોહટો મોહટાનું કામ કરે. ૫૩૯૦

નાહનો નાહનો પણ રાઈનો દાનો.

નાહનો સરખો નલો, ને સંજલા લગી પોલો.

નાહનાં મોહટાંના બે કાન.

નાહનાં મોહે મોહટા કોલીયા શું? (અથવા) નાહને મોહડે મોહટો કોલીયો ભરાય નહિ.

लहान तोंडीं मोठा घांस. (મરાઠી કેહવત.)

નાહનાંને પગમાં જોર, જુવાનને છાતીમાં જોર, ને ઘરડાંને જુબાનમાં જોર. ૫૩૯૫

નાહ્યા એટલે દિવસ સફલ, ને પરણ્યા એટલે જનમ સફલ.

નાહ્યા તે ડાહ્યા, ને મેલા તે ઘેલા.

નાહ્યા તેટલું પુન્ય.

નાહલો પારો શિખે, ને મહને ગારો શિખે.

જ્યારે કોઈ ઉમરે પુગેલું માણસ નહિ છાજતી વર્તણુક ચલાવે, અને પોતાના દરજ્જાને હલકું લાગે તેવું કામ કરે, ત્યારે આમ બોલાયછે.

નાહસ પ્રાણિયા આગ આવી. ૫૪૦૦

નાહસ બીલાડી ઊંદર આવ્યા.

નાહસતા ચોરની (અથવા, ભુતની) કછોટી. (અથવા) બલતાં ઘેરનો વાંસો, ને નાહસતા ચોરની કછોટી.

ચલતે ચોર લંગોટી લાભ.
ભાગતે ભુતકી લંગોટીભી બહુત હએ. (હિંદુસ્થાની કેહવતો.)

નાહસરી આપીને શેહાણી કેહવડાવે.

નાહસરી સવાયાનું દહી, ને અખઇ થઇને રહી.

નાહસરીના ચણા, ને પોરિયાં મેલવ્યાં ઘણાં. ૫૪૦૫

નાહસરીનું ટાઢકીયું, લાખોની ગરમી.

નાહી ધોઇ નિકલ્યા, ને પન પાપ વિસર્યા; પાપ કરી વિસર્યા, ને પન કરવા નિસર્યા.

નાહી ધોઈને કોડ કોણ માગે?

નાહી ધોઇને જલમાં બેઠા.

નાહી ધોઈને પાટલે બેઠા. ૫૪૧૦

નાહી ધોઈને પાટલે બેસે, ને ઉભાં તાણે ટીલાં, પારકે ઘેર જમવાનું હોય, ત્યારે સણીયાં મુકે ઢીલાં.

નાહે ધોએ સાત દુખ, ને માથું બોરાવે એક સુખ.

નાળને ઠેકાણે રીંગણુ વધેર્યાં.

નિકલ્યું ખોખું, ને ઘર થયું ચોખું.

એક અનગમતાં માણસનાં મોહત પુઠે બોલાયછે.

નિત નિત મર્યો એલાવકે, ને હોઈઓ રોજ રોજ બાજ; ન મર્યો સા—ઉનાવકે, કે નહિ બાજ કે કાજ.[1] ૫૪૧૫

નિતાંડાને બાથ ભરવી?

નિંદક લુલી, ને પાણીદાર કટારી.

A burn is curable, but a wound occasioned by slander is not. (તામીલ કેહવત.[2])

નિંદા એસી ડાકણી, કે કુલ સારો ખાય, કહુંછ નિંદા ન કર્યે, કોટી ક્રોધ સમાય.

Avoid a slanderer as you would a scorpion. (અં. કે.)

Calomniez, calomniez: il en reste toujours quelque chose.[3] (ફ્રેંચ કેહવત.)

---

૧. એની સમજણ માટે જુઓ "કેહવત સંગ્રહ" આવ્રતી પેહલી, સફે ૨૯૩.

૨. Percival's *Tamil Proverbs*, p. 361.

૩. Slander ! slander ! some of it always sticks.

નિંદા કરે તે નરકમાં પડે.

નિર્ધનકો ધન રામ. ૫૪૨૦

નિર્ધનને સૌ ઘેલો ગણે, નિર્ધનને નહિ રાખે ઉભો આંગણે; નિર્ધનનું જીવવું ધિક્કાર.

નિર્ધન્યાનો જાયો, ને બાવલ્યાનો છાંયો (ફાયદો શું કરે?)

નિમાજ પહડતાં મસીદ ટોટે વલગી. (અથવા) નિમાજ કરે તેને મસીદ (અથવા, રોજા) ગલે પડે. (અથવા) નિમાજ કરતાં મસીદ ટોટે વલગી. (અથવા) નિમાજ પહડતાં રોજા ગલે પડવા. (ટોટે વલગવા.)

When I went to worship the temple fell.[1]

When I went to a master whom I knew, to pay my respects, he said your father owes ten *fanams*, give it me. (તામીલ કેહવતો.[2])

When he went to play, the mosque fell on his neck.[3]

When the Sudra saluted the Brahmin, the latter in return asked him to pay an old debt due by his father. (તેલુગુ કેહવતો.[4])

नमाज करतां मसीद गळ्यांत पडली. (મરાઠી કેહવત.)

જોલહા ગેલે રોજા બકસાવે, નિમાજ પરલ ગરે. (બિહાર કેહવત.[5])

રોઝેકુ ગયે નમાઝ ગલે પરે.

નમાઝકુ ગયેથે રોઝે ગલે પરા. (હિંદુસ્થાની કેહવતો.)

નિમાજમાં ખલલ.

"કવાબમાં હાડકાં"ની મતલબે વપરાયછે.

નિમાજીનો આનો વસુલ થયો. ૫૪૨૫

The finger of the prayer. (કાશમીરી કેહવત.[6])

૧. Percival's *Tamil Proverbs*, p. 251. ૨. *Ibid*, p. 50.

૩. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 218. ૪. *Ibid*, p. 202.

૫. Christian's *Behar Proverbs*, p. 135.

૬. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 157.

નિર્બંધી ન્યાતમાં પંદર પટેલ.

નિર્માલ્ય નિર્ધનનો અવતાર, નિર્ધનનું જીવ્યું ધિક્કાર; નિર્ધનને કોઈ નવ ગણે, નવ રાખે કોઇ આંગણે.

નિવડે વખાણ.

નીચ વરણને નાખે વારી, છીબા પટેલની પોરી તે વાહલા પાસે આવી.

નીચ હોય તે કદી ઊંચ ન થાય. ૫૪૩૦

The base are void of good manners. (તામીલ કેહવત.[૧])

નીચને છોડી ઘરમાં બેસવું, ને ઉંચને છોડી બહાર નિકલવું.

નીચી ધરતી ને ઊંચો આભ, ભુલ્યો જોગી, બમણો લાભ.

નીચી પુછડીએ નાહસવું. (અથવા) ઉભી પુછડીએ નાહસવું.

દુમ દબાકે ભાગના. (હિંદુસ્થાની કેહવત.)

નીચી ઓરડી (અથવા, ધાકી ઓરડી) સઉ કોઇ ઝુરે.[૨]

નીચું જુએ બલદીયો, ને ઉંચુ જુએ નાર, અસુરે આવ્યાં પરોણાં એ ત્રણેડેનાં મોહડાં બાર. ૫૪૩૫

નીચે જુએ તો ધરતી, ને ઉંચે જુએ તો આભ.

નીચે ધરતી, ઉપર આભ.

નીચેથી ઉંચું નહિ જોય (એવું શરમાલ.)

નીતરૂં બીલોર જેવું.

As clear as crystal. (અંગ્રેજી કેહવત.)

નીતિ ત્યાં રીતિ. ૫૪૪૦

નીતિએ નારાયણ વસે, ને અનીતિએ કુતરાં ભસે.

નીમ હકીમ, ને કટલે હામ.

આ કેહવત ફારસી "નીમ હકીમ વ ખતરે જાન" ઉપરથી અપભ્રંશ થઈને આવેલીછે.

---

૧. Percival's *Tamil Proverbs*, p. 556.

૨. એને મળતી જુદી જુદી ભાષાઓની બીજી કેહવતો માટે જુઓ કેહવત ના૦ ૩૪૭૦, સર્ફ ૩૩૮.

નીમ હકીમ ખતરે જાન, નીમ મુલ્લાં ખતરે ઈમાન.
નીમક ખાધેલું હલાલ કરવું, હરામ નહિ કરવું.
નીર નવાણે,[1] ને અન્ન કોઠારે. ૫૪૪૫
નીર નવાણે, ને ધર્મ ઠેકાણે.
નૂર, પાણી, ને અમલી, ને ભોંય, સાદરી, ને કમલી.
    નિર્ધન અને નાચાર હાલત દેખાડવા બોલાયછે.
નેકનાં મોહ પર નૂર હોય.
નેકી કરે તું નામદારી વધે, બાપનાં નામથી નામ ન વધે.
નેકી બરબાદ, ગુનાહ લાજમ. ૫૪૫૦
નેકી બેહસ્તનો રાહબર છે.
    Cultivate virtue in this world, and you'll be happy in the next. (ચીનાઈ કેહવત.[2])
    નેકી કર, ખોદાસે પાવ. (હિંદુસ્થાની કેહવત.)
નેતરનાં ઝાડની માફક ધ્રુજવું.
નેલનાં અટક્યા નેલમાં ન રહે. (અથવા) નેલનાં ગાડાં નેલમાં ન રહે. (અથવા) નેલના ગાડાં નેલમાં રેહશે?
નેવનાં પાણી મોભે નહિ ચહડે.
    Water always drops from the eaves into the same old holes. (ચીનાઈ કેહવત.[3])
    છલટેકા પાની બુલંદા નહિ જાતા. (હિંદુસ્થાની કેહવત.)
    (ફારસી કેહવત.) آب چنگ بر پنگ نمی رود
નેવનાં પાણી મોભે, ને હાથી દરબારે શોભે. ૫૪૫૫
નેવરે ખાય, ને વાવરે[4] સુવે.
નેસ્તીની મા ખાટલે મરે.

---

૧. નવાણ—તલાવ. ૨. Scarborough's *Chinese Proverbs*, p. 413.
૩. *Ibid*, p. 359. ૪. પવનમાં.

નો મારશ રે માહરા ભાઈ! માહરે ઘેર છે ગોમીબાઈ, તે સાથે
  પરણાવશ રે ભાઈ મોરલીધર!

નોકર બિચારા ક્યા કરે કે અન્ન પરાયા ખાય.

  Quien sirve no es libre.[1] (સ્પૅનીશ કેહવત.)

  (ફારસી કેહવત.) بندگی بیچارگی

નોકરની જડ જુબાન પર. ૫૪૬૦

નોકરી તો કાચની કુપ્પી (અથવા, કાજલની કોટડી) છે.

નોકરી નિત્ય નવી.

  નોકરી નિત નઈ. (હિંદુસ્થાની કેહવત.)

નોતર્યા કાંગા, ને જમી ગયા સાંગા.

નોતરાંની વાર જોઈને ચુહલામાં પાણી નહિ રેડાય.

નોલવો નોલવેલ સુંધીને સાથે લડે, નહિ તો ઝેહર ચહડે. ૫૪૬૫

નોલિયાને ને બિલાડીને બને નહિ.

નંગા ખુદાસે જોરાવર.

નંદ કલાથી દેવ નાહસે.

નંદજીનું ગદયાણું.[2]

નંદનાં ફંદને ગોવીંદ જાણે, ને બલિયા કાકાને પાડો તાણે. ૫૪૭૦

નંદરવા ને કંદરવા (અથવા, ચંદરવા.)

નંદીબાઇ તો દરિયામાં નાહે, ને ઘરમાં મોટો દીવો થાય.

નંદીબાઈ તો દરિયામાં નાહે, ને તેનું બોલ્યું ઘરમાંજ વણાય.

---

૧. He who serves is not free.

૨. બે ગદ્યાંણાનો એક તોલો થાયછે.



